# જૈનમૂર્તિવિધાન

લેખિકા

ડૉ. પ્રિયબાળા શાહ




યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ - ગુજરાત રાજ્ય

# જૈનમૂર્તિવિધાન

લેખિકા
ડૉ. પ્રિયબાળા શાહ
એમ. એ. પીએચ. ડી. (મુંબઈ યુનિ.), ડી.લિટ. (પેરિસ).



યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ
ગુજરાત રાજ્ય, અમદાવાદ–૬

# JAIN ICONOGRAPHY

*by*

Dr. Priyabala Shah

: પ્રકાશક :

**જે. બી. સેંડિલ**

અધ્યક્ષ

યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય

અમદાવાદ-૩૮૦ ૦૦૬



પ્રથમ આવૃત્તિ : ૧૯૮૦

નકલ : ૧૧૦૦

**કિંમત રૂ. ૧૧ = ૦૦**

"Published by the University Book Production Board, Gujarat State, under the Centrally Sponsored Scheme of Production of Books and Literature in Regional Languages at the University level, of the Government of India in the Ministry of Education and Social Welfare (Department of Culture), New Delhi."

: મુદ્રક :

નરેન્દ્રકુમાર દશરથભાઈ પટેલ

**ઉમિયા પ્રિન્ટરી**

૮૬૩, નારણપુરા ગામ

અમદાવાદ-૩૮૦૦૧૩

# પ્રકાશકનું પુરોવચન

ઉચ્ચ કેળવણીનું માધ્યમ માતૃભાષા બને તે માટે યુનિવર્સિટી કક્ષાએ પ્રત્યેક વિદ્યાશાખા માટે વિપુલ ગ્રંથસામગ્રી તૈયાર થવી જોઈએ. આ હેતુથી કેન્દ્ર સરકારે આર્થિક સહાય આપીને પ્રાદેશિક ભાષાઓમાં યુનિવર્સિટી કક્ષાના પુસ્તકો અને સાહિત્ય પ્રકાશિત કરવાની યોજના ઘડી અને તેને સાકાર કરવા માટે ૧૯૭૦માં આ બોર્ડ રચવામાં આવ્યું. કેન્દ્ર સરકાર તરફથી આ કાર્ય માટે મળતાં અનુદાનો ઉપરાંત એપ્રિલ, ૧ ૧૯૭૬થી આ યોજનામાં રાજ્ય સરકારે પણ અમુક અનુદાન આપવાનું સ્વીકાર્યું છે.

આ યોજનામાં રાજ્યની યુનિવર્સિટીઓના પ્રાધ્યાપકો અને અન્ય વિદ્વાનો દ્વારા યુનિવર્સિટી કક્ષાના અભ્યાસક્રમને આવરી લેતા પાઠ્યપુસ્તકો અને સંદર્ભ-ગ્રંથો પ્રકાશિત કરવામાં આવ્યા છે અને એ કાર્ય હજુ વણથંભ્યુ ચાલુ જ છે.

આ યોજના અનુસાર ગુજરાત રાજ્યની યુનિવર્સિટીઓમાં વિનયન વિદ્યા-શાખાના ભારતીય સંસ્કૃતિ વિષયના વિદ્યાર્થીઓને સુયોગ્ય ગુજરાતી ગ્રંથો આપવાની વ્યવસ્થામાં **જૈનમૂર્તિવિધાન** પુસ્તક પ્રકાશિત કરતાં આનંદ અનુભવું છું. એ આનંદમાં ઉમેરો એ વાતે થાય છે કે પુસ્તકનાં લેખિકા **ડા. પ્રિયબાળા શાહ** આ વિષયના જ્ઞાતા છે અને એમણે પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ વિદ્યાર્થીઓને આપવાનું સ્વીકાર્યું છે. આ પુસ્તકનું પરામર્શન કરવા બદલ **ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીનો** આભાર માનું છું.

'ગુજરાતનું મૂર્તિવિધાન' એ પ્રકાશનમાંથી કેટલાંક ચિત્રોનો ઉપયોગ કરવાની પરવાનગી આપવાના સૌજન્ય માટે ગુજરાત વિદ્યાસભાના આભારી છીએ.

આ ગ્રંથ એકલા વિદ્યાર્થીઓને જ નહીં પણ આ વિષયમાં રસ લેતા બધા જ અભ્યાસીઓ અને જિજ્ઞાસુઓને પણ ખૂબ જ ઉપયોગી નીવડે તેમ છે, અને એ બધાંનો આવકાર આ ગ્રંથ પામશે એવી હાર્દિક અપેક્ષા છે.

યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ,
ગુજરાત રાજ્ય, અમદાવાદ-૬
ડિસેમ્બર, ૧૯૮૦

**જે. બી. સેંડિલ**
અધ્યક્ષ

# પ્રસ્તાવના

જૈનધર્મમાં આ સંસારમાંથી પાર ઉતરવા માટે, આધ્યાત્મિક ઉન્નતિએ પહોંચવા તથા આત્મદર્શનનો જે માર્ગ બતાવે તેને તીર્થંકર તરીકે ઓળખવામાં આવે છે. આથી તીર્થંકરો જગતનું કલ્યાણ સાધે છે અને ધર્મને નવીન સત્ય અને પ્રકાશ પૂરાં પાડે છે. તીર્થંકરોને જિન તરીકે પણ ઓળખવામાં આવે છે જે આત્મા ઉપર વિજય પ્રાપ્ત કરે તે જિન અને તે જ તીર્થંકર. જિને ઉપદેશેલો ધર્મ તે જૈનધર્મ તરીકે ઓળખાય છે. આ ધર્મમાં કુલ ચોવીસ જિન થયા છે. હિંદુ ધર્મમાં ચોવીસ અવતારો, બૌદ્ધ ધર્મમાં બુદ્ધ પણ ચોવીસ તેવી જ રીતે જૈન જિનો પણ ચોવીસની સંખ્યામાં છે.

મૂર્તિપૂજાની શરૂઆત ક્યારે થઈ તેના માટે અનેક મતભેદો છે છતાં ભારતમાં વેદસાહિત્યમાંથી દેવોનાં વર્ણનો મળી આવે છે. હડપ્પા સંસ્કૃતિના ઉત્ખનનમાંથી મળી આવેલા અવશેષોમાંના માતૃકા, પશુપતિ–શિવ, શિવલિંગ વગેરે મૂર્તિપૂજાની પ્રતીતિ આપે છે. હડપ્પા સંસ્કૃતિના આ અવશેષો ઈ. પૂ. ૨૫૦૦ના હોવાનું અનુમાન થયેલું છે. આ રીતે મૂર્તિપૂજાની ઐતિહાસિકતા અને પ્રાચીનતા ચારથી પાંચ હજાર વર્ષ જૂની સાબિત થાય છે. જૈનધર્મ પણ પ્રાક્ ઐતિહાસિક કાળથી અસ્તિત્વમાં હતો તેમ બતાવતાં કેટલાંક અવશેષો પુરાતત્ત્વવિદો બતાવે છે. આવા અવશેષોમાં ખડકલેખમાં નિર્ગ્રંથોની નોંધો તેમજ કેટલીક ગુફાઓ–જૈન-સાધુઓનાં નિવાસસ્થાનો તેમજ ઉત્ખનનમાંથી મળી આવેલી કેટલીક મૂર્તિઓને કારણે આ માન્યતાનું સમર્થન કરવામાં આવે છે. જૈનધર્મમાં મૂર્તિપૂજા અંગેનો સ્પષ્ટ ઉલ્લેખ રાજા ખારવેલના શિલાલેખમાંથી મળી આવે છે. આ ઉલ્લેખ લેખિત પુરાવાઓમાં સૌથી પ્રાચીન કહેવાય.

ગુજરાતમાં જૈન ધર્મ ખૂબ ફાલ્યો હતો અને તેણે રાજ્યધર્મ તરીકેની કીર્તિ સંપાદન કરી હતી. જૈનધર્મની લોકપ્રિયતા બતાવતાં કેટલાંયે જૈનધર્મના મંદિરો આજે પણ અસ્તિત્વમાં છે. આવાં ધર્મકાર્યોમાં તત્કાલીન રાજાઓ ધર્મવીર શ્રેષ્ઠીઓને પૂરતી સહાય આપતા હતા. જૈનોની શ્રદ્ધા, ભક્તિભાવ અને ધર્મ પ્રત્યેની અદ્વિતીય ભાવના ખૂબ ઉદાત્ત છે કે જેથી જિનભગવાનનાં ભવ્ય મંદિરો બંધાવીને ભક્તોએ પોતાની ધર્મભાવનાને મૂર્તિ સ્વરૂપે રજૂ કરી છે. સમગ્ર ભારતમાં અઢળક ધન ખર્ચીને બંધાવેલાં જૈનમંદિરો તેનાં આદર્શ પ્રતીકો છે.

હિંદુધર્મની અસરને કારણે જૈનધર્મમાં પણ પોતાની કામનાઓ પરિપૂર્ણ કરવા માટે કેટલાંક તાંત્રિક વિધિવિધાનો પણ દાખલ થયાં. આ કારણે વૈદિકધર્મની જેમ જૈનધર્મમાં પણ અનેક દેવોની કલ્પના રજૂ થતાં તે તે દેવોના પૂજન-અર્ચન વગેરે દાખલ થયાં. આવા દેવોમાં કેટલાંક હિંદુદેવોને પણ જૈનધર્મમાં સ્થાન મળ્યું

છે, તેમાં ધ્યાન ખેંચે તેવા દેવોમાં નવગ્રહો, દિક્પાલો, ગણેશ, લક્ષ્મી, માતૃકાઓ, કુબેર વગેરે છે. આ ઉપરાંત તીર્થંકરની સાથે પરિવારદેવો યક્ષો, શાસનદેવીઓ, વિદ્યાદેવીઓ વગેરે પણ જૈનધર્મના મૂર્તિશાસ્ત્રમાં વિશિષ્ટ સ્થાન ભોગવે છે.

જૈન મૂર્તિઓની ઓળખ માટે લાંછનો અગત્યનાં છે જે જૈનમૂર્તિઓના પરિચય માટે પાયારૂપ છે જ્યારે હિંદુધર્મમાં પ્રતીકો છે, પણ જૈનધર્મમાં ચોવીસે તીર્થંકરો સામાન્ય રીતે માનવાકારમાં એક સરખા દેખાય છે તેમને ઓળખવા માટે લાંછનો જ મહત્ત્વના છે.

વિષ્ણુધર્મોત્તર પુરાણનું મેં સંપાદન કર્યું ત્યારથી જ પ્રતિમાલક્ષણનો અભ્યાસ કરવાની મને તક મળી. ૧૯૭૪માં હિંદુમૂર્તિવિધાન ગ્રંથ તૈયાર કર્યો તેમાં મારા આ અભ્યાસને મઠારીને કાંઈક વ્યવસ્થિત કરવાનું સૌભાગ્ય યુનિવર્સિટી ગ્રંથ-નિર્માણ બોર્ડ મારફતે મળ્યું. અનુસ્નાતક કક્ષાના ભારતીય સંસ્કૃતિના વિદ્યાર્થીઓ માટે હિંદુ, જૈન અને બૌદ્ધ મૂર્તિશાસ્ત્રનો અભ્યાસ આવશ્યક હોઈને જૈનમૂર્તિવિધાન જાણવાની જિજ્ઞાસા થઈ અને તે જિજ્ઞાસાના પરિપાકરૂપે આ પુસ્તક તૈયાર થયું. ગુજરાતી ભાષામાં આ વિષયનું કોઈ પુસ્તક નથી તેથી આ ગ્રંથની ઉપયોગિતા નકારી શકાય એમ નથી.

આ ગ્રંથ સારી રીતે તૈયાર થાય તેમાં અનેક વિદ્વાનમિત્રો અને સજ્જનોએ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મને સહાય કરી છે તેઓને અત્રે યાદ કરવાની મારી ફરજ સમજું છું.

વિદ્યાર્થીઓને પોતાની ભાષામાં ગ્રંથો સુલભ થાય એ એનો શુભ આશય હોવાને કારણે તેના ફલસ્વરૂપ આ પુસ્તક તૈયાર થયું. આ પુસ્તકને પ્રગટ કરવાની સુંદર વ્યવસ્થા કરીને મારા શ્રમને સાર્થક કર્યો એ માટે યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આ ગ્રંથની મહત્તામાં ઉમેરણ કરવાના હેતુથી કેટલાંક ચિત્રો અત્રે આપવામાં આવ્યા છે તે માટે મંત્રીશ્રી, ગુજરાત વિદ્યાસભા અમદાવાદના સૌજન્યની સાભાર નોંધ લઉં છું.

આ પુસ્તકના પરામર્શક પ્રો. ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીએ મારા આ ગ્રંથ માટે લીધેલા શ્રમને સુંદર અને ઉપયોગી બનાવવા જે મહત્ત્વનાં સૂચનો કર્યાં એ માટે તેમને હું ધન્યવાદ આપું છું.

આ ગ્રંથ જૈનમૂર્તિઓના જિજ્ઞાસુ તેમજ ભારતીય સંસ્કૃતિના સ્નાતક–અનુસ્નાતક કક્ષાના વિદ્યાર્થીઓને ઉપયોગી થશે તો આ મહેનત લેખે લાગશે. આ ગ્રંથમાં કાંઈ ત્રુટિ રહી ગઈ હશે તો તે મારી પોતાની વાચકવર્ગને આ ત્રુટિ માટે મને ક્ષમા કરીને કોઈપણ સૂચનો હોય તો મોકલી આપવા વિનંતી કરું છું.

૨૬–૧–'૮૦ **પ્રિયબાળા શાહ**

# અનુક્રમણિકા

| ચિત્રસૂચિ | વર્ણન પૃષ્ઠ | ચિત્રપૃષ્ઠ |
|---|---|---|
| ૧ ઋષભદેવ | ૪૯ | ૧૨૭ |
| ૨ નેમિનાથ | ૬૪ | ૧૨૮ |
| ૩ સમોવસરણુ | ૩૫ | ૧૨૯ |
| ૪ પાર્શ્વનાથ | ૬૫ | ૧૩૦ |
| ૫ સહસ્રફણા પાર્શ્વનાથ | ૬૬ | ૧૩૧ |
| ૬ જિવંત સ્વામી | ૬૮ | ૧૩૨ |
| ૭ ચક્રેશ્વરી | ૮૩ | ૧૩૩ |
| ૮ ગોમુખ | ૭૨ | ૧૩૪ |
| ૯ અંબિકા | ૯૨ | ૧૩૫ |
| ૧૦ સિદ્ધચક્ર | ૧૨૦ | ૧૩૬ |
| ૧૧ નવદેવતા | ૧૨૦ | ૧૩૭ |
| ૧૨ માણુવકસ્તંભ | ૧૨૨ | ૧૩૮ |
| સંદર્ભસૂચિ | | ૧૩૯ |

## પ્રકરણ ૧

# જૈનધર્મનો પરિચય

હિંદુધર્મમાં કોઈ પ્રવર્તક નથી પણ જૈનધર્મમાં છે. જૈનધર્મ સ્થાપેલો છે જ્યારે હિંદુધર્મ અનાદિકાળથી ચાલ્યો આવેલો સનાતન ધર્મ છે. જૈનધર્મના ફેલાવામાં તીર્થંકરો અને જૈનાચાર્યોએ ફાળો આપેલો છે. ભારતીય ધર્મવિચારધારામાં બે પરંપરાઓ જાણીતી છે, એક બ્રાહ્મણ અને બીજી શ્રમણ. બ્રાહ્મણ પરંપરાનો વિકાસ બ્રહ્મન્ શબ્દની આસપાસ થયો જ્યારે શ્રમણ પરંપરાનો વિકાસ "શ્રમ"ની આસપાસ થયો. અર્થાત્ સમાજની બધી વ્યક્તિઓને સરખો અધિકાર આપવાનો આદેશ હતો. જ્યારે બ્રાહ્મણ ધર્મમાં યજ્ઞ-યાગાદિ અને સ્તુતિ પ્રાર્થના વગેરે માટે બ્રાહ્મણોનું મહત્ત્વ ગણાતું. શ્રમણ પરંપરા પ્રમાણે ધર્મ એ કોઈએક વ્યક્તિ કે સમાજનો ઈજારો નથી, પરંતુ તે સમાજના દરેક માનવીને માટે સરખા અધિકારની ભાવના બતાવે છે. કોઈ પણ મનુષ્ય સ્વપુરૂષાર્થ વડે અર્હંતપદ કે તીર્થંકરપદ મેળવી શકે છે. જીવનના આખરી ધ્યેયને સિદ્ધ કરવાને માટે અહિંસાને મુખ્ય સાધન ગણવામાં આવ્યું છે. શ્રમણ પરંપરામાં ધર્મભાવના, દર્શન અને તત્ત્વજ્ઞાન અહિંસા શબ્દમાં વ્યક્ત થાય છે. બ્રાહ્મણ પરંપરામાંથી વેદધર્મનો વિકાસ થયો જ્યારે શ્રમણ પરંપરામાંથી જૈનધર્મ અને બૌદ્ધધર્મનો વિકાસ થયો છે. એક મત એવો છે કે બ્રાહ્મણ પરંપરા કરતાં શ્રમણપરંપરાની વિચારધારા ઘણી પ્રાચીન છે. તેની પ્રાચીનતા હડપ્પા સંસ્કૃતિ સુધી બતાવવામાં આવે છે. તેના પ્રવર્તકોમાં સૌ પ્રથમ રૂષભદેવ છે. જો કે રૂષભદેવ વિશે કોઈ ઐતિહાસિક માહિતી ઉપલબ્ધ થતી નથી. તેઓ અત્યંત પ્રાચીન કાળમાં થઈ ગયા તેમ માની જૈનો તેમને આદ્યતીર્થંકર ગણી માન આપે છે.

જૈનધર્મ શ્રમણધર્મ અને નિર્ગ્રંથ સંપ્રદાયના નામે જાણીતો થયેલો છે. નિર્ગ્રંથ શબ્દનો એક અર્થ ગ્રંથિ વિનાનો અને બીજો અર્થ ધર્મોપદેશક થાય છે. આ નિર્ગ્રંથ સંપ્રદાયમાં જે આચાર્યો અને સંતો થયા તેમણે તપ દ્વારા પોતાનાં મન, વાણી અને કાયાને તદ્દન જીતી લીધાં હતાં. આવા મહાપુરૂષોને માનની દૃષ્ટિથી "જિન" નામ આપવામાં આવ્યું છે. જિન સંસ્કૃત ધાતુ જિ = જીતવું ઉપરથી થયેલો છે. તેનો અર્થ જેણે રાગ, દ્વેષ આદિ સર્વદોષોમાંથી પોતાનું મન નિર્મળ કર્યું છે અને મન, વચન અને કાયા ઉપર સંપૂર્ણપણે કાબુ મેળવ્યો છે. આ જિનોએ

તપ વડે પોતાના અંતરના શત્રુઓને હણીને તેમના ઉપર વિજય મેળવ્યો હોવાથી તેઓ "અર્હત" ને નામે પણ ઓળખાય છે, આ અર્હતો કેવળજ્ઞાન મેળવ્યા પછી "તીર્થ" એટલે કે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાઓના બનેલા ચતુર્વિધ સંઘની સ્થાપના કરે છે તેથી તેઓ તીર્થંકર[1] કહેવાય છે.

આથી તીર્થંકરો પોતાના ઉપદેશથી આ વિચિત્ર સંસારરૂપી સમુદ્રમાંથી અસંખ્ય જીવોને તારે છે. તેઓ ધર્મને નવીન સત્ય, નવો પ્રકાશ અને પુનર્જાગૃતિ આપી જગતનું કલ્યાણ કરે છે. જૈનમત અનુસાર ઋષભદેવથી માંડીને વર્ધમાન મહાવીર સુધીના ૨૪ તીર્થંકરો પ્રસિદ્ધ છે. જૈન ધર્મના ફેલાવાનો યશ કોઈ એક ઉપદેશકના નામે ચડેલો નથી પરંતુ રાગદ્વેષના વિજેતા એવા અનેક "જિનો"ના હાથે ફેલાવો થયેલો છે. આ જિનોએ પ્રતિપાદિત કરેલો ધર્મ તે[2] જૈનધર્મ કહેવાય છે.

પહેલા તીર્થંકર ઋષભદેવ ક્યાં અને ક્યારે થઈ ગયા તે અંગેની ઐતિહાસિક વિગતો પ્રાપ્ત થતી નથી—પરંતુ તેઓ અત્યંત પ્રાચીન કાળમાં થઈ ગયા તેમ કહેવાય છે. ત્યારે મનુષ્યો જંગલી અવસ્થામાં હતાં. તેઓને રાંધતા કે કપડાં બનાવતાં કે વાસણો બનાવતાં આવડતું ન હતું. અર્થાત્ જીવનની ઉપયોગી વસ્તુઓ આવડતી ન હતી. લોકો વાંચવું–લખવું પણ જાણતા નહીં–આથી ઋષભદેવે તેને જીવનોપયોગી વિદ્યાઓ શીખવી તેમ મનાય છે તેથી ઋષભદેવ સમાજ સુધારક કે સંસ્કૃતિના આદ્ય ઘડવૈયા કહેવાય છે. વર્તમાનયુગના ઘડવૈયા તરીકે ઋષભદેવને ઓળખવામાં કાંઈ અજુગતું નથી. ઋષભદેવ પછી બીજા ત્રેવીસ તીર્થંકરો થઈ ગયા, તેમાંના કોઈ પણ વિશે ઐતિહાસિક પ્રમાણ મળતું નથી. જૈન અનુશ્રુતિ અનુસાર બાવીસમા તીર્થંકર નેમિનાથ યાદવકુળમાં જન્મ્યા હતા અને તેઓ કૃષ્ણના પિત્રાઈ ભાઈ થતા હતા. નેમિનાથ વિશે કથા એવી છે કે પોતાના લગ્નના દિવસે ભોજન માટે અસંખ્ય પશુહિંસા થવાની હતી. આ જોઈને તેઓ ખૂબ દુઃખી થઈ ગયા અને લગ્નને બદલે

---

૧. તીર્થંકર એટલે સંતીર્યતે અનેન જેની મદદ વડે સંસારરૂપી સમુદ્ર તરાય છે તે. શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવ પોતાના ધર્મવર્ણન પુસ્તકમાં તીર્થંકરનો અર્થ આપતાં જણાવે છે કે "તીર્થ એટલે ઓવારો, આરો, નદી ઉતરવાનું ઠેકાણું–પવિત્ર સ્થાન, જેમાં રહીને આ સંસારરૂપી નદી ઉતરી શકાય છે. જૈન શાસન : શાસ્ત્ર : એ સંસારરૂપી નદી ઉતરવાનો આરો અને એ બાંધનારને તીર્થંકર કહેવાય છે."

૨. "જિનો"ની વાણીમાં શ્રદ્ધા રાખી અને તેને અનુસરી મન, વચન અને કાયા પર જે કાબૂ મેળવવા પ્રયત્ન કરે છે અને જીવનમાં અહિંસાનું શક્ય તેટલું પાલન કરે તે સાચો જૈન કહેવાય. જૈન ધર્મનો વ્યવહાર અનેક નામોથી થાય છે જેમકે નિર્ગ્રંથ, શ્રમણધર્મ, અર્હતધર્મ, અનેકાન્તમાર્ગ, વીતરાગમાર્ગ, જિનમાર્ગ વગેરે.

તેમણે દીક્ષા ગ્રહણ કરી. તેઓ સૌરાષ્ટ્રમાં ગિરનારમાં કાલધર્મ પામ્યા હોવાથી ગિરનાર જૈનો માટે મહત્ત્વનું તીર્થ ગણાય છે.

ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામી પહેલાં આશરે ૨૫૦ વર્ષ પર થયા હતા. તેમણે પોતાના આયુષ્યના ત્રીસમા વર્ષે સંસારત્યાગ કરી દીક્ષા ગ્રહણ કરી હતી અને લગભગ ૭૦ વર્ષ નિર્વાણ પ્રાપ્ત કરવા માટે ગાળ્યા હતા તેમણે ઉપદેશેલા ધર્મમાં અહિંસા, સત્ય, અસ્તેય અને અપરિગ્રહ એમ ચાર વ્રતોનો સમાવેશ થાય છે.

ચોવીસમા તીર્થંકર મહાવીરસ્વામી ઐતિહાસિક વિભૂતિ ગણાય છે. તેઓ ભગવાન બુદ્ધના સમકાલીન ગણાય છે.[3]

મહાવીરના જન્મ પછી તેમના પિતાની સર્વપ્રકારની સમૃદ્ધિ વધી તેથી તેમનું નામ 'વર્ધમાન' પાડવામાં આવ્યું. સંસારના વિકારોથી વર્ધમાનની ત્યાગવૃત્તિ વખતોવખત પ્રબળ થતી જતી હતી. વર્ધમાને પોતાના આયુષ્યના ત્રીસમા વર્ષે પોતાની સર્વસંપત્તિનું દાન કરી, કેશલોચન કરી, ગૃહત્યાગ કર્યો અને સત્યની શોધ માટે તપ કરવા નીકળી પડયા. કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી મહાવીરે પોતાના જ્ઞાન અને અનુભવોનો લોકકલ્યાણ માટે ઉપયોગ કર્યો. પોતાના ઉપદેશમાં તેમણે અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ, ક્ષમા, નમ્રતા અને વિવેક ઇત્યાદિ સદ્‌ગુણો ઉપર ભાર મૂકીને પ્રજાને પ્રેમમય અને નિર્ભય જીવન જીવવાના મંત્ર આપ્યા. સર્વધર્મનું મૂળ દયા છે એમ જણાવી ધર્મક્ષેત્રે તેમણે અહિંસાને એટલી બધી પ્રતિષ્ઠિત કરી કે સમય જતાં તે ભારતીય ધર્મોનો પ્રાણ બની ગઈ. મહાવીરે ત્રીસેક વર્ષ સુધી ઉપદેશક તરીકે ખૂબ વિહાર કર્યો અને પોતાના આયુષ્યના બોંતેરમાં વર્ષે રાજગૃહ પાસે પાવાપુરીમાં ઈ. સ. પૂ. ૫૨૭માં નિર્વાણ પામ્યા.

આમ ૨૪ તીર્થંકરો થયાની જૈનધર્મમાં માન્યતા છે પરંતુ આદ્ય તીર્થંકર ઋષભદેવ, સોળમા તીર્થંકર શાંતિનાથ, બાવીસમા તીર્થંકર નેમિનાથ, ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ અને ચોવીસમા તીર્થંકર મહાવીર સ્વામી—આ પાંચના નામ જૈનશાસ્ત્રમાં વધારે પ્રચલિત છે.

---

૩. આ સમયે દેશની આર્થિક સ્થિતિ છિન્નભિન્ન થઈ ગઈ હતી. પ્રજા ધાર્મિકક્ષેત્રે ક્રાંતિ ઇચ્છતી હતી. આવી કટોકટીની પળોએ એક બાજુ મહાવીર સ્વામી અને બીજી બાજુ ગૌતમબુદ્ધ—એ બંને વીરપુરુષોએ તત્કાલીન સમાજની પરિસ્થિતિનો સૂક્ષ્મ અભ્યાસ કરીને વેદ પરંપરાથી જુદા પાડીને, અહિંસાપ્રધાન ધર્મપ્રવર્તાવીને પ્રજાની ચેતનાને નવો સ્વાંગ સજાવ્યો અને ધીરે ધીરે બ્રાહ્મણ પરંપરાનો ક્ષય થયો અને સમાજમાં ક્ષત્રિય પરંપરાનો વિકાસ થયો.

**ત્રિરત્ન** : જૈનધર્મમાં દર્શન, જ્ઞાન અને ચારિત્રને ત્રણ રત્નો તરીકે ઓળખવામાં આવે છે.[૪] દર્શન, જ્ઞાન અને ચારિત્ર્ય જીવનમાં પરસ્પર સંકળાયેલા છે. દર્શનથી જ્ઞાન અને જ્ઞાનથી ચારિત્ર્ય ઉત્પન્ન થાય છે આ ત્રણે રત્નોની આગળ "સમ્યક્" એટલે કે "સારાપણું" વિશેષણ લગાડવામાં આવે છે. અર્થાત્ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચરિત્ર. હિંદુધર્મમાં જે સ્થાન સંસ્કારનું છે તેવું સ્થાન જૈનધર્મમાં ચારિત્રનું છે. ચારિત્રના ઘડતર માટે જૈનધર્મમાં સાધુઓ અને ગૃહસ્થીઓએ પાળવાના કેટલાક વ્રત બતાવેલ છે.

નિર્વાણ મેળવવા માટે સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રનું યથાર્થ પાલન કરવું પડે છે.

જૈનધર્મમાં સાધુ–સાધ્વીઓ અને શ્રાવક–શ્રાવિકાઓ માટે પાંચ વ્રત એટલે કે આચારના નિયમો નક્કી કરવામાં આવ્યા છે. જૈનધર્મના સાધુ–સાધ્વીઓ આ પાંચ વ્રત સંપૂર્ણ રીતે પાળે તેને મહાવ્રત કહેવાય છે અને શ્રાવક–શ્રાવિકાઓ પોતાની પરિસ્થિતિ અને સંયોગ પ્રમાણે પાળે ત્યારે તે અણુવ્રત કહેવાય છે. આ પાંચ વ્રત આ પ્રમાણે છે:—

૧–અહિંસાવ્રત ૨–સત્યવ્રત ૩–અસ્તેયવ્રત ૪–બ્રહ્મચર્યવ્રત અને ૫–અપરિગ્રહવ્રત.

જૈનધર્મની વિશેષતા એ છે કે એમાં જાતિ કે વર્ણના કોઈ ભેદ નથી. ભગવાન મહાવીર આર્ય–અનાર્યના ભેદ રાખ્યા સિવાય સર્વ જનોને ઉપદેશ આપતા હતા. તેમના ઉપદેશને આધારે કોઈપણ મનુષ્ય અહિંસા, વ્રત, તપ અને સંયમને જીવનમાં આચરી "જિન" બની શકે છે, રાગદ્વેષથી મુક્ત થઈ "અર્હંત" બની શકે છે અને "તીર્થંકર" પદ પામી શકે છે.

જૈનધર્મમાં સંઘના ચાર ભેદ છે : ૧. સાધુ, ૨. સાધ્વી, ૩. શ્રાવક અને ૪. શ્રાવિકા. દરેક ધર્મમાં વ્યક્તિ અને સમાજનું મહત્ત્વ સ્વીકારવામાં આવ્યું છે છતાં પણ બંને માટે જુદા જુદા આચારના નિયમો બતાવેલા છે. આમાંના પહેલા બે સંસારનો ત્યાગ કરી વૈરાગ્ય અને તપના તીવ્ર નિયમો પાળે છે અને છેલ્લા બે સંસારમાં રહી સાધુ–સાધ્વીઓનો ઉપદેશ સાંભળી યથાશક્તિ ધર્મનું આચરણ કરે છે.

૪. ઉત્તમ ચરિત્ર વિના જીવનનું ધ્યેય સહેલાઇથી પ્રાપ્ત કરી શકાતું નથી. આ ત્રિરત્નથી મોક્ષ મેળવી શકાય છે તેમ જૈનધર્મના તત્ત્વાર્થસૂત્ર નામના ગ્રંથમાં જણાવેલું છે. सम्यग्दर्शन-ज्ञानचारित्राणि मोक्षमार्गः ।

**સંપ્રદાયો :** જૈનધર્મના મુખ્ય બે સંપ્રદાયો છે. એક શ્વેતામ્બર અને બીજો દિગમ્બર. શ્વેતામ્બર એટલે જે સફેદ વસ્ત્ર ધારણ કરે છે તે અને દિગમ્બર એટલે કે જે નિર્વસ્ત્ર છે તે અર્થાત્ દિશાઓરૂપી જેમનું વસ્ત્ર છે તે. આ બંને પંથો એકબીજાથી પોતાને પ્રાચીન કહેવડાવે છે. મૂળ તો આ ભેદ સાધુઓમાં પડયો હતો અને પાછળથી તે શ્રાવકોમાં પણ પડયો. આ બંને પંથોમાં પાયાના સિદ્ધાન્ત વિશે મતભેદ નથી. દિગમ્બરો સ્ત્રીઓ મોક્ષાધિકારીણી બને તેમ માનતા નથી પણ શ્વેતામ્બરો માને છે. દિગમ્બરોના મતે તીર્થંકરો વીતરાગી હોવાથી તેમની પૂજા ફૂલ, ધૂપ અને વસ્ત્રાભૂષણથી કરવી જોઇએ નહીં. જ્યારે શ્વેતામ્બરો એ બધાં દ્રવ્યોથી તીર્થંકરોની પૂજા કરે છે. દિગમ્બરો આગમો "જૈનશાસ્ત્રો"નો સ્વીકાર કરતા નથી જ્યારે શ્વેતામ્બરો કરે છે. દિગમ્બરોના મતે કેવલીને આહાર હોઈ શકે જ નહીં, જ્યારે શ્વેતામ્બરો એમ માને છે કે કેવલીને અમુક અંશે આહારની છૂટ હોવી જોઈએ. ટૂંકમાં આ બંને પંથોમાં કોઈ તાત્ત્વિક ભેદ નથી. પરંતુ બાહ્ય રહેણીકરણી પરત્વે જ મતભેદ છે. શ્વેતામ્બરોમાંથી સ્થાનકવાસી જૈનોની એક શાખા નીકળી છે. જેઓ મૂર્તિપૂજામાં માનતા નથી. આ ઉપરાંત આ દરેકમાંથી આચારવિષયક મતભેદને લીધે અનેક ગચ્છો, ઉપશાખાઓ, ઉપસંપ્રદાયો અને સંઘાડાઓ નીકળ્યા છે.

જૈનધર્મનાં શાસ્ત્રો આગમોના નામે ઓળખાય છે. તેના બે વિભાગ પડે છે : એક પૂર્વ અને બીજો અંગ. પૂર્વની સંખ્યા ચૌદ છે અને અંગની બાર છે. ઉપાંગોની સંખ્યા પણ બારની ગણવામાં આવે છે. જો કે આ શાસ્ત્રોની રચના વિશે શ્વેતામ્બરો અને દિગમ્બરોમાં જુદી જુદી માન્યતાઓ છે. આ શાસ્ત્રો અર્ધમાગધી ભાષામાં રચાયેલા છે. તેમાં તીર્થંકરોનાં ચરિત્રો, ઉપદેશો, તત્ત્વજ્ઞાનના વાદવિવાદો, સાધુસાધ્વીઓ, શ્રાવક શ્રાવિકાઓના ધર્મો, તીર્થો અને વ્રતો ઇત્યાદિ બાબતોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ભારતીય સાહિત્યમાં જૈન આગમોનું સ્થાન અનેરું છે. જગતના બીજા ધર્મોની જેમ જૈનધર્મમાં પણ યાત્રા, વ્રત અને તીર્થોનો મહિમા સ્વીકારાયો છે. ભારતીય શિલ્પ અને મૂર્તિવિધાનમાં આ ધર્મનો ફાળો મહત્ત્વનો છે.

શ્વેતામ્બર–દિગમ્બર એવા બે સંપ્રદાયના ભેદને કારણે મુનિઓના આચાર ઉપર પણ ઘણો પ્રભાવ પડયો અને તેથી ભેદભાવ પણ વધવા લાગ્યો, ધીરે ધીરે શ્વેતામ્બરોમાં શ્વેત કપડાં પહેરવાની શરૂઆત થઈ. સૌ પ્રથમ બંને સંપ્રદાયોમાં તીર્થંકરોની નગ્ન મૂર્તિઓ સમાન રૂપથી પ્રચલિત હતી. પરંતુ સાતમી–આઠમી સદીથી શ્વેતામ્બર મૂર્તિઓમાં કૌપીનનો આકાર બનાવવામાં આવ્યો અને મૂર્તિઓને

વસ્ત્ર અને અલંકારોથી સુશોભિત કરવાની પ્રવૃત્તિ વધવા લાગી, તેને કારણે બંનેના મંદિરો પણ અલગ અલગ થઈ ગયા. બંને સંપ્રદાયોમાં બીજી એક પ્રવૃત્તિનો પણ જન્મ થયો. જેમ કે વર્ષાઋતુમાં મુનિઓ–સાધુઓ એક સ્થળ ઉપર રહેતા હતા પરંતુ પાંચમી છઠ્ઠી સદીથી સ્થાયી રીતથી કેટલાક મુનિઓ ચૈત્યાલયોમાં રહેવા લાગ્યા તેથી તેઓ ચૈત્યવાસી કહેવાતા અને જે ભ્રમણ કરતા તે વનવાસીમુનિ કહેવાતા. ચૈત્યવાસીઓમાં આચારશિથિલતા આવી ગઈ અને ધીરે ધીરે મંદિરોમાં પોતાની અને તેના પછી પોતાના ચેલાઓની ગાદી સ્થાપવા માંડી. એક જગ્યા ઉપર રહેવાનો આશય તો પઠન–પાઠન કરીને સાહિત્યરચનામાં સુવિધા મેળવવાનો હતો. તેને કારણે અનેક શાસ્ત્રભંડારો સ્થપાયા. આ ભંડારો સમસ્ત ભારતમાં ફેલાયા છે. મુખ્યત્વે ગુજરાત, રાજસ્થાન તથા મૈસુરમાં પંદરમી સદીમાં મૂર્તિપૂજાવિરોધી આંદોલન શરૂ થયા અને તેને કારણે શ્વેતામ્બરોમાં અલગ સંપ્રદાયોની સ્થાપના થઈ. આ અલગ સંપ્રદાય સ્થાનકવાસી કે ઢુંઢિયાના નામથી પ્રચલિત થયો. તેમાં મંદિરોને સ્થાને આગમોની પ્રતિષ્ઠા થઈ. તેઓને બત્રીસ આગમ માન્ય છે તેઓ બીજા આગમોનો સ્વીકાર કરતા નથી. અઢારમી સદીમાં આચાર્ય ભિક્ષુએ સ્થાનકવાસી સંપ્રદાયથી અલગ થઈને તેરાપંથી સંપ્રદાયની સ્થાપના કરી.

## ઉત્તરભારતમાં જૈન ધર્મ :

બિહારની સાથે જૈનધર્મનો સંબંધ પુરાણકાળથી ચાલુ છે. કેટલાંયે તીર્થંકરોએ આ પ્રદેશમાં જન્મ લીધો હતો અને વીસ તીર્થંકરોના નિર્વાણ સમેતશિખર ઉપર થયા. મહાવીરે જગા જગા પર અહીં વિહાર કર્યો હોવાથી આ પ્રદેશનું નામ વિહાર 'બિહાર' પડ્યું. અહીંથી ઉડીસા જવાનો રસ્તો માનભૂમ અને સિંહ-ભૂમથી જતો. આ બંને પ્રદેશોમાં જૈનધર્મની અવિચ્છિન્ન પરંપરા હતી. માનભૂમના "પશ્ચિમ બ્રાહ્મણ" પોતાને મહાવીરના વંશજ માને છે. વળી તેઓ પોતાને સૌથી પ્રાચીન આર્યોના વંશજ પણ માને છે. જેઓએ સૌથી પ્રાચીનકાળમાં આ ભૂમી ઉપર પગપેસારો કર્યો હતો. તેઓ વૈદિક આર્યોથી પહેલાં આ તરફ આવ્યા હતા. માનભૂમ અને સિંહભૂમ જિલ્લામાં જૈનાવશેષો મોટી સંખ્યામાં પ્રાચીનકાળથી અગિયારમી સદી સુધીના મળે છે. સમ્રાટ ખારવેલના સમયમાં મગધમાં જૈન ધર્મે ફરીથી માથું ઉચક્યું. ગયાની પાસે બરાબરા પહાડી સુધી તે ફેલાયો હતો. શહાબાદમાં સાતમીથી નવમી સદી સુધીના પુરાતત્ત્વીય અવશેષો મળે છે. રાષ્ટ્રકૂટો અને ચંદેલોએ પણ છોટા નાગપુરમાં રાજ્ય કરતી વખતે જૈનો પ્રત્યે સહાનુભૂતિ રાખી હતી. અગિયારમી સદીમાં રાજેન્દ્ર ચોળે બંગાળથી પાછા ફરતી વખતે માનભૂમના જૈન મંદિરોનો નાશ કર્યો હતો.

મહાવીરે પોતે પશ્ચિમ બંગાળ 'લાઢરાધ'માં ભ્રમણ કર્યું હતું ત્યાં તેમને લોકોએ બહુ હેરાન કર્યા હતા. પ્રથમ આ પ્રદેશ અનાર્ય પ્રદેશ તરીકે ગણાતો, પરંતુ મહાવીરના પ્રભાવ હેઠળ આવ્યા પછી આ પ્રદેશ આર્યદેશ મનાવા લાગ્યો. પ્રથમ ભદ્રબાહુનો જન્મ કોટિવર્ષ–ઉત્તરબંગાલમાં થયો હતો. ભદ્રબાહુના ચાર શિષ્યોએ ચાર શાખાઓની સ્થાપના કરી, તે શાખાઓના નામ બંગાળના સ્થળો ઉપરથી એટલે કે કોટિવર્ષ, તામ્રલિપ્તિ, પૌણ્ડ્રવર્ધની અને દાસીખબડિ રાખવામાં આવ્યા. ગુપ્તકાલીન (પાંચમા સૈકાનો) એક તામ્રલેખ પૂર્વબંગાળના પહાડપુરથી મલ્યો છે તેમાં જિનમૂર્તિની પ્રતિષ્ઠાનો ઉલ્લેખ છે. સાતમી સદીમાં ચીની યાત્રી હુએનસંગે લખ્યું છે કે બંગાળના વિભિન્ન ભાગોમાં નિર્ગન્થ મોટી સંખ્યામાં જાણીતો હતો. પાલવંશના રાજ્યકાળની નવમી અને દસમી શતાબ્દિ આસપાસની જૈનપ્રતિમાઓ મોટી મોટી સંખ્યામાં ખોદકામમાંથી મળી આવી છે તેથી સ્પષ્ટ થાય છે કે આ સમય દરમિયાન જૈન વસ્તી આ પ્રદેશમાં ઘણી હશે. પાલ રાજા પોતે બૌદ્ધધર્મી હતો પરંતુ બીજા ધર્મો પ્રત્યે તે સહિષ્ણુ હતો. ત્યાર બાદ સેનવંશ દરમિયાન જૈનધર્મ લુપ્ત થવા લાગ્યો કારણ તેઓ ચુસ્ત બ્રાહ્મણવાદી હતા.

ઈ. સ. પૂ. પહેલી શતાબ્દીમાં ઉજ્જૈન અને મથુરામાં જૈન લોકો જાણીતા હતા. ગર્દભિલ્લ અને કાલકાચાર્યની કથા ઉપરથી તે સ્પષ્ટ થાય છે. ગુપ્તકાલીન લેખને આધારે માલૂમ પડે છે કે ઉદયગિરિ–વિદિશા–માં પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરાવવામાં આવી હતી. મથુરામાંથી મળી આવેલી પુરાતત્ત્વની સામગ્રીમાંથી સ્પષ્ટ થાય છે કે ઈ. સ. પૂ. બીજી સદીથી ઇ. સ.ની દસમી સદી સુધી આ પ્રદેશમાં જૈન ધર્મનું મહત્ત્વનું કેન્દ્ર હતું. અહીંના લેખોમાં કુશાણ રાજાઓનો ઉલ્લેખ છે. ગુપ્ત રાજ્યકાળનો પણ લેખ મલ્યો છે. હરિગુપ્તાચાર્ય ગુપ્તવંશના હતા અને તેઓ તોરમાણ–છઠ્ઠી સદી–ના ગુરુ હતા. મથુરામાંના પ્રાચીન જૈન સ્તૂપો કોઈ કોઈ વિદ્વાનો મહાવીરના પહેલાના સમયના બતાવે છે. એમ કહેવાય છે કે આ સ્તૂપોની સ્થાપના સુપાર્શ્વનાથની સ્મૃતિમાં થઈ હતી અને તેનો ઉદ્ધાર પાર્શ્વનાથના સમયમાં થયો. જૈન સાહિત્યમાં મથુરાના પાંચ સ્તૂપોનો ઉલ્લેખ મળે છે.

મથુરાની સાથોસાથ વલભીમાં ચોથી સદીના પ્રારંભકાળમાં નાગાર્જુનીય–વાચના તેમજ ગુજરાતના ગિરનાર પર્વતની સાથે ધરસેનાચાર્ય અને પુષ્પદન્ત તથા ભૂતબલિના સંબંધથી માલુમ થાય છે કે આ પ્રદેશની સાથે જૈનધર્મનો સંબંધ ઇસ્વીસનની પહેલી શતાબ્દીથી હતો. કદાચ તેનાથી પહેલા પણ આ પ્રદેશ સાથે જૈનધર્મનો સંબંધ હશે. નેમિનાથ ભગવાનની ચર્યા અને મુક્તિ સૌરાષ્ટ્રમાં થઈ છે. વલભીની બીજી અને અંતિમ વાચનાથી સ્પષ્ટ થાય છે કે પાંચમી છઠી સદીમાં

જૈનધર્મ આ પ્રદેશ ઉપર સ્થિર થઈ ગયો હતો. સાતમી સદીના બે ગુર્જર રાજાઓને જૈનધર્મ પ્રત્યે અનુરાગ હતો તે તેના મળેલા દાનપત્રો ઉપરથી જાણી શકાય છે. ચાવડાવંશના સ્થાપક વનરાજ હતા. તેણે પણ જૈનધર્મને પ્રોત્સાહન આપ્યું. રાજા તોરમાણુના ગુરૂ હરિગુપ્તાચાર્યના પ્રશિષ્ય શિવચંદ્રના અનેક શિષ્યોએ ગુજરાતમાં જૈનધર્મનો પ્રચાર કર્યો અને અનેક જૈનમંદિરો બંધાવ્યા એવી કથા પ્રચલિત છે.

સોલંકી રાજા ભીમના મંત્રી વિમલશાહે અગિયારમી સદીમાં આબુ પહાડ ઉપર જે મંદિર બંધાવ્યું તે તેની શિલ્પ અને સ્થાપત્ય કલા માટે જગપ્રસિદ્ધ છે. તેણે ચન્દ્રાવતી નગરી વસાવી હતી. આ ઉપરથી રાજા ભીમને જૈનધર્મ પ્રત્યે કેટલી સહાનુભૂતિ હતી તે સ્પષ્ટ થાય છે. સિદ્ધરાજ અને કુમારપાળના સમયમાં જૈન-ધર્મનો એ સુવર્ણયુગ હતો. તે સમયે હેમચંદ્રાચાર્યએ જૈનધર્મની જે સેવા કરી તેનો પ્રભાવ હંમેશ માટે રહ્યો છે અને ગુજરાત જૈનધર્મનું એક બળવાન અને સમૃદ્ધ કેન્દ્ર બની ગયું. તેરમી સદીમાં વસ્તુપાલ અને તેજપાળ નામના શ્રેષ્ઠિ બંધુઓએ આબુ પર સંગેમરમરનું સુંદર મંદિર કરાવ્યું તે પોતાની કલાને માટે અદ્વિતીય છે.

શત્રુંજય અને ગિરનારના તીર્થક્ષેત્રોને અલંકૃત કરવા માટે અનેક શ્રેષ્ઠિઓ અને રાજાઓએ દાન કર્યું છે. ખંભાતમાં ચિંતામણિ પાર્શ્વનાથ મંદિર બારમી સદીમાં થયું હતું અને તેરમી સદીના અંતભાગમાં તેનો જિર્ણોદ્ધાર કરવામાં આવ્યો હતો. અનેક ધર્માનુયાયીઓએ દાન આપીને આ મંદિરની સમૃદ્ધિ વધારી છે. તેરમી સદીમાં દાનવીર શેઠ જગડુશાહ થઇ ગયા તે કચ્છનાં હતા. તેમણે ગિરનાર અને શત્રુંજય પર્વતના સંઘ કાઢયા હતા. તે ગરીબોને ખૂબ આર્થિક સહાય આપતા હતા. પેથડશાહ આ સમય દરમિયાન થયા હતા. પંદરમી સદીનો સમય સોમસુન્દર યુગ કહેવાય છે. કારણ આ સમય દરમ્યાન આચાર્ય સોમસુન્દરે જૈનધર્મના પ્રભાવ માટે જૈનોને ખૂબ જ પ્રોત્સાહિત કર્યા હતા. પંદરમી સદીમાં લોંકાશાહે સ્થાનકવાસી સંપ્રદાયની સ્થાપના કરી હતી. સોળમી સદીમાં હીરવિજયસુરિ જેવી એક મહાન વિભૂતીનો જન્મ પાલણપુરમાં થયો હતો. તેનો પ્રભાવ અકબર બાદશાહ ઉપર ખૂબ પડચો હતો તેથી અકબરે જૈનધાર્મિક ઉત્સવોના દિવસો દરમિયાન પશુહિંસાના નિષેધનું ફરમાન બહાર પાડયું હતું. સોળમી સદી જૈનોમાં "હિરકયુગ" નામે સુપ્રસિદ્ધ છે.

રાજસ્થાનમાં જૈનધર્મનું અસ્તિત્વ મૌર્યકાળ પહેલા થયાનું મનાય છે. અજમેરની પાસેથી જે શિલાલેખ મલ્યો છે તે ભારતનો સૌથી પ્રાચીન લેખ છે. તેમાં મહાવીર નિર્વાણના ૮૦મા વર્ષનો ઉલ્લેખ છે. આ પ્રમાણે ઈ. સ. પૂ. પાંચમી

સદીમાં ત્યાં જૈનધર્મ વિદ્યમાન હતો. ચિતોડની પાસે માધ્યમિકા નામની જૈનગરી છે ત્યાં ઈ. સ. પૂ. ત્રીજી સદીમાં એક મુનિશાખાની સ્થાપનાનો ઉલ્લેખ જન-સાહિત્યમાં મળે છે. માલવામાં કાલિકાચાર્ય દ્વારા શકોને બોલાવવાનો ઉલ્લેખ છે આ સમયે અર્થાત્ ઈ. પૂ. પહેલી સદીમાં રાજસ્થાનનો દક્ષિણ-પૂર્વ ભાગ માલવામાં ગણાતો. ઈ. સ. પૂ. અને ઇ. સ.ની પહેલી બે સદીઓ દરમિયાન મથુરામાં જૈનધર્મ ખૂબ સ્થિર હતો. તેના ઉપરથી એમ અનુમાન કરવામાં આવે છે કે તે સમયે રાજસ્થાનના ઉત્તરપૂર્વ ભાગમાં જૈનધર્મ પ્રચલિત હશે. બુંદિની પાસે કેશોરાયપટ્ટનમાં જૈનમંદિરના ભગ્નાવશેષો પાંચમી સદી સુધીના મળ્યા હોવાની સંભાવના છે. સાતમી સદીમાં હ્યુએનસંગના વર્ણનથી ભિન્નમાલ અને વૈરાટમાં જૈનોનું અસ્તિત્વ માલુમ પડે છે. વસંતગઢ (સિરોહી)માં ઋષભદેવની ધાતુની મૂર્તિ ઉપર છઠ્ઠી સદીનો લેખ છે. આઠમી સદીના હરિભદ્ર સુરિ ચિતોડનિવાસી હતા. વીરસેનાચાર્ય ષટખંડાગમ તથા કષાયપ્રાભૃત એલાચાર્ય પાસેથી આઠમી સદીમાં ચિતોડમાં શીખ્યા હતા. આ સદીમાં ઉદ્યોતનસૂરીએ આબુ ઉપર બૃહદગચ્છની સ્થાપના કરી હતી.

રાજપુત રાજાઓ મુખ્યત્વે વિષ્ણુભક્ત અને શૈવ હતા છતાં પણ તેઓ જૈનધર્મ પ્રત્યે હંમેશા ઉદાર દષ્ટિ રાખતા.

પ્રતિહાર રાજા વત્સરાજ (૮મી સદીના) સમયનું ઓસિયાનું મહાવીરનું મંદિર આજે પણ જાણીતું છે. મંડોરના રાજા કક્કુકે નવમી સદીમાં એક જૈન મંદિર બંધાવ્યું હતું. કોટાની પાસે જૈન ગુફાઓ આઠમી-નવમી સદીની છે તથા ૮ થી ૧૧ સદીના જિર્ણ મંદિરો પણ જોવામાં આવે છે આઘાટ-ઉદયપુરનું પાર્શ્વનાથનું મંદિર એક મંત્રીએ દસમી સદીમાં બનાવ્યું હતું. આજ સદીમાં સિદ્ધર્ષિ શ્રીમાલમાં જન્મ્યા હતા. લોદોરવા-જેસલમીર-માં રાજા સાગરના પુત્રોએ પાર્શ્વનાથનું મંદિર બનાવ્યું હતું. દસમી સદીના આબુના રાજા કૃષ્ણરાજના સમયમાં સિરોહીમાં એક જૈનમૂર્તિની સ્થાપના કરી હતી. આ સમયના હથુંડી-બીજાપુર-ના રાઠોડો તરફથી જૈનધર્મને સહાય મળી હતી વિદગ્ધરાજે એક જૈનમંદિર બંધાવ્યું હતું. છઠ્ઠીથી બારમી સદી સુધી સૂરસેનોનું રાજ્ય ભરતપુરમાં હતું તે સમયે કેટલાંક રાજા જૈન હતા. અલવરના મંદિરોના શિલાલેખ ૧૧મી ૧૨મી સદીના ગુર્જર પ્રતિહારોના સમયના મળે છે.

ચૌહાણ પૃથ્વીરાજ પહેલાએ બારમી સદીના પ્રારંભમાં રણથંભોરના જૈન-મંદિરો ઉપર સુવર્ણકલશ ચઢાવ્યો હતો. તેના વંશજોએ જૈનધર્મ પ્રત્યે ઉદાર દષ્ટિ રાખી હતી. વિસલદેવે એકાદશીને દિવસે કતલખાના બંધ કરાવ્યાં હતાં, જિનદત્ત-સૂરિ બારમી સદીમાં થઈ ગયા. તેમનો સ્વર્ગવાસ અજમેરમાં થયો હતો. પૃથ્વીરાજ

બીજાએ પાર્શ્વનાથ મંદિરની આર્થિક સહાયતા માટે બિજોલિયા ગામ દાનમાં આપ્યું હતું.

વનરાજ ચાવડાએ ભિન્નમાલથી જૈનોને બોલાવીને ગુજરાતના અણહિલપુર પાટણમાં વસાવ્યા હતા. આચાર્ય હેમચંદ્રના સમય દરમિયાન રાજસ્થાનમાં જૈનધર્મની ઘણી પ્રગતિ થઈ હતી. સોલંકી રાજા કુમારપાળે પાલી–જોધપુર–ના બ્રાહ્મણોને યજ્ઞમાં માંસને બદલે અનાજનો ઉપયોગ કરવાનો અનુરોધ કર્યો હતો. તેણે ઝાલોરમાં એક જૈન મંદિર બંધાવ્યું હતું. આબુના જૈનમંદિર આ સમયે તૈયાર થયા હતા અને તેની આર્થિક સહાય માટે સિરોહીનું ડબાણી ગામ દાનમાં આપ્યું હતું. સેવાડીના શિલાલેખોમાંથી જાણવા મળે છે કે ૧૦મીથી ૧૩મી સદી સુધી ત્યાંના રાજવીઓ તરફથી જૈન સંસ્થાઓને આર્થિક સહાય મળતી. આ પ્રકારે નાડોલ, નાડલાઈ અને સાંડેરાવની જૈન સંસ્થાઓને પણ મદદ મળતી. કુમારપાળના આશ્રિત નાડૌલના ચૌહાણ અશ્વરાજે જૈનધર્મનો સ્વીકાર કર્યો હતો. ઝાલોરના જૈનોને બારમી–તેરમી સદી દરમિયાન ત્યાંના સામન્તો પાસેથી સહાય મળી હતી. તેવો લેખ પણ મળી આવ્યો છે. મેવાડની એક રાણીએ તેરમી સદીમાં ચિતોડમાં પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું હતું. આ સદી દરમિયાન જગચન્દ્રસૂરિને મેવાડના રાણા તરફથી પદવી મળી હતી અને તેનો ગચ્છ તપાગચ્છ કહેવાતો. બારમીથી ચૌદમી સદીમાં ઝાડોલી, ચંદ્રાવતી, દત્તાની અને દિયાણા–સિરોહી જિલ્લા–ના મંદિરોને ભૂમિદાન આપવામાં આવ્યું હતું તેના લેખ મળ્યા છે.

કાલન્દ્રિ–સિરોહી–ના સમગ્ર સંઘે ચૌદમી સદીમાં ઐચ્છિક મરણ અપનાવ્યું હતું. જિનભદ્રસૂરિએ પંદરમી સદીમાં જેસલમીરમાં બૃહદ્જ્ઞાનભંડારની સ્થાપના કરી હતી. રાજસ્થાનમાં શાસ્ત્રોને સુરક્ષિત રાખવાનું અને તેની અનેક પ્રતો કરવાનું શ્રેય તેઓશ્રીને છે. પંદરમી સદીમાં રાણા કુંભાએ સાદડીમાં એક જૈનમંદિર બંધાવ્યું. તે જ સમય દરમિયાન ચિતોડના કિલ્લામાં જૈન કીર્તિસ્તંભ બન્યો. રાણકપુરના જૈનમંદિરો પણ આ સમયના છે. આ મંદિરો સ્થાપત્યકલાના ઉત્તમ નમૂનાઓ છે. રાણાપ્રતાપે હીરવિજયસૂરિને મેવાડમાં બોલાવ્યા હતા. સિરોહી જતી વખતે તેઓ અકબર પાસે રોકાયા હતા અને ત્યાં તેમને સૂરિની પદવીથી વિભૂષિત કરવામાં આવ્યા હતા. શ્વેતામ્બર લોંકાગચ્છના પ્રથમ સાધુ ભાણા તે અરઠવાડા-સિરોહી–ના રહેવાસી હતા. તે ૧૪૭૬માં સાધુ બન્યા હતા. તેરાપંથના પ્રવર્તક ભીકમજી મેવાડના હતા તે અઢારમી સદીમાં થઈ ગયા.

સત્તરમી સદીમાં કોટામાં ઔરંગઝેબના સમય દરમિયાન કૃષ્ણદાસે હિંમતપૂર્વક એક જૈનમંદિર બનાવ્યું અને જૈનોનો સુંદર પરિચય કરાવ્યો. સમયસુન્દર

સોળમી–સત્તરમી સદીમાં થયા તે રાજસ્થાનીના મહાન લેખક ગણાય છે. દિગમ્બર તેરાપંથના સ્થાપક અમરચંદ સાંગાનેરના હતા. તેનો સમય પણ સત્તરમી સદીનો મનાય છે.

અઢારમી સદીમાં જયપુરના ગુમાની રામે ગુમાનપંથની સ્થાપના કરી હતી. પંદરમી સદીથી ઓગણીસમી સદી સુધી રાજસ્થાનમાં જૈનધર્મનો જે પ્રભાવ રહ્યો તે ટૂંકમાં આ પ્રમાણે છે: સ્થળે સ્થળે મંદિરો બનાવવા, પ્રતિષ્ઠા કરાવવી, રાજપુરૂષો પાસેથી દાનના રૂપમાં જમીન મેળવવી વગેરે–સ્તૂપ, સ્તંભ–પાદુકાઓ તથા ઉપાશ્રયોની સ્થાપના અને મંદિરોના જિર્ણોદ્ધાર કરાવવા. આ યુગમાં રાજસ્થાની અને હિન્દીના કેટલાયે સાહિત્યકારો થયા. જયપુરના કસ્બાઓમાં ઓછામાં ઓછા ૫૦ દીવાન જૈન હતા તેથી દરેક ક્ષેત્રમાં જૈનધર્મને પ્રોત્સહન મળ્યું.

મુસ્લિમ આક્રમણો દરમિયાન જૈનમંદિરોની મસ્જિદો પણ બનાવાઈ ગઈ. બારમી સદીના અજમેરના અઢાઈ દિનકા ઝોંપડા અને સાંચોર તેમ જ ઝાલોરની મસ્જિદો જૈનમંદિર હતા. સોળમી સદીમાં બીકાનેરના મંદિર ઉપર આક્રમણ થયું. કોટાના શાહબાદમાં આ રીતે ઓરંગઝેબે એક મસ્જિદ બનાવી હતી. જૈનોએ પણ રાજકારણમાં યોગદાન આપ્યાના ઉદાહરણ છે. કુમારપાલના રાજ્યકાળ દરમિયાન વિમલશાહ આબુના પ્રતિનિધિ હતા. ઝાલોરના ઉદયન ખંભાતના રાજ્યપાલ હતા. સોળમી સદીમાં વીર તેજાએ જોધપુરનું રાજ્ય શેરશાહ પાસેથી રાજા માલદેવને પાછું અપાવ્યું હતું. દીવાન મુણોત નેણસી, રત્નસિંહ ભંડારી, અજમેરના શાસક ધનરાજ અને કૂટનીતિજ્ઞ ઇન્દ્રરાજ સિંધીના નામ પણ ઉલ્લેખનીય છે. કરમચંદ બીકાનેરના રાજાના દંડનાયક હતા. મેવાડના આશાશાહે ઉદયસિંહને આશ્રય આપ્યો હતો. ભામાશાહ રાણા પ્રતાપના દીવાન હતા તેણે પ્રતાપને આપત્તિકાળમાં અદ્ભૂત સહાયતા આપી હતી. અગિયારમી સદીના આમેરના દીવાન વિમલદાસ યુદ્ધમાં લડતા લડતા મૃત્યુને શરણ થયા હતા. દીવાન રામચંદ્રે આમેરને મુગલો પાસેથી પાછો લીધો હતો. તેનું નામ સિક્કાઓ ઉપર પણ અંકિત થયેલું છે.

ટૂંકમાં, હિન્દુ રાજાઓને અધીન રાજસ્થાનમાં જૈનોનો પ્રભાવ અને પ્રચાર રાજપૂત સમયમાં ખૂબ વધ્યો હતો અને તે પરંપરાને કારણે રાજસ્થાનમાં આજે પણ જૈનમતના અનુયાયીઓ મોટી સંખ્યામાં પ્રાપ્ત થાય છે.

## દક્ષિણ ભારતમાં જૈન ધર્મ :

ઉત્તરભારતમાં દુકાળ પડવાને લીધે ભદ્રબાહુ પોતાના વિશાળ મુનિસંઘની સાથે શ્રવણબેલગોલા ગયા. જૈન પરંપરાને આધારે એમ જાણવા મળે છે કે

ભદ્રબાહુએ પોતાના શિષ્ય વિશાખમુનિને દક્ષિણમાં ચોળ અને પાંડ્ય દેશોમાં ધર્મપ્રચારાર્થે મોકલ્યા હતા. આ રીતે ભદ્રબાહુને દક્ષિણ દેશમાં જૈનધર્મના પ્રથમ પ્રચારક તરીકેનું શ્રેય મળે છે. પરંતુ એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે ભદ્રબાહુના પહેલાં આ પ્રદેશમાં જૈનધર્મનો અભાવ હતો તો તેણે આટલા મોટા મુનિસંઘનો કયા લોકોનો આધાર અને આશ્રય અપરિચિત દેશમાં લીધો હશે ? એમ કહેવાય છે કે તે પહેલાં પણ આ પ્રદેશમાં જૈન ધર્મ જાણીતો હતો અને તેના પ્રમાણ પણ મળે છે. અશોકના સમયમાં બૌદ્ધધર્મનો પ્રચાર લંકામાં તેના પુત્ર–પુત્રીએ કર્યો હતો, પરંતુ તે પહેલાં પણ જૈનધર્મનો પ્રચાર લંકામાં થઈ ચૂક્યો હતો. જૈનેતર સાહિત્યમાંથી તેના ઉલ્લેખ મળે છે. પાલિ મહાવંશ અને દીપવંશ અનુસાર અનુરાધપુરમાં નિર્ગ્રન્થોને માટે નિવાસસ્થાન બનાવવામાં આવ્યું હતું. આ સમય ઇ. સ. પૂ. પાંચમી સદીનો હતો. આટલા પ્રાચીન સમયમાં લંકામાં જૈન ધર્મ કેવી રીતે પહોંચ્યો હશે ? ઇ. સ. પૂ. પાંચમી અને ચોથી સદીમાં કલિંગ–આંધ્ર તથા તામિલ દેશમાં થઈને જૈન ધર્મ લંકામાં પ્રવેશ્યો. આથી ભદ્રબાહુ દક્ષિણ દેશમાં જૈન ધર્મના પ્રથમ પ્રવર્તક નહીં પણ તેમણે જૈન ધર્મને ફરીથી જાગ્રત કર્યો. પરિણામે એક ફાંટો આંધ્ર દેશથી દક્ષિણ દિશામાં ગયો તેવી જ રીતે ભદ્રબાહુના સમયથી બીજો ફાંટો કર્ણાટકથી દક્ષિણ દેશને જૈન ધર્મ અસર પહોંચાડતો રહ્યો. ઈસુ ખ્રિસ્તની દસમી–બારમી સદી સુધી દક્ષિણમાં અવિચ્છિન્ન સ્રોત વહેતો રહ્યો. ત્યાંના અનેક ભગ્નાવશેષો, મંદિર તથા મૂર્તિઓથી એ સાબીત થાય છે કે આ ધર્મ ત્યાં પણ લોકપ્રિય રહ્યો હતો. દક્ષિણના રાજવંશોની સાથે જૈન ધર્મનો પૂરેપૂરો લાંબાકાળ સુધી સંબંધ રહ્યો તેવો ઉત્તર ભારતમાં પણ રહ્યો નથી. આથી દક્ષિણ દેશના પ્રાચીન ઇતિહાસમાં જૈન યુગોના દર્શન થાય છે.

ચંદ્રગુપ્તના પ્રપૌત્ર સંપ્રતિએ જૈન ધર્મના પ્રચારમાં જે સાથ આપ્યો હતો તેને કારણે તામિલ–દ્રાવિડ–દેશમાં પણ જૈન ધર્મને બળ મળ્યું, એમ સાહિત્યિક પરંપરા બતાવે છે. ઇ. સ. પૂ. બીજી–ત્રીજી–સદીના બ્રાહ્મી લિપિના શિલાલેખ તથા ચોથી–પાંચમી સદીના ચિત્રો ઉલ્લેખનીય છે. રામનદ–મથુરા–તિન્નાવલી અને સિતન્નવાસલની ગુફાઓમાં ઉપર પ્રમાણેના જૈન પ્રમાણ મળે છે, તેમાંથી માલુમ પડે છે કે આ સ્થળો જૈનશ્રમણોના કેન્દ્ર હતા.

ઈસ્વીસનની પંદરમી સદી સુધી જૈન ધર્મે તામિલ લોકોના સાહિત્ય અને સંસ્કૃતિ ઉપર ઘેરી અસર કરી હતી. ઇસ્વીસનના પ્રારંભકાળમાં પણ તામિલ દેશના સાહિત્ય ઉપર જૈનોનો પ્રભાવ સ્પષ્ટ છે. જૈનોના આશ્રયે તામિલમાં શિષ્ટસાહિત્ય વિકાસ પામ્યું. પ્રાચીન પાંચ મહાકાવ્યોમાંથી ત્રણ કૃતિઓ જૈનોની છે.

સીલપ્પદિકારમ: બીજી સદી: બલયાપદિ અને ચિન્તામણિ–દસમીસદી–જૈનકૃતિઓ છે બીજા કાવ્યોમાં નીલકેશી, બૃહત્કથા, યશોધરકાવ્ય, નાગકુમાર કાવ્ય, શ્રીપુરાણ વગેરેના નામો ગણાવી શકાય.

તામીલ કાવ્ય કુરલ અનુસાર મૈલાપુર તથા મહાબલિપુરમાં જૈનોની વસ્તી હતી. બીજી સદીમાં મદુરા જૈનધર્મનું મુખ્ય કેન્દ્ર હતું. સમન્તભદ્રનો આ નગરી સાથેનો સંબંધ સુવિદિત છે. પાંચમી સદીમાં વજ્રનન્દીએ અહીં દ્રાવિડ સંઘની સ્થાપના કરી. કાંચી પ્રદેશના કેટલાયે પલ્લવ રાજાઓ જૈન હતા: ચોથીથી આઠમી સદી સુધી: સાતમી સદીમાં હુએનસંગે કાંચીને જૈનોનું સુંદર કેન્દ્ર ગણાવ્યું છે, સાતમી–આઠમી સદીનો જૈન શિલાલેખ આરકોટ પાસેની પાંચ પાંડવ મલય નામની પહાડી પરથી મળ્યો છે.

પાંચમી સદી પછી કલભ્ર રાજાઓના અધિકાર પાંડય, ચોલ અને ચેર રાજ્યો ઉપર હતા. જૈનો માટેનો આ ઉત્તમ સમય હતો કારણ કે કલભ્ર રાજાઓએ જૈનધર્મ અપનાવેલો હતો. પાંચમીથી સાતમી સદી સુધી જૈનોનો રાજનીતિ ઉપર ઘણો પ્રભાવ હતો. મહાન તાર્કિક અકલંકાચાર્ય આઠમી સદીમાં થઈ ગયા. ત્યારબાદ વૈષ્ણવ મતોના પ્રચારથી જૈનધર્મની અવનતી શરૂ થઈ. સાતમી સદીના પલ્લવરાજા મહેન્દ્રવર્મા જૈન હતા પણ પાછળથી તે શૈવ થઈ ગયા. પાંડય રાજા સુન્દરચૂસ્ત જૈન હતા પરંતુ તેની રાણી અને મંત્રી શૈવ હતા તેથી તથા શૈવ ભક્તકવિ સંબંદરના પ્રભાવથી તે શૈવ થઈ ગયા. શૈવોને કારણે સાતમી–આઠમી સદીમાં જૈનધર્મને મોટો ધક્કો લાગ્યો.

આઠમી સદીથી વૈષ્ણવ અલ્વરોએ પણ જૈનોનો જબરજસ્ત વિરોધ કરવાનો શરૂ કર્યો હતો છતાંપણ ૮મીથી ૧૨મી સદી સુધીના રાજાઓએ નિષ્પક્ષ ભાવથી જૈનો તરફ સહાનુભૂતિ દાખવી હતી. સિત્તન્નવાસલમાં આઠમી–નવમી સદીનો જૈન શિલાલેખ તામિલ ભાષામાં છે. નવમી સદીનો ત્રાવણકોરનો તિરૂચ્છાનટ્ટુમલૈ શ્રમણોના પર્વત તરીકે જાણીતો હતો. દસમી–અગિયારમી સદીમાં ચોલ અને પાંડય દેશોમાં સર્વત્ર જૈન લોક વિદ્યમાન હતા. તેરમી સદીમાં ઉત્તર આરકોટમાં જૈનોના અસ્તિત્વના પ્રમાણ મળે છે. તિરૂમલૈ સ્થાનના દસમી–અગિયારમી અને ચૌદમી સદી સુધીના શિલાલેખોથી માલુમ પડે છે કે તે આ સમયનું જૈન કેન્દ્ર હતું. પંદરમી–સોળમી સદીના સૌથી મોટા કોશકાર મંડલપુરૂષ થઈ ગયા તેમણે નિઘંટૂ ચૂડામણિની રચના કરી હતી.

નન્દ રાજાઓના સમયમાં કલિંગ–ઉડીસામાં જૈનોનો ઘણો પ્રચાર થયો હતો. ખારવેલના સમયમાં અર્થાત્ ઈ. સ. બીજી સદીમાં જૈનધર્મને બહુ પ્રોત્સાહન મળ્યું

કારણ કે રાજા ખારવેલ પોતે જૈન હતા. અહીંની ઉદયગિરિ–ખંડગિરિની ગુફાઓમાં દસમી સદી સુધીના જૈન શિલાલેખ મળે છે. સાતમી સદીમાં હ્યુએનસંગે કલિંગદેશને જૈનોનો ગઢ કહ્યો છે. ત્યાર બાદ સોળમી સદીમાં ત્યાંના રાજા પ્રતાપ રુદ્રદેવ જૈનધર્મમાં સહિષ્ણુ હતા તેવો ઉલ્લેખ છે. સમ્રાટ સંપ્રતિએ આંધ્રપ્રદેશમાં જૈનધર્મ ફેલાવ્યો તેવો ઉલ્લેખ જૈન સાહિત્યમાં મળે છે. ઇસ્વીસનની બીજી સદીમાં કુડાપામાં સિંહનંદિને બે રાજકુમાર મળ્યા હતા. જેઓએ કર્ણાટકના ગંગવંશની સ્થાપના કરી હતી. તેથી આ સમયે આ પ્રદેશમાં જૈનધર્મ પ્રચારમાં ઘણો હશે. કાલકાચાર્યની કથા પ્રમાણે રાજા સાતવાહનને જૈનધર્મ પ્રત્યે સહાનુભૂતિ હતી તેવો નિર્દેશ મળે છે. પૂર્વી ચાલુક્યોએ સાતમી સદીમાં આ પ્રદેશમાં જૈનધર્મની પ્રગતિમાં ફાળો આપ્યો. આ વખતે વિજયનગરની પાસે રામતીર્થ જૈનોનું કેન્દ્ર બન્યું હતું. આંધ્રની કોમટી નામની એક સમૃદ્ધ વણિક જાતિ હતી. તે મૈસુરમાં આવી અને ગોમટેશ્વરના ભક્ત હોવાને કારણે ગોમટીમાંથી કોમટી કહેવાયા. આંધ્રમાં જૈન સાહિત્ય બરાબર મળતું નથી. એમ લાગે છે કે તેનો નાશ થઈ ગયો હશે. જૂનામાં જૂનું તેલુગુ મહાભારતમાં કવિ નન્નયભટ્ટે પોતાના પૂર્વલેખકોના નામનો ઉલ્લેખ કર્યો નથી કારણ કે તેના પહેલાંના કવિઓ જૈન હતા.

કર્ણાટકમાં સમ્રાટ ચંદ્રગુપ્તે સમાધિમરણ પ્રાપ્ત કર્યું હતું. આ સમયે જૈનધર્મનો પ્રવેશ આ પ્રદેશમાં થઈ ગયો હતો. ઈ. સ.ની બીજી સદીથી તેરમી સદી સુધી જૈનધર્મ કર્ણાટકનો મુખ્ય ધર્મ રહ્યો. ત્યાંનું લોકજીવન, સાહિત્ય, સંસ્કૃતિ, કલા અને દર્શન ઉપર આ ધર્મનો જે પ્રભાવ છે તે અદ્વિતીય છે. ત્યાંના રાજા-મહારાજાઓ, સામન્ત શ્રેષ્ઠિ તથા સામાન્ય પ્રજામાં પણ જૈનધર્મ પ્રચલિત હોવાના પ્રમાણ મળે છે. તામિલ ભાષા અને સાહિત્યના ઉદ્ધાર અને વિકાસમાં જૈનોએ જે પ્રદાન કર્યું તેનાથી અધિક કન્નડભાષા અને સાહિત્યના વિકાસમાં જૈનોએ ફાળો આપ્યો છે. આ સાહિત્યના દરેક વિભાગ જેવાં કે આગમ, પુરાણ, સિદ્ધાંત, કાવ્ય, છન્દશાસ્ત્ર, વ્યાકરણ, નીતિશાસ્ત્ર, ભૂગોળ, ગણિત, સંગીત વગેરેમાં જૈનોએ ફાળો આપેલો છે. જૈનકન્નડ સાહિત્યની શૈલીનો પ્રભાવ આંધ્ર દેશ ઉપર પડયો છે.

બીજી સદીમાં ગંગવંશની સ્થાપના કરવામાં જૈન આચાર્ય સિંહનદી મુખ્ય હતા. માધવ કોનગુણિવર્મા આ વંશના આદિ સ્થાપક હતા. શિવમાર, શ્રીપુરૂષ, મારસિંહ વગેરે નરેશોએ અનેક જૈનમંદિર બનાવરાવ્યા છે. મુનિઓને દાન આપ્યા છે. મારસિંહે–દસમી સદી–જૈન સમાધિમરણ પ્રાપ્ત કર્યું. રાચમલ્લ–ચતુર્થ–ના મંત્રી ચામુન્ડરાયે ગોમટેશ્વરની જે વિશાલ અને અદ્ભુત મૂર્તિ બનાવ-રાવી છે તે પોતાની કલા માટે જગવિખ્યાત છે.

કદંબોમાં બ્રાહ્મણધર્મ પ્રચલિત હતો પણ કેટલાંક જૈનધર્મી રાજા હતા. પાંચમી સદીના શ્રીવિજય, શિવમૃગેશ વર્મા અને શ્રીમૃગેશ મારફત જૈનોના શ્વેતાંબર, નિર્ગ્રન્થ, યાપનીય અને કૂર્ચક વગેરે સંઘોને અલગ ભૂમિદાન કરાયાના શિલાલેખ પ્રાપ્ત થાય છે. આ રીતે આ પ્રદેશમાં ચોથીથી છઠ્ઠી સદી સુધી જૈનધર્મ લોકપ્રિય રહ્યો અને રાજ્યનું સન્માન પણ પામ્યો.

સાતમી સદીથી રાષ્ટ્રકૂટોનો પ્રારંભ થયો. આ વંશ સાથે જૈનોને ઘનિષ્ટ સંબંધ હતો. અમોઘવર્ષ પહેલાના ગુરૂ જિનસેન હતા તેમણે આદિપુરાણ રચ્યું છે. તેમની પ્રશ્નોત્તરરત્નમાલિકાથી પ્રતીતિ થાય છે કે તેમણે રાજ્યનો ત્યાગ કરીને જૈન દીક્ષા લીધી હતી. રાષ્ટ્રકૂટોની રાજધાની માન્યખેટ જૈનોનું કેન્દ્ર હતું કારણ કે આ વંશના રાજાઓને જૈનધર્મ પ્રત્યે વિશિષ્ટ પ્રેમ હતો. આ વંશના છેલ્લા રાજા ઇન્દ્ર ચોથાએ શ્રવણબેલગોલામાં ભદ્રબાહુની જેમ સમાધિમરણ લીધું હતું. રાષ્ટ્રકૂટો પછી પશ્ચિમી ચાલુકયોનો કર્ણાટક પર અધિકાર થયો. તે પહેલાં પણ ચાલુકયોનો જૈનધર્મ પ્રત્યે પ્રેમ હતો. બાદામી અને ઐહોલની જૈન ગુફાઓની રચના આ સમયમાં થઈ હતી. પશ્ચિમી ચાલુકયવંશના સંસ્થાપક તૈલપ બીજો–દશમી સદી–ચૂસ્ત જૈનધર્મી હતો. અગિયારમી સદીમાં પણ જૈનોને અનેક દાન મળતા હતા. વાદિરાજનું પાર્શ્વનાથ-ચરિત આ સમયનું છે. શ્રીધરાચાર્યની જ્યોતિર્વિષયક કૃતિ કન્નડમાં સૌથી જૂની રચના છે, જે સોમેશ્વરના પહેલાના સમયમાં રચાઈ હતી. આ વંશના અન્ય રાજાઓએ પણ જૈનધર્મની ઉન્નતિને માટે સહાયતા કરી હતી. આ રીતે આ રાજવંશ જૈનધર્મનો સંરક્ષક હતો અને સાહિત્યસર્જનમાં પણ તેણે ઘણું પ્રોત્સાહન આપ્યું હતું. જૈન મંદિરો અને સંસ્થાઓ દાનના સ્રોતથી સમૃદ્ધ થયા. હોયશલા રાજવંશને અગિયારમી સદીમાં સ્થાપવાનું શ્રેય એક જૈન મુનિને મળે છે. મુનિવર્ધમાનદેવનો પ્રભાવ વિનયાદિત્યના શાસન પર ઘણો હતો. અનેક રાજાઓની મારફત જૈન સંસ્થાઓને સતત સહાયતા મળતી રહી છે. કેટલાંયે રાજાઓના ગુરૂ જૈનાચાર્ય હતા. બારમી સદીના નરેશ વિષ્ણુવર્ધન પ્રથમ જૈન હતા અને પછી રામાનુજાચાર્યના પ્રભાવથી ખેંચાઈને વિષ્ણુધર્મનો સ્વીકાર કર્યો. આ સમયથી વિષ્ણુધર્મ પ્રત્યે આદર વધવા લાગ્યો છતાં પણ તેના શિલાલેખોમાંથી તેનો જૈનધર્મ પ્રત્યેનો પ્રેમ દેખાઈ આવે છે, તેની રાણી શાંતલદેવીએ તો આજન્મ જૈનધર્મનું પાલન કર્યું હતું. વિષ્ણુવર્ધનના કેટલાંયે સેનાપતિ અને મંત્રીઓ જૈનધર્મના ઉદ્ધારક હતા. આ સંબંધમાં ગંગરાજ, તેની પત્ની લક્ષ્મીમતી, બોપ્પ, ભરતેશ્વર વગેરે ઉલ્લેખનીય છે. ત્યાર બાદ નરસિંહ પ્રથમ, વીર બલ્લોલ, નરસિંહ તૃતીય તથા અનેક રાજાઓએ જૈનમંદિર

બંધાવ્યા, દાન આપ્યું તથા જૈનધર્મને સમૃદ્ધ બનાવ્યો. આ રીતે બારમી–તેરમી સદી સુધી જૈન ધર્મ સારી રીતે પ્રચારમાં હતો. નરસિંહ પહેલાના ચાર સેનાનાયક તથા બે મંત્રી અને વીરબલ્લાળના શાસનના કેટલાંયે જૈનમંત્રી અને સેનાનાયક જૈન હતા.

વિજયનગરની સ્થાપના ચૌદમી સદીમાં થઈ. આ સમયે જૈનધર્મ અસ્વસ્થ અવસ્થામાં હતો. પરંતુ સહનશીલતા અને ધર્મ નિરપેક્ષતાની ઉદારનીતિ ત્યાંના રાજાઓએ અપનાવી હતી તેથી જૈનધર્મને ઘણી રાહત મળી. બુક્કરાય જૈનોના શરણદાતા હતા. સેનાનાયક ઈરૂગપ્પ જૈન હતા તેને કારણે જૈનધર્મને ચૌદમી–પંદરમી સદી દરમ્યાન પ્રોત્સાહન મળ્યું. શ્રવણબેલગોલા, બેલુર, હલેબીડ વગેરે સ્થાનોમાંના બીજા ધર્માવલંબીઓએ જૈનો સાથે મિત્રતા વધારી. પંદરમી સદીના દેવરાવ પહેલા તથા બીજાએ જૈનોને સહાયતા આપી હતી. વિજયનગરની મુખ્ય રાજધાનીમાં જૈનોનું મૂળ દૃઢ ન હતું પરંતુ જિલ્લાના નાના નાના ગામોમાં જૈનધર્મનું પોષણ અને આશ્રય સારી રીતે થતો હતો. ચૌદમીથી સત્તરમી સદી સુધી સંગીતપુર, ગેરસોપ્પે, કારકલ વગેરે જૈનોના સુંદર કેન્દ્રો હતા. બેલારી, કુડાપ્પા, કોયંબટૂર વગેરે જિલ્લાઓમાં તથા કોલ્હાપુર, ચામરાજનગર, રાયદુર્ગ, કનકગિરિ વગેરેમાં જૈનોની અસર ઘણી હતી. બારમીથી સોળમી સદી સુધી શૃંગેરીમાં અને ૧૪મીથી ૧૯મી સદી સુધી બેલુરમાં જૈનધર્મનું રક્ષણ કરવામાં આવ્યું.

પ્રારંભકાળથી મધ્યયુગ સુધી જૈનધર્મ પૂર્વ દેશથી દક્ષિણ અને પશ્ચિમ તરફ ઉત્તરોત્તર વિકાસ પામતો રહ્યો. દક્ષિણમાં તો તેનો સુવર્ણયુગ હતો. તે વખતે જૈનોની સંખ્યા બીજા ધર્મીઓ કરતાં અધિક હતી. પરંતુ જ્યારે હિંદુધર્મે ત્યાં પ્રવેશ કર્યો ત્યારથી જૈનધર્મની અવનતિ થઈ અને જૈનધર્મીઓની સંખ્યા ખૂબ ઓછી થઈ ગઈ. પહેલાનો શાસનપ્રેમ, ઉદારવૃત્તિ અને નિઃસ્વાર્થ સેવા આજકાલ તો ક્ષીણ થઈ ગયા છે. સામાન્ય પ્રજાની અનુકૂળતા પ્રમાણે ધર્મની ગતિશીલતા ચાલે છે હવે ગતિ એજ જીવન છે. એક બાજુ ઝીણી ઝીણી બાબતોમાં ઊંડા ઉતરતા જઈએ છીએ. બીજી તરફ મહત્ત્વની બાબત પ્રત્યે ઉદાસીનવૃત્તિ કેળવતા જઈએ છીએ. ગૃહસ્થધર્મ ઉપર સાધુધર્મનો પ્રભાવ પડયો છે જ્યારે સાધુધર્મમાં ગૃહસ્થના કાર્યો પ્રવેશ્યા છે.

## જૈનમૂર્તિઓનો ઉદ્ભવ

ભારતમાં ખાનગી ઘરોમાં અને જાહેર સ્થળોમાં મૂર્તિનું સ્થાપન કરવાનો રિવાજ ઘણા વખતથી માન પામેલો હતો. મૂર્તિના રિવાજને જૈન અને બૌદ્ધધર્મે

પણ સારી રીતે અપનાવ્યો અને તેઓએ પોતાની આગવી પદ્ધતિ પ્રમાણે અસંખ્ય મૂર્તિઓ કરી. આ મૂર્તિઓ શાસ્ત્રીય અને પૌરાણિક ખ્યાલો પ્રમાણે થવા લાગી. જૈનોમાં તીર્થંકરોની મૂર્તિઓ થઈ. આ મૂર્તિ માટેનો મુખ્ય હેતુ એ હતો કે તેઓ અનુયાયીઓને તેનું સ્મરણ કરાવે છે કે તીર્થંકરોએ કેવાં કેવાં કપરાં સંજોગોમાંથી પસાર થઈને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. તીર્થંકરનું જીવન તેઓને માટે પણ પ્રેરણાદાયક બને છે. આ બધી મૂર્તિઓ કે પ્રતીક પૂજાને પણ લાગુ પડે છે. જિનો તેમની પાછળ જે અસર મૂકતા ગયા તે તેમના મૃત્યુ પછી લાંબા વખતે તેમના ભક્તોને તેમના ઉપદેશકોની ભવ્ય યાદગીરી જાળવી રાખવા માટે તેઓની મૂર્તિઓને તેઓના જીવન સાથે સંકળાયેલા પવિત્ર સ્થળોએ મૂકવાનું ઉચિત લાગ્યું. તેઓને લગતું જે સાહિત્ય મળે છે તેમાંથી પણ આ બાબતની માહિતી મળે છે. જેકોબી લખે છે કે "જિનોના જીવનો જીવનકથાઓ લખવા માટે નહતા પણ તેમનાં જીવનો જાહેર પ્રજાને માટે ઉપયોગમાં લેવાતા. જ્યારે તીર્થંકરોની મૂર્તિઓ મંદિરમાં પૂજાય છે તે વખતે જે સ્તોત્રો બોલવામાં આવે છે તેને કલ્યાણક, માંગલિક, મહત્ત્વના ગણવામાં આવે છે. આ કલ્યાણકોની સાથે જિનોના જીવનો મુખ્યત્વે સંકળાયેલા હોય છે. આ હકીકત બતાવે છે કે તીર્થંકરોના પૂજનમાં કલ્યાણક બતાવવાનો રિવાજ ઘણો જૂનો છે. આ સિવાય બીજી કોઈપણ રીતે આવા નિરસ વિષયને કલ્પસૂત્રમાં જે વિસ્તારથી વર્ણવાયો છે તેને માટે લેખક લોભાયો ન હોય! જૈનમૂર્તિઓમાં તીર્થંકરો ઉપરાંત દેવદેવીઓની પણ મૂર્તિઓ થવા લાગી. તેમાં યક્ષો અને યક્ષિણીઓની પ્રતિમાઓ ધ્યાન ખેંચે છે. પ્રત્યેક તીર્થંકરને એક યક્ષ અને એક યક્ષિણી હોય છે; જેમકે આદિતીર્થંકર ઋષભનાથની યક્ષિણીનું નામ ચક્રેશ્વરી છે જૈનધર્મમાં યક્ષો અને યક્ષિણીઓને જિન ભગવાનના અનુચરો તરીકે ઓળખવામાં આવે છે. આ ધર્મના ધાર્મિક ગ્રંથોને આધારે એમ કહેવામાં આવે છે કે તેઓની નિમણૂંક તીર્થંકરોની સેવા કરવા ઇંદ્રોએ કરી છે. આથી જ તીર્થંકરોના પરિકરોમાં જમણી બાજુ યક્ષ અને ડાબી બાજુ શાસનદેવી મૂકવામાં આવે છે. તીર્થંકરોના અનુચરો સિવાય બીજા કેટલાંક યક્ષોના ઉલ્લેખો જૈનધર્મ-શાસ્ત્રોમાંથી મળે છે. તેમાં મણિભદ્ર મુખ્ય હોઈ તેને યક્ષેન્દ્ર તરીકે સંબોધવામાં આવે છે. તીર્થંકરોની મૂર્તિઓ ઉપરાંત યક્ષો, યક્ષિણીઓ, શ્રુતદેવી, વિદ્યાદેવીઓ વગેરે બીજાં કેટલાંક દેવદેવીઓની નોંધો અન્યત્ર રજૂ કરવામાં આવી છે. બીજા પણ ગૌણ દેવદેવીઓ છે કે જેનું સ્થાન જૈનમૂર્તિવિધાનમાં મહત્ત્વનું નથી. આવાં ગૌણ દેવદેવીઓના ઝીણવટભર્યા અભ્યાસમાંથી જણાશે કે બ્રાહ્મણધર્મના કેટલાંયે દેવતાઓને જૈનધર્મના દેવવૃંદમાં સરળતાથી અપનાવેલા છે. કદાચ આવી રીતે બીજાં દેવદેવીઓને સ્વીકારવાની જરૂરિયાત ઉભી થઈ હશે. આવા દેવોમાં નવગ્રહો,

દશદિક્પાલો, ગણેશ, લક્ષ્મી, શ્રી, માતૃકાઓ, કુબેર વગેરે કેટલાંક હિંદુ દેવોને પણ સ્થાન મળ્યું છે. માનવમન હંમેશ સ્વરૂપોમાંથી આદર્શ શોધે છે. માંગલિક, સમૃદ્ધિ, ધન, રાજવૈભવ વગેરેના વિચારોને શિલ્પીઓએ પોતાની કલામાં ગણેશ, શ્રી કુબેર, ઇન્દ્ર, વગેરેની મૂર્તિઓમાં છૂટથી રજૂ કર્યા છે.

બ્રાહ્મણ ધર્મની લાંબી ચાલી આવતી પ્રણાલી અને તેઓના દેવોની સારી રીતે સ્થિર થયેલી મૂર્તિઓએ જૈનોને સીધી અસર કરી અને તેજ પ્રમાણે બૌદ્ધધર્મ પણ અસરમાંથી મુક્ત ન હતો. તેઓએ પ્રચલિત રિવાજને અવગણીને તેમની પૂજામાં ઘણી મૂર્તિઓને સ્વીકારી અને તે મૂર્તિઓને તેમના સંતોની કથાઓ સાથે સાંકળી લેવામાં આવી.

## જૈનમંદિરમાં પૂજા :

જૈન પૂજાનો આખો ભાગ મંદિરોમાં થાય છે. આ રીતે તેમનું મંદિર ધર્મનું સંગ્રહસ્થાન જેવું બને છે. બ્રાહ્મણધર્મમાં મંદિરોમાં અવારનવાર ભક્તો જાય, જાત્રાએ જાય છતાં પણ ધર્મના કેટલાંક આદેશો જેવાં કે ત્રિસંધ્યા, ગુરૂપૂજા, શિવપૂજા, શ્રાદ્ધ, તર્પણ, વ્રતપૂજા, દેવીપૂજા, બીજાં કેટલાંક યજ્ઞો વગેરે વ્યક્તિઓ પોતપોતાના ઘરમાં આચરતા. આ રીતે જૈનધર્મ અને બ્રાહ્મણધર્મ વચ્ચે ઘણો મોટો ફરક છે. જૈનો કેટલાંક અપવાદમાં પોતાના ઘરમાં મૂર્તિ રાખે છે પરંતુ તેઓ પોતાની ખાનગી પૂજામાં ખાસ પ્રકારની ધાર્મિક વિધિ કરતા નથી. મંદિરો જૈનો માટે ખ્રિસ્તી દેવળ જેવા છે ત્યાં પૂજારીઓ મૂર્તિની રોજિંદી પૂજા કરે છે. ઉપરાંત ત્યાં ધાર્મિક પુસ્તકો વગેરે રાખે છે. આરતી કરવાના વખતે ઘણાં સ્ત્રી-પુરુષો બાળકો ખૂબ શ્રદ્ધા અને ભક્તિથી હાજરી આપે છે. કેટલાંક પ્રસંગોએ મૂર્તિઓને શણગારવામાં આવે છે અને સમવસરણ કરવામાં આવે છે. બ્રહ્મચારીઓ, યતિઓ અને સૂરિયો શાસ્ત્રોમાંથી પાઠ (કથા) વાંચે છે. બીજી કેટલીક બાબતોમાં જૈનમંદિરમાંની પૂજા બ્રાહ્મણધર્મની પદ્ધતિ સાથે ગાઢ રીતે મળતી આવે છે. મૂર્તિઓની શાસ્ત્રીય પદ્ધતિએ પ્રતિષ્ઠા કરવામાં આવે છે જેમાં રોજનું પૂજન, વિધિપૂર્વકનું પૂજન, સમયોચિત શોભાયાત્રા, સુશોભન અને આરતિ કરવામાં આવે છે. બ્રાહ્મણધર્મની જેમ જૈન દેવોને ચોખા, પાણી અને નૈવેદ્ય ધરાવવામાં આવે છે તેમાં ઘંટાનાદ, નોબત, ચામર વગેરે હોય છે. કોઈ પણ પરદેશીને કહેવામાં ન આવે તો તે બ્રાહ્મણ અને જૈન-ધર્મના મંદિરોની પૂજાનો ફરક સમજી ન શકે અર્થાત્ આ બંને ધર્મના મંદિરોની પૂજામાં ઘણું સામ્ય છે. જૈન મંદિરોની પૂજામાં દિગમ્બર અને શ્વેતામ્બર સંપ્રદાય પ્રમાણે કેટલાક પાયાના અગત્યના મુદાઓમાં ફરક છે. જેમ કે દિગમ્બર ખૂબ પાણીથી મૂર્તિને સ્નાન કરાવે છે જ્યારે શ્વેતામ્બર ખૂબ ઓછું પાણી વાપરે છે. દિગમ્બરો

તેમની મૂર્તિને રાત્રે સ્નાન કરાવે અને પૂજા પણ કરે, પરંતુ શ્વેતામ્બરો તેમના મંદિરોમાં દીવા પણ ન કરે. રાત્રે સ્નાન, પૂજન કે દીવા કરવામાં કોઈપણ જાતના જંતુઓ મરી જાય તેને તેઓ મહાન પાપ ગણે છે. દિગમ્બરો તેમની મૂર્તિને પંચામૃતથી સ્નાન કરાવે છે પણ જૈન ધર્મના બીજાં સંપ્રદાયના તેમ નથી કરતા.

## જૈનદેવો અને દેવીઓના વર્ગો :

ધીરે ધીરે જૈન દેવતાઓની સંખ્યામાં વધારો થયો તેથી તેના વર્ગીકરણની જરૂરત ઉભી થઈ. તેનાં કારણોમાં એક તેઓના દેવવૃંદને વ્યવસ્થિત કરવા અને બીજું કારણ પુરોહિત –પૂજારી–ને પૂજા માટે સગવડ કરી આપવા. દેવતાઓ પ્રત્યે અમુક દૃષ્ટિબિંદુઓથી જોવાતું તેને કારણે તેના જુદા જુદા વર્ગીકરણ કરવામાં આવ્યા છે. કેટલાક દેવ દેવીઓને શ્વેતામ્બરો પૂજે છે તેથી દિગમ્બરો આ દેવોને સ્વીકારતા નથી, તેવી જ રીતે દિગમ્બરોના દેવતાઓથી શ્વેતામ્બરો અજાણ જણાયા છે, તેવી જ રીતે બંને સંપ્રદાયોમાં અમુક નામોમાં ભેદ જણાય છે. પ્રાચીન ધાર્મિક જૈન ગ્રંથ આચાર દિનકરમાં દેવીઓ ત્રણ વિભાગમાં વહેંચાયેલી જણાય છે :

૧. પ્રાસાદ દેવી અથવા જે મૂર્તિઓની સ્થાપના કરવામાં આવે છે તે.

૨. કુલદેવી અથવા તંત્રની દેવીઓ જેની અમુક મંત્રોદ્વારા પૂજા કરી શકાય છે. આ મંત્રો ધર્મના ગુરૂઓ આપે છે.

૩. સંપ્રદાય દેવીઓ અથવા અમુકવર્ગની દેવીઓ–લેખક આ દેવીઓને ઉચ્ચાસન પર બેઠેલી, ખેતરમાં, ગુફામાં સ્થાપન કરેલી અથવા ભવ્યમંદિરમાં હોય તેમ વર્ણવવામાં આવે છે. તેનું પ્રતીક કાંતો જાતે ઉત્પન્ન કરેલું અથવા માણસે ઊભું કરેલું જણાય છે.

સાંપ્રદાયિક દેવીઓમાં અંબા, સરસ્વતી, ત્રિપુરા, તારા વગેરે ગણાવી શકાય. કુલદેવીમાં ચંડી, કંઠેશ્વરી, વ્યાઘ્રરાજી વગેરે. આ વિભાગમાંથી ઘણી મોટી યાદી દેવો અને દેવીઓની આપી શકાય. જૈનગ્રંથોમાંથી કેટલાંક ઉલ્લેખો મળી આવે છે, તેમાંથી સ્પષ્ટ થાય છે કે ઘણી તંત્રની દેવીઓએ જૈન દેવવૃંદમાં સ્થાન મેળવ્યું છે. આવી કેટલીક તંત્રની દેવીઓના નામ આ પ્રમાણે છે :

કંકાલી, કાલી, મહાકાલી, ચામુંડા, જ્વાલામુખી, કામાખ્યા, કપાલિની, ભદ્રકાલી, દુર્ગા, લલિતા, ગૌરી, સુમંગલા, રોહિણી, શૂલકતા, ત્રિપુરા, કુરૂકુલ્લા, ચંદ્રાવતી, યમઘંટા, કાંતિમુખા વગેરે.

આ ઉપરાંત તાંત્રિક દેવીઓના નામો પણ જોવા મળે છે જેમકે ગણેશ્વરી, પ્રેતાક્ષી, શંખિણી, કાલી, કાલરાત્રી, વૈતાલી, ભૂતડામરી, મહાકાલી, વિરૂપાક્ષી, ચંડી, વારાહી, કંકાલી, ભુવનેશ્વરી, યમદૂતિ વગેરે. તેઓ ચતુઃષષ્ઠી યોગિનીઓ અથવા ચોસઠ યોગિણીઓના નામે ઓળખાય છે. જૈનધર્મના મૂર્તિવિધાનમાં તાંત્રિક તત્વોનું મહત્ત્વ શ્વેતામ્બર સંપ્રદાયે સ્વીકાર્યું છે. શ્વેતામ્બર સંપ્રદાય મહાયાન બૌદ્ધો જેવો છે જેઓએ સામ્ય અને પોતાની કલ્પનાથી પોતાની જુદી જ તાંત્રિક પદ્ધતિ વિકસાવી.

પ્રાચીન વર્ગીકરણ દેવોને પણ ચાર વિભાગમાં વહેંચી આપે છે જેમકે જ્યોતિષી, વિમાનવાસી, ભવનપતિ, અને વ્યન્તર. આ દરેક વિભાગના સ્વતંત્રદેવો ગણાવતાં જ્યોતિષી વિભાગમાં નવગ્રહો, નક્ષત્રો તેમજ તારાઓનો સમાવેશ કર્યો છે. આ ભવનવાસી વર્ગના છે તેઓના બીજા દસ પેટા વિભાગો પાડી શકાય :

અસુર, નાગ, વિદ્યુત, સુપર્ણ, અગ્નિ, દ્વીપ, ઉદધિ, દિગ્વાત અને ધનિક અને કુમારોના વર્ગો અનુક્રમે રજૂ કર્યા છે. વ્યન્તરના આઠ પ્રકારો છે : પિશાચ, ભૂત, રાક્ષસ, યક્ષ, કિન્નરી, કિંપુરૂષ, મહોરગ, અને ગંધર્વોની નોંધ આપેલી છે. વૈમાનિક દેવો બે પ્રકારના છે :

૧. જેઓ કલ્પમાં જન્મ્યા હોય અને ૨. જેઓ કલ્પના ઉપરના સ્થાને જન્મ્યા હોય. કલ્પમાં જન્મેલાના દેવતાઓના બાર વિભાગ પાડવામાં આવે છે. જેઓ કલ્પમાં રહેતા હોય તે ઉપરથી તેઓના નામ પાડવામાં આવેલાં છે : સુધર્મા, ઈશાન, સનત્કુમાર, મહેન્દ્ર, બ્રહ્મા, લાન્તક, શુક્ર અથવા મહાશુક્ર, સહસાર, આનત, પ્રાણુત, આરણુ અને અચ્યુત. અનુત્તરવિમાન એટલે પાંચ મુખ્ય સ્થાનકો તેમાં દરેક ઉપર જે દેવ આધિપત્ય ભોગવે છે તે ઇન્દ્ર કહેવાય છે. સ્થાનકો આ પ્રમાણે છે :

વિજય, વિજયન્ત, જયન્ત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ. બીજાં દેવોનો એક વર્ગ છે તે નવ વિધાનદેવો કહેવાય છે : જેમકે નૈસર્પ, પાંડુક પિંગળ, સર્વરત્ન, મહાપદ્મ, કાલ, મહાકાલ, માનવ અને શંખ. વીરદેવોને મણિભદ્ર, પૂર્ણભદ્ર, કાપિલ અને પિંગળમાં નિર્દિષ્ટ કરી શકાય. આ લાંબી દેવોની યાદીમાંથી જેને મૂર્તિઓમાં રજૂ કરી શકાય છે તે નવ ગ્રહોને જ્યોતિષી દેવો તરીકે ગણવામાં આવે છે. દિક્પાલો અથવા દિશાઓના દેવોને ભવનવાસી યક્ષો અથવા તીર્થંકરોના અનુચરોમાં ગણાવી શકાય છે. તેઓ વ્યન્તર દેવો તરીકે પણ જાણીતા છે. વિમાનવાસી દેવોમાં ઈશાન અને બ્રહ્મા છે. આ ઉપરાંત પણ બીજાં દેવતાઓ છે જે ઉપરના કોઈ પણ વિભાગમાં સમાવી શકાય એમ નથી, છતાં જૈનો

તેઓને માન આપે છે અને તેઓની પૂજા કરે છે. દા. ત. સોળ શ્રુત અથવા વિદ્યાદેવીઓ, અષ્ટમાતૃકા, બ્રહ્માણી, મહેશ્વરી વગેરે. તીર્થંકરની માતાઓ મરૂદેવી, વિજ્યા વગેરે. ક્ષેત્રપાલ, ભૈરવો, શ્રી અથવા લક્ષ્મીદેવી, જો આપણે કુમારો અને દિક્પાલો વચ્ચે કોઈ સંબંધ સાંકળી ન શકીએ, તો તેઓને વાસ્તુદેવો કહેવાય. તો આપણે ઉપર ચર્ચેલા દેવોના કોઈપણ વિભાગમાં તેમનો સમાવેશ થઈ ન શકે. તે ખાસ નોંધવું જોઈએ કે આ દેવો અને દેવીઓમાંના મોટા ભાગના બ્રાહ્મણ-ધર્મના દેવવૃંદમાંથી અપનાવેલ છે અને તેઓને જૈનોએ તીર્થંકરોના વફાદાર ટેકેદારો તરીકે ગણાવ્યા છે અને તેઓ પ્રત્યેના આદરને લીધે વિધિવિધાનના સાહિત્યમાં જણાવ્યા પ્રમાણે તેમની પુષ્કળ પૂજા કરવામાં આવે છે.

## જૈનમૂર્તિઓના મુખ્ય લક્ષણો :

કેટલીકવાર શિલ્પમાં જણાતી મૂર્તિઓ અમુક સંપ્રદાયને આધીન જણાય છે. ભારતમાં કલા મુખ્યત્વે તેના પ્રતીકથી જાણીતી છે તેમાં વિધિવિધાનો અને કલાના સ્વરૂપોનું મિશ્રણ જણાય છે. કલાકારને શાસ્ત્રમાં જણાવેલા સૂચનો પ્રમાણે ધાર્મિક જરૂરિયાત સંતોષવાનું હતું. આટલાથી તેની ફરજ પૂરી થતી ન હતી કારણ તેને પોતાને પ્રતીકો અને સૌંદર્યોનો સુમેળ કરવાનો હતો. સૌંદર્યમાં પણ ધર્મને જરૂરી વિવેક સાચવવાનો હતો. આથી જ ભારતમાં મૂર્તિઓમાં સાચી કલાની સાથોસાથ સંખ્યાબંધ ગૂઢ પ્રતીકો મોટાભાગે જોઈએ છે આ રીતે સાચી કલા અને તેના પ્રતીકો અસરકારક રીતે રજૂ કરે છે. ધર્મની સેવા કરવાનું મુખ્ય ધ્યેય આવી કલાનું હોય છે. કદરૂપી આકૃતિ ભક્તજનને આકર્ષતી નથી. તેને દશ્ય સ્વરૂપમાંથી અનંતની તૃષ્ણા છુપાવવાની હોય છે. આથી જ કલાના તમામ ગ્રંથો સર્વાનુમતે જણાવે છે કે સ્વરૂપ સૌથી શ્રેષ્ઠ હોવું જોઈએ. મૂર્તિને ઘડનારા કુશળ વિચક્ષણ શિલ્પીઓ હોવાને કારણે ગ્રંથોમાં આપેલા આદેશો પ્રમાણે સ્વરૂપ ઉત્તમ ઘડાવા લાગ્યું. છતાંપણ કેટલીકવાર સુંદર આકૃતિઓની સાથે બેડોળ આકૃતિઓ પણ મળવા લાગી તેનું કારણ અણઘડ શિલ્પી હોવાનું મનાય છે. શિલ્પના ગ્રંથોમાં તે સંપૂર્ણ મૂર્તિ ઘડવાના સ્પષ્ટ નિયમો આપેલા છે જે કલાત્મક જણાયા છે. આથી સ્પષ્ટપણે સમજાય છે કે મૂર્તિવિધાનોના ગ્રંથો લખનારા મંદિરોના પૂજારીઓ નહોતા અથવા ધર્મના પ્રચારકો પણ ન હતા પરંતુ કલાત્મક શિલ્પોનું શાસ્ત્રીય જ્ઞાન જાણનારા વિચક્ષણ કારીગરો–શિલ્પીઓ હતા. આ ગ્રંથમાંના પ્રતીકો અને મૂર્તિવિધાન સાથેની વિચારણા કરવી જરૂરી છે. તેની પ્રાયોગિક પદ્ધતિનો ખ્યાલ કરવાનો નથી. જૈન મૂર્તિઓને ભારતની બીજી મૂર્તિઓમાંથી કેવી રીતે ઓળખવી? તીર્થંકરોની મૂર્તિઓને તેમજ જૈનમૂર્તિ-

વિધાનમાં ધર્મના આચાર્યોને પણ મહત્ત્વ આપવામાં આવ્યું છે. આથી જૈન મૂર્તિઓના મુખ્ય લક્ષણોનો વિચાર કરવો જરૂરી બને છે. જૈન મૂર્તિઓના ધ્યાન ખેંચે તેવા લક્ષણોમાં લાંબા લટકતા હાથ, પ્રતીક શ્રીવત્સ, પ્રશાંત સ્વરૂપ, તરુણ અને નિર્વસ્ત્ર છે. આવી મૂર્તિઓના બીજા લક્ષણોમાં મુખ્ય નાયકની જમણી બાજુએ યક્ષ અને ડાબી બાજુએ યક્ષિણીની મૂર્તિ હોય છે. વળી અશોક વૃક્ષ કે બીજું કોઈ વૃક્ષ કે જેની નીચે તીર્થંકરોને જ્ઞાન થયું હોય તે વૃક્ષ પણ કંડારવામાં આવે છે. વૃક્ષ આઠ પ્રતિહાર્યોમાં ગણાય છે. પ્રતિહાર્યો આ પ્રમાણે છે:

૧. દિવ્યતરૂ, ૨. આસન, ૩. ત્રિછત્ર અને સિંહાસન, ૪. પ્રભામંડલ, ૫. દિવ્યધ્વનિ, ૬. સૂરપુષ્પવૃષ્ટિ, ૭. ચામરયુગ્મ અને ૮. દેવદુંદુંભિનાદ. આ બધાં પ્રતીકો તીર્થંકરની મૂર્તિઓમાં જણાય છે. યક્ષ અને યક્ષિણી અથવા શાસનદેવતાઓ મૂર્તિની નીચેના ભાગમાં જણાય છે. યક્ષ અને યક્ષિણીની છૂટક મૂર્તિઓ ઓળખવા માટે જિનની નાની આકૃતિ કાંતો મૂર્તિના મસ્તક ઉપર અથવા મૂર્તિના આસન ઉપર કરવામાં આવે છે. દરેક તીર્થંકર તેના આસન નીચે કરેલા લાંછનથી ઓળખી શકાય છે. ઉપરાંત જૈન મૂર્તિઓમાં બીજાં પણ ચિહ્નો હોય છે. જેથી તે મૂર્તિઓ બીજી મૂર્તિઓ કરતાં જુદી પડે છે. જેમકે ૧. સ્વસ્તિક, ૨. દર્પણ, ૩. કુંભ, ૪. નૈત્રાસન, ૫. અને ૬. મીનયુગ્મ, ૭. પુષ્પમાળા અને ૮. પુસ્તક. સામાન્ય માનવી તીર્થંકરની બેઠેલી મૂર્તિને બુદ્ધની મૂર્તિ સમજવામાં ભૂલ કરી બેસે છે. આથી લાંછનો જૈન મૂર્તિઓને બરાબર ઓળખવામાં મદદરૂપ થાય છે, જિનોમાં ઋષભનાથ, નેમિનાથ અને મહાવીર સ્વામી પદ્માસનમાં બેઠેલા હતા ત્યારે તેઓને મોક્ષ મલ્યો પરંતુ બીજા તીર્થંકરોને તેઓ ઉભેલા કાયોત્સર્ગાસનમાં હતા ત્યારે સિદ્ધિ પામ્યા હતા.

### પ્રતિમાદોષ

શાસ્ત્રમાં કહેલા માનથી વધારે કે ઓછા માનથી પ્રતિમા કરવી નહિં, કેમકે તેમાં ઘણા દોષો થાય છે. તેનાથી કાર્યની સિદ્ધિ થતી નથી. જે શાસ્ત્રને ન જાણતો હોય તેવા અજ્ઞાની શિલ્પીએ કરેલા કાર્યનો દોષ–યજમાન કામ કરાવનાર–ને લાગતો નથી, પરંતુ શિલ્પીને મહાભય ઉપજાવનાર એવો દોષ લાગે છે. ધાતુ કે લેખની પ્રતિમા જો અંગભંગ થઈ હોય તો તેને સુધારીને ફરી સંસ્કારને યોગ્ય કરવામાં આવે છે. પરંતુ કાષ્ઠ કે પાષાણની મૂર્તિ જો અંગખંડિત થઈ હોય

૫. आज्ञानुलम्बबाहु श्रीवत्साङ्कः प्रशान्तमूर्तिश्च ।
दिग्वासास्तरुणो रूपवांश्च कार्योऽर्हतां देवः ॥ ४५
(વરાહમિહિરનું બૃહત્સંહિતા અ. ૫૮)

તો ફરી સંસ્કારને યોગ્ય બનતી નથી. જો પ્રતિમા ૧. નખે ખંડિત થઈ હોય તો લોકનિંદાનો ભય ૨. આંગળીએ ખંડિત થઈ હોય તો દેશભંગ ૩. બાહુએ ખંડિત થઈ હોય તો બંધન-કેદ ૪. નાકે ખંડિત થઈ હોય તો કુળનાશ અને ૫. પગે ખંડિત થઈ હોય તો લક્ષ્મીનો નાશ થાય છે–આ રીતે ખંડિત પ્રતિમાના અશુભ ફળ જાણવા. આસન–પીઠ ખંડિત પ્રતિમાથી પદભ્રચુત થાય. વાહન ખંડિત પ્રતિમાથી કરાવનારની વાહનસમૃદ્ધિનો અને પરિકરાદિ પરિવાર ખંડિત થાય તો નોકરચાકરનો નિશ્ચયે કરી નાશ થાય છે. આ રીતે મૂર્તિઓ કરવામાં કલા-સૌન્દર્યનો ખ્યાલ રાખવામાં આવે છે.

એક આંગળથી અગિયાર આંગળ સુધીની પ્રતિમા ગૃહસ્થે ઘરના વિષે પૂજવી ને શાસ્ત્રમાં આપેલા માપની પ્રતિમા પ્રાસાદ–દેવાલયમાં પૂજવી. પ્રતિમા કાષ્ઠની, લેપની કે પથ્થરની કે દાંતની કે ચિત્રની હોઈ શકે. પ્રતિમા માનથી ન્યૂન કે અધિક હોય કે પરિવાર રહિત હોય તો તે ગૃહસ્થના ઘરે પૂજવા યોગ્ય નથી.

ભયાનક પ્રતિમા કર્તાનો નાશ કરાવે છે. અધિક અંગવાળી પ્રતિમા શિલ્પીનો સંહાર કરાવે છે. પાતળી પ્રતિમા લક્ષ્મીનો નાશ કરાવે છે અને પાતળા પેટવાળી પ્રતિમા દુકાળ પડાવે છે. પ્રતિમાનું નાક વાંકું હોય તો તે દુઃખ–દાતા જાણવી. ટૂંકા નાકવાળી પ્રતિમા ગોત્રનો ક્ષય કરે છે. નેત્ર વગરની પ્રતિમા આંખે અંધાપો લાવે છે. જાડી પ્રતિમા ઐશ્વર્યનો નાશ કરે છે. હીન કટિવાળી આચાર્યને ઘાતક જાણવી. ટૂંકી જંઘા–પગવાળી પ્રતિમા રાજ્યના પુત્ર અને મિત્રનો વિનાશ કરે છે, હાથ અને પગહીન પ્રતિમા ધનધાન્યનો નાશ કરે છે. ચપટી પ્રતિમાના પૂજનનું ફળ મળતું નથી વળી તે ખર્ચમાં ઉતારે છે. ઉંચામુખવાળી પ્રતિમા દ્રવ્યનો નાશ કરાવે, નીચા મુખવાળી પ્રતિમા ચિંતા કરાવે છે. તીરછી નજરવાળી પ્રતિમા આપત્તિ લાવે છે. ઉંચીનીચી પ્રતિમા દેશવટો કરાવે છે. અન્યાયથી પેદા કરેલા ધનથી પ્રતિમા બનાવી હોય, અગર બીજા કામને માટે લાવેલા પાષાણની પ્રતિમા કરાવી હોય અગર ઓછાવત્તા અંગવાળી પ્રતિમા હોય તો આ સર્વ દોષવાળી પ્રતિમાના કારણે પોતાના કુટુંબ પરિવારનો નાશ થાય છે. જે પ્રતિમાના નખકેશ, આભૂષણ, અસ્ત્રશસ્ત્રો કે વસ્ત્રો કે અલંકાર–આભૂષણો ખંડિત કે વાંકા હોય તો પણ તેના અંગના કારણે તે દોષિત ગણાતી નથી. તે મંગળમય જાણવી. તેવી પ્રતિમાનો ફરી સમુદ્ધાર કરી શાંતિપૌષ્ટિક કાર્યોથી ફરી રથયાત્રાદિનો ઉત્સવ ઉજવી તે પ્રતિમાને પૂજવી તે શુભ છે.

ઉપર જણાવ્યા સિવાય જો પ્રતિમાના અંગ, ઉપાંગ કે પ્રત્યંગ ખંડિત થયા હોય તો તેનું વિસર્જન કરીને બીજી પ્રતિમાનો વિધિપૂર્વક પ્રવેશ કરાવવો કારણ

કે ખંડિત, બળેલી, શીર્ણવિશીર્ણ કે ફાટેલી પ્રતિમામાં મંત્ર–સંસ્કાર રહેતા નથી તેમજ દેવપણું પણ રહેતું નથી. જો પ્રતિમાની પ્રતિષ્ઠા સો વર્ષ પહેલાં થઈ હોય અને તે કોઈ ઉત્તમ આચાર્ય કે મહાપુરૂષે સ્થાપિત કરેલી હોય તે બિંબ પ્રતિમા અંગવ્યંગ હોય તો પણ પૂજા કરવા યોગ્ય છે. તેની પૂજા નિષ્ફળ જતી નથી. જો જૂની પ્રતિમા પડવાથી–સામાન્ય–ખંડિત થઈ હોય તો તેનો સમુદ્ધાર કરીને રથયાત્રાદિનો ઉત્સવ કરીને ફરી પૂજા શરૂ કરવી.

## જૈનતીર્થધામો :

જૈનધર્મના પ્રચારકો–ઉપદેશકોના જીવન સાથે સંકળાયેલા પ્રદેશો કે સ્થળોએ પવિત્ર સ્થાનકો કે તીર્થો ઊભા થયાં, અર્થાત્ તીર્થંકરોએ પોતાના તીર્થો ઊભા કર્યા. જૈન સાહિત્યમાં તેઓનાં નોંધવા યોગ્ય પ્રસંગો આ પ્રમાણે જાણીતા છે : ૧. ગર્ભ, ૨. જન્મ, ૩. તપ, ૪. જ્ઞાન, ૫. નિર્વાણ. આ પાંચ સમૂહ પાંચકલ્યાણને નામે ઓળખાય છે. આ ઉપરાંત પવિત્ર સ્થળો જેવાં કે સમુદ્રકિનારે અથવા કોઈ રમણીય સ્થળે જૈનમંદિરો બાંધવાની મુક્ત પસંદગી આપવામાં આવી છે. પરિણામે જૈન મંદિરો સામાન્ય રીતે ભારતમાં સર્વત્ર જ્યાં જ્યાં જૈનોનો સમૂહ છે ત્યાં ત્યાં દેખાય છે. રાજસ્થાનમાં આબુપહાડ ઉપર વિમળશાહ અને તેજપાલનાં મંદિરો તેમજ દક્ષિણ બિહારમાં પારસનાથ પહાડ ઉપરના મંદિરો જૈન સ્થાપત્ય માટે આકર્ષક છે. ગ્વાલિયરનો કિલ્લો જે ખડક ઉપર બંધાયો છે તેની ગુફાઓમાં પણ ઘણાં જૈન શિલ્પો છે. આ સિવાય જૈનોના બીજાં પવિત્ર સ્થળો આ પ્રમાણે છે : મથુરા, પાલિતાણા પાસે શત્રુંજય; જૂનાગઢ પાસે ગિરનાર; ઇલોરામાં ઇન્દ્ર અને જગન્નાથસભા ગુફાઓ; મધ્યભારતમાં ખજુરાહો, દેવગઢ, ગડગ; ધારવાડમાં લકુંડી, શ્રાવણબેલગોલા. શ્રવણબેલગોલામાં ગોમતેશ્વરનું ભવ્ય પૂતળું છે. બીજી જૈન ભવ્ય પ્રતિમાઓ દક્ષિણ કેનારામાં કર્કલ અને વેનુરમાં છે.

લગભગ બધા તીર્થંકરોએ જીવનનું સમર્પણ અને કેવળજ્ઞાન પોતાના જન્મ સ્થાનકોમાં પ્રાપ્ત કર્યું હતું. પરંતુ ઋષભદેવે કેવળજ્ઞાન પરિમતાલમાં પ્રાપ્ત કર્યું, નેમિનાથે ગિરનાર ઉપર કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. છેલ્લા તીર્થંકર મહાવીરે પાવા અથવા પાવાપુરી (બિહારથી સાત માઈલ ઉપર) સ્થળે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. પાવાપુરી ઋજુપાલિકા નદીને કિનારે આવેલું છે. વીસતીર્થંકરોએ મોક્ષ સમેતશિખર અથવા પાર્શ્વનાથગિરિ ઉપર મેળવ્યો પણ નેમિનાથે ગિરનાર ઉપર પ્રાપ્ત કર્યો. વાસુપૂજ્યે પૂર્વબિહારમાં ચંપાપુરીમાં, મહાવીરે પાવાપુરીમાં અને ઋષભે અષ્ટાપદ અર્થાત્ જેને ગુજરાતમાં સુવિખ્યાત શત્રુંજય તરીકે ઓળખવામાં આવે છે ત્યાં મોક્ષ મેળવ્યો.

જૈનોએ ૮૪ મૂર્તિઓની જૈનધર્મના જુદા જુદા સ્થાનકોએ સ્થાપના કરી. દેવોની મૂર્તિઓની પ્રતિષ્ઠા કર્યા પ્રમાણેના કેટલાક તીર્થો હવે જોઈએ : શત્રુંજયમાં આદિનાથની મૂર્તિની સ્થાપના વીરસ્વામીએ કરી, સુધૂકુંડમાં શાંતિનાથની મૂર્તિ હતી, ઉજ્જૈનમાં નેમિનાથની પ્રતિમાની સ્થાપના થઈ તે જ પ્રમાણે બીજી પ્રતિષ્ઠા આ પ્રમાણે થઈ : પાપામતમાં નેમીશ્વર, સોપારકમાં ઋષભદેવ, નગર મહાસ્થાનમાં નંદિવર્ધન (યુગાદિદેવ), દખ્ખણમાં ગોમટદેવ અને શ્રીબાહુબલી. ઉત્તરભારતમાં કલિંગ દેશમાં ગોમટ, શ્રીઋષભદેવ ખંગારમાં, આદિનાથની મૂર્તિની પૂજા ઉગ્રસેને કરી હતી. મહાનગરના ઉદ્દંડવિહારમાં આદિનાથની પ્રતિમા, તક્ષશીલામાં બાહુબલીએ ધર્મચક્ર બનાવ્યું. તારણ અને અંગધિકા, અજિતનાથ, ચંદેરી વસ્તીમાં સંભવદેવ, સેગમતિ-ગ્રામમાં અભિનન્દનદેવ અને જેના પગમાંથી નદી નારદ ઉત્પન્ન થઇ. કૌશામ્બીમાં પદ્મપ્રભ, મથુરામાં સુપાર્શ્વનો સ્તૂપ મહાલક્ષ્મીએ બાંધ્યો, દશપુર (મંદસોર)માં શાન્તિદેવી, પ્રભાસમાં જ્વાલામાલિનીની મૂર્તિ, નાસિકમાં ચંદ્રાવતી અને વારાણસીમાં ચંદ્રપ્રભ, કોયાદ્વારમાં સુવિધિનાથની પ્રતિમા, પ્રયાગમાં શિતલનાથ વિંધ્ય અને મલયગિરિમાં શ્રેયાંસનાથની પ્રતિમા, ચંપામાં વાસુપૂજય, કાંપિલમાં વિમલનાથ, દ્વારકામાં સમુદ્રકિનારે અનન્તનાથ, અયોધ્યા પાસે રત્નવાહપુરમાં ધર્મનાથ, લંકામાં કિષ્કિન્ધામાં ત્રિકૂટ ટેકરી ઉપર શાન્તિનાથ, પ્રયાગમાં કુંથનાથ અને અરનાથ, શ્રીપર્વત ઉપર મલ્લિનાથ, ભૃગુપત્તનમાં મુનિસુવ્રત. ફરીથી પ્રતિષ્ઠાન, અયોધ્યા, વિંધ્યાચલ, માણિકચદંડકમાં મુનિસુવ્રત, સૌર્યપુર, પાટલીપુત્ર, મથુરા, દ્વારકા, સિંહપુર, સ્તંભતીર્થમાં નેમિનાથ. અજાગૃહમાં પાર્શ્વનાથ. અહિચ્છત્રમાં કુંથનાથ, નાગલોકમાં મહેન્દ્ર ટેકરી ઉપર કુકકુટેશ્વર, પાર્શ્વનાથની સહસ્ત્રફણા સાથેની પ્રતિમા. શ્રીટેકરી ઉપર શ્રીમાલપત્તન, કુંતુગ્રામ, ચંપા, વૈભારટેકરી ઉપર, કૈલાસમાં મહાવીરની મૂર્તિ, અષ્ટપદમાં ચોવીસ તીર્થંકરો અને સમ્મેત શિખર ઉપર વીસજિનની પ્રતિમાઓ.

## મૂર્તિપૂજાની પ્રાચીનતા :

રૂઢિચૂસ્ત જૈનો પોતાના ધર્મને ઘણો પ્રાચીન ગણાવે છે. પરંતુ ઐતિહાસિક દસ્તાવેજો મહાવીરના સમયથી વધારે પ્રાચીન જણાતા નથી અથવા વધારે જૂનો પાર્શ્વનાથના સમય સુધી મૂકી શકાય. જૈનધર્મના પ્રાચીન ઉપદેશકો કદાચ ઐતિહાસિક પુરુષો હોઈ શકે. પરંતુ તેઓની મહત્તા માત્ર પ્રાચીન જૈન સાહિત્યમાં જણાય છે કે તેઓ જીવ્યા અને તેમનું ચારિત્ર ધ્યાન ખેંચે તેવું હતું. પરંતુ પુરાતત્ત્વની દૃષ્ટિએ જૈનધર્મની પ્રાચીનતા બતાવે તેવા કોઈ અવશેષો આપણને પ્રાપ્ત થયા નથી. અને તેઓના જીવનની છૂટક છૂટક માહિતી માત્ર છેલ્લા બે કે

ત્રણ તીર્થંકરોની મળે છે જેઓ ઐતિહાસિક યુગમાં થઈ ગયા. વળી સમગ્ર જૈન સાહિત્ય જે સ્વરૂપમાં છે તે સ્વરૂપ પણ મહાવીરના સમય અર્થાત્ ઈ. સ. પૂ. છઠ્ઠા સૈકાથી વધારે પ્રાચીન નથી. તો પછી જૈનધર્મમાં જૈન અનુશ્રુતિ અનુસાર મહાવીર સ્વામીની પ્રતિમા તેમની હયાતી દરમ્યાન બનવા લાગી હતી. દીક્ષા લેતાં પહેલાં તેઓ પોતાના મહેલમાં લગભગ એકાદ વર્ષ પહેલાંથી ધ્યાન ધરતા હતા ત્યારે તે અવસ્થાની ચંદન-કાષ્ઠની પ્રતિમા બનાવવામાં આવેલી, તે પ્રતિમા સિંધુ–સૌવીરના રાજા ઉદયને પ્રાપ્ત કરી, તેની પાસેથી એ ઉજ્જૈનના રાજા પ્રદ્યોત પોતાના રાજ્યમાં લઈ ગયો. અને તેણે તે પ્રતિમાને વિદિશામાં પધરાવી. પ્રદ્યોતે એની કાષ્ઠ-પ્રતિકૃતિ સિંધુ–સૌવીરના વીતભય-પત્તનમાં રાખેલી. આ પ્રતિમા નગરવિનાશક વંટોળિયાના તોફાનમાં દટાઈ ગઈ. દંતકથા પ્રમાણે આ પ્રતિમાને ગુજરાતના સોલંકી રાજા કુમારપાળે બહાર કઢાવી અણહિલવાડ પાટણમાં મંગાવીને પધરાવી. મહાવીર સ્વામીને દીક્ષા લેવાની ઘણી પ્રબળ ઇચ્છા હતી પરંતુ વડીલબંધુના આગ્રહથી એક વર્ષ ગૃહસ્થાશ્રમમાં વધુ રહ્યા પણ તેઓ સાધુ જેવું જીવન પ્રભુ-પરાયણ રાખતાં. આવી પ્રતિમા[૬] 'જીવંતસ્વામી' તરીકે ઓળખાય છે. વિદિશા અને વીતભયપત્તનની જીવન્તસ્વામીની પ્રતિમાને લગતી કથા આવશ્યકચૂર્ણિ, નિશીથચૂર્ણિ અને વસુદેવહિંડીમાં આપેલી છે, જ્યારે અણહિલવાડ પાટણમાંની પ્રતિમાને લગતો વૃત્તાંત રાજા કુમારપાલના સમકાલીન હેમચંદ્રાચાર્યે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' માં નિરૂપ્યો છે. જીવન્તસ્વામીની પ્રતિમાને લગતી આ લોકકથા છઠ્ઠી-સાતમી સદીથી સાહિત્યમાં પ્રચલિત થઈ હતી એટલું જ નહિ, પણ આવી સાંસારિક અવસ્થાની કિરીટ તથા આભૂષણોથી વિભૂષિત પ્રતિમાના નમૂના અકોટા (વડોદરા)ની ધાતુ-પ્રતિમાઓમાં પ્રાપ્ત થયા છે. ડૉ. ઉમાકાંત પ્રે. શાહ આ ધાતુપ્રતિમાને ઈ સ. ૪૦૦ થી ૫૦૦ના સમય જેટલી પ્રાચીન માને છે. ગુજરાતમાંથી મળતી જૈન પ્રતિમાઓમાં આ એક અતિ પ્રાચીન મૂર્તિશિલ્પ ગણાવી શકાય. મહાવીર સ્વામીના સમયની જીવન્તસ્વામીની કે તીર્થંકરની કોઈ પ્રતિમા મળી નથી. બૌદ્ધધર્મમાં વત્સદેશના સમકાલીન રાજા ઉદયને બુદ્ધની ચંદનકાષ્ઠ પ્રતિમા પધરાવી હોવાની કથા છે એ પણ આ પ્રકારની છે.

જૈન ધર્મસંપ્રદાયની અનુશ્રુતિ અનુસાર મહાવીર સ્વામી બોંતેર વર્ષની વયે ઈ.પૂ. ૫૨૭માં કાલધર્મ પામ્યા હતા અને તે પહેલાં ત્રીસ વર્ષે (અર્થાત્ ઈ. પૂ. ૫૫૭માં) કેવલજ્ઞાન પામ્યા હતા. મહાવીર સ્વામીની પહેલાંના તીર્થંકર પાર્શ્વનાથ

---

૬. એક મત એવો છે કે જેમ બોધિસત્ત્વ હોય છે તેમ આને જિનસત્ત્વ કહી શકાય. અર્થાત્ જ્ઞાન મેળવ્યા પહેલાંની અવસ્થા.

મહાવીર સ્વામીની પહેલાં ૨૫૦ વર્ષ પર (અર્થાત્ ઈ. પૂ. ૭૭૭માં) કાલધર્મ પામેલા. પાર્શ્વનાથની પહેલાંના તીર્થંકર નેમિનાથ શ્રીકૃષ્ણ વાસુદેવના સમકાલીન હતા. એ અને એમની પહેલાંના ૨૧ તીર્થંકર લાખો વર્ષો પર થઇ ગયા એમ મનાય છે. આ સમયાંકનને ઇતિહાસના પ્રમાણનું સમર્થન સાંપડતું નથી. ભારતમાં સહુથી પ્રાચીન પ્રતિમાઓ હડપ્પીય સભ્યતા (ઈ. પૂ. ૨૪૦૦–૧૬૦૦)ના અવશેષોમાં પ્રાપ્ત થઈ છે. એમાં હડપ્પામાં મળેલી નગ્ન ખંડિત પાષાણપ્રતિમા તીર્થંકરની હોવાનું અનુમાન થયું છે. વળી મોહેંજો–દડોની એક મુદ્રામાં કંડારેલી લટકતા હાથ સાથે ઊભેલી આકૃતિ કાયોત્સર્ગમાં હોઈ જૈન હોવાની તેમજ ત્યાંની એક બીજી મુદ્રામાં કંડારેલી પશુપતિ જેવી આકૃતિ ઋષભદેવ જેવા તીર્થંકરની હોવાની માનવા તરફ અમુક વિદ્વાનોનું મંતવ્ય છે. આવી આકૃતિઓ, રેખાકૃતિઓ કે પ્રતિમા જૈન તીર્થંકરોની હોવા વિશે માનવાના કોઈ પ્રતીતિકારક લક્ષણ તેમાં રહેલાં નથી.

શિલ્પકૃતિઓના ઉપલબ્ધ અવશેષોમાં તીર્થંકરની પ્રતિમાનો સહુથી પ્રાચીન નમૂનો મગધના પાટનગર પાટલિપુત્ર (પટના)ના વિસ્તારમાં આવેલ લોહાનીપુરમાં પ્રાપ્ત થયો છે. રેતિયા પથ્થરની એ ખંડિત પ્રતિમા મસ્તક તથા પગ વિનાની છે. તેના બંને હાથનો ઘણો ભાગ નષ્ટ થયો છે છતાં એ હાથ કાયોત્સર્ગ અવસ્થામાં હતા એ જાણવા જેટલી સ્પષ્ટ નિશાનીઓ તેમાં રહેલી છે. આ પ્રતિમા ઉપરનું પોલિશ મૌર્યકાળ (ઈ. પૂ. ૩૨૨–૧૮૫) જેવું હોવાનું માલૂમ પડે છે. આ સ્થળેથી મળેલી ઈ. પૂ. પહેલી સદીની ખંડિત પ્રતિમાના હાથ કાયોત્સર્ગ અવસ્થામાં રહેલા પૂરેપૂરા જળવાઈ રહ્યા છે. તીર્થંકરની પ્રતિમાનું સ્વરૂપ યક્ષની પ્રતિમા પરથી ઘડાયું એમ માનવામાં આવે છે.

મૌર્ય રાજા અશોકના પૌત્ર સંપ્રતિએ અનેક જિનાલય બંધાવ્યાં એવી અનુશ્રુતિ છે, પરંતુ એમાંના કોઈ અવશેષ ઉપલબ્ધ નથી. કલિંગના રાજા ખારવેલના હાથીગુંફા લેખમાં નંદરાજા વડે અપહૃત થયેલી જિનપ્રતિમા પાછી મેળવ્યાનો ઉલ્લેખ છે તે ઉપરથી જિનપ્રતિમાનું નિર્માણ મૌર્યકાળ પહેલાંના નંદકાળમાં થયું હોવાનું ફલિત થાય છે.

મથુરાના પુરાવશેષોમાં ઈસ્વીસનની પહેલી સદીથી આયાગપટોમાં તીર્થંકરોની આકૃતિઓ કંડારાઈ છે; ઉપરાંત કુષાણકાલની અનેક પ્રતિમાઓ મળે છે. આ પ્રતિમાઓ સામાન્યતઃ નિર્વસ્ત્ર હોય છે, તેમાં તીર્થંકરની છાતી પર શ્રીવત્સનું ચિહ્ન અને મુખની પાછળ પ્રભાચક્ર હોય છે. તીર્થંકર પદ્માસનવાળીને હાથને યોગમુદ્રામાં રાખીને ધ્યાનમાં બેઠા હોય છે અથવા તો કાયોત્સર્ગ અવસ્થામાં તપ કરતા ઊભા હોય છે. તીર્થંકરની પ્રતિમામાં લાંછન ન હોવાથી પ્રતિમા કયા

તીર્થંકરની છે એ ઓળખવું મુશ્કેલ છે. પાછળનાં વાળનાં ઝુલફાંને લીધે ઋષભ-નાથની અને સર્પફણના છત્રને લીધે પાર્શ્વનાથની પ્રતિમા જ ઓળખી શકાય છે.

હવે ચાર બાજુ ચાર તીર્થંકરોની પ્રતિમા મૂકવાની પ્રથા પ્રચલિત થઈ. એને ચૌમુખ પ્રતિમા કહેવાય છે. આ ચૌમુખ પ્રતિમામાં ઋષભદેવ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરની પ્રતિમાઓ વધુ લોકપ્રિય છે.

૭બિહારમાં મળેલી પ્રાક્-કુષાણકાલથી ગુપ્તકાળ સુધીની તીર્થંકરોની ધાતુ-પ્રતિમાઓ પણ મથુરાની પાષાણપ્રતિમાઓ જેવી છે, ચંદ્રગુપ્ત બીજાના સમય (ઈ. સ. ૩૭૬–૪૧૫)ની નેમિનાથની પ્રતિમાની પીઠિકા પર શંખનું લાંછન જણાય છે એવી રીતે ચંદ્રપ્રભની ધાતુપ્રતિમાની ટોચ ઉપર ચંદ્રનું લાંછન આપેલું છે.

ગુજરાતમાં અકોટાની ધાતુપ્રતિમાઓમાં પાંચમી સદીની ઋષભદેવની પ્રતિમામાં તીર્થંકરને વસ્ત્ર પહેરાવેલું છે. શ્વેતાંબર પરંપરાની જિનપ્રતિમાનો આ સહુથી પ્રાચીન જ્ઞાત નમૂનો છે. છઠ્ઠી સદીની ધાતુપ્રતિમાઓમાં તીર્થંકરની જમણી બાજુએ યક્ષ સર્વાનુભૂતિની અને ડાબી બાજુએ યક્ષી અંબિકાના પ્રતિમા મૂકવાની પ્રથા પ્રચલિત થઈ. નવમી સદી સુધી ચોવીસે તર્થંકરોની પ્રતિમા સાથે આ યક્ષ-યક્ષીની જ પ્રતિમા મુકાતી. ચોવીસ તીર્થંકરોનાં જુદાં જુદાં ચોવીસ યક્ષ–યક્ષી નવમી સદીથી નજરે પડે છે.

જૈનધર્મમાં મૂર્તિપૂજા ક્યારે શરૂ થઈ તે ચોક્કસ કહેવું મુશ્કેલ છે પરંતુ તેનો વિશાળ સમય બતાવવો અશક્ય નથી જો આપણે અભિલેખોના પુરાવા ઉપર આધાર રાખીએ તો સ્પષ્ટ રીતે કહી શકીએ કે શિશુનાગના સમયમાં અથવા નન્દ રાજાઓના સમયમાં અર્થાત્ કે મહાવીરના જન્મના કેટલાંક વર્ષો પછી મૂર્તિઓ હોવાનું સ્પષ્ટ થાય છે. રાજા ખારવેલના હાથીગુંફા લેખમાં (ઈ. સ. પૂ. ૧૬૧) શ્રી ઋષભદેવની પ્રતિમા પાછી મેળવીને ફરી પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ છે. આ મૂર્તિ તે અગાઉ ૩૦૦ વર્ષ પહેલાં લઈ જવાઈ હતી. જ્યારે મહાવીરનો ઉન્નતિનો કાળ હતો ત્યારે બ્રાહ્મણધર્મની કળા પૂરેપૂરી ખીલેલી હતી અને તેની મૂર્તિ-પૂજાનો ઈતિહાસ પણ ઘણો જૂનો હતો. જૈનધર્મના પ્રચારકોએ આ પરિસ્થિતિનો લાભ લઈને પોતાના ધર્મમાં પણ મૂર્તિપૂજાની આવશ્યકતા ઉભી કરાવી. અર્થ-શાસ્ત્રના લેખક કૌટિલ્ય જૈનદેવોની નોંધ કરે છે તેમાં જયન્ત, વૈજયન્ત, અપરાજિતા વગેરેના ઉલ્લેખ છે. આથી મૂર્તિઓની ઉત્પત્તિ ઈ. સ. પૂ. ચોથા સૈકા જૂની તો ગણી શકાય એમ છે. "અંતગડ દસાઓ" ગ્રંથમાં પણ મૂર્તિના ઉલ્લેખો છે

૭. જુઓ studies in Jaina Art by U. P. Shah, 1955 (P. 13)

જેમ કે તે જમાનામાં ભદ્દિલ શહેરમાં પવિત્ર અને શ્રીમંત એવા એક સદ્‌ગૃહસ્થ રહેતા હતા તેની પત્નીનું નામ સુલસા હતું. સુલસા જ્યારે બાળક હતી ત્યારે તેને એક ભવિષ્યવેત્તાએ કહ્યું કે તેને મૃત બાળકો જન્મશે. આથી સુલસાએ બાળપણથી પ્રભુ હરિનેગમેષિની પૂજા કરવાનું શરૂ કર્યું. તેણે હરિનેગમેષિની મૂર્તિ કરી અને રોજ સવારે તેને સ્નાન કરાવતી...આ સિવાયના બીજા ઉલ્લેખો મૂર્તિ-વિષયક જૈનસાહિત્યમાંથી મળી આવે છે જેમ કે ઉપદેશકોની પૂજા જૈનો અને બૌદ્ધો દેવની જેમ કરતા. જૈનો અને બૌદ્ધાએ દરેક તીર્થંકર અને તેનું વિમાન, મંદિરો અને મૂર્તિઓ વગેરે બનાવ્યા. મથુરામાંથી પુરાતત્ત્વીય અવશેષો પ્રાપ્ત થતાં એટલું સ્પષ્ટ થયું છે કે ઈ. સ. પૂ. ૬૦૦માં મૂર્તિઓ અને તેનાં મંદિરો થતાં હતાં. આયાગપટમાં લેખ કોરેલો છે આ લેખની લિપિ કુશાન રાજાઓએ વાપરેલી લિપિ જેવી છે અર્થાત્ તેનો સમય બીજા સૈકાનો મનાય છે. મથુરાના અભિલેખો સ્પષ્ટ કરે છે કે દેવોની પૂજા વગેરે ઘણાં પ્રાચીન કાળથી પ્રચલિત હતા. ત્રેવીસમા જિન પાર્શ્વનાથના માનમાં સ્તૂપો ઉભા કરવામાં આવ્યા હતા. આ સ્તૂપો આશરે ઈ. સ. પૂ. સાતમા સૈકામાં બંધાયા હતા. મી. વિન્સેન્ટ સ્મિથ લખે છે કે મહાવીરનું નિર્વાણ ઈ. સ. પૂ. ૫૨૭માં થયું હતું તે બરાબર હોય તો તેને જ્ઞાન થયાનો સમય ઈ. સ. પૂ. ૫૫૦માં મૂકી શકાય. સ્તૂપનો જિર્ણોદ્ધાર ૧૩૦૦ વર્ષ પછી અથવા ઈ. સ. ૭૫૦માં થયો. તેની મૂળરચના ઈંટોની પાર્શ્વનાથના સમયમાં થયેલી છે પરંતુ લેખને આધારે તે પ્રાચીન ઇમારત ઈ. સ. પૂ. ૬૦૦ની છે તેમ સ્પષ્ટ થાય છે.

## જિનપરિકર :

સામાન્ય રીતે મૂર્તિને સ્થાપન કરવાની મુખ્ય પીઠિકા (સિંહાસન) બનાવવામાં આવે છે. તે પીઠ અને બેસવાનું આસન વગેરે સારા યે ભાગને પરિકર એવી સંજ્ઞા આપવામાં આવે છે. આવાં પરિકરોમાં કેટલાંક સુંદર કલામય શિલ્પોવાળાં હોય છે જેને જોતાં કોઈ દૈવીકાર્ય હોય એવું માલૂમ પડે છે. શિલ્પગ્રંથોમાં પરિકર માટે પણ ચોક્કસ નિયમો છે અને તે પ્રમાણે પ્રતિમાને અનુલક્ષીને પરિકરોની લંબાઇ પહોળાઈ બનાવવામાં આવે છે. તેમાં ગણતરી પ્રમાણેના ભાગ પાડતાં વિવિધ રૂપો અને ભાવો બનાવવામાં આવે છે. તેમાં કેવાં શિલ્પો બનાવવા તેની સમાલોચના કરતાં શિલ્પશાસ્ત્રકાર કહે છે કે [૮]"પરિકરોમાં યક્ષ, યક્ષિણીઓ, સિંહ, મૃગની જોડલી, કાઉસગ્ગ, છેડા ઉપર સ્તંભો, ઉપર તોરણો, ગ્રાહ, ચામર અને કલશધારી અનુચરો, મગરનાં મુખો, માલાધરો, પ્રતિમાના માથા પાછળ પ્રભામંડલ,

૮. રૂપમંડન અ. ૬–૩૬

માથા ઉપર મૃણાલછત્ર (કમળદંડ સાથેનું છત્ર) તથાર્ણ દેવદુંદુભિ વગાડનારા, ધર્મચક્ર, નવગ્રહો, ત્રણછત્રો, અશોકવૃક્ષનાં પત્રો, કવચિત્ દિક્પાલો અને અગ્રભાગે કેવલ જ્ઞાનમૂર્તિ વગેરે યથોક્ત બનાવવાં.

તીર્થંકરોની પ્રતિમાઓ કરતાં, પરિકરોના કલાવિધાન માટે શિલ્પીને ઊંડો અભ્યાસ અને અનુભવ કેળવવો પડે છે કારણ તેના કલાશિલ્પમાં કેટલીયે વિવિધતાઓ બુદ્ધિબળથી ઉપજાવવાની હોય છે.

**પરિકરનું સ્વરૂપ :**

હવે પરિકરની રચના વિસ્તારથી કેમ કરવી તે અંગે જોઈએ. જિનપ્રતિમાના લક્ષણમાં મુખ્યત્વે પદ્માસનમાં બેઠેલી અને કાયોત્સર્ગમાં ઊભેલી એમ બે પ્રકારના સ્વરૂપ કહ્યા છે. અર્હત્ પ્રતિમાના વિશેષ લક્ષણમાં[૯] અષ્ટપ્રતિહાર્ય સાથે હોવાનું માનેલ છે. બાકીની જિનપ્રતિમા સિદ્ધાવસ્થાની માનવાનું કહ્યું છે.

પદ્માસનમાં જિન પ્રતિમાનું સ્વરૂપ એક જ પ્રકારના પ્રમાણવાળું હોય છે. તેના ચિહ્ન–લાંછન ઉપરથી તે ચોવીસમાંથી કયા પ્રભુજી છે તે જાણી શકાય છે. ઘણી પ્રાચીન પ્રતિમાઓને લાંછન હોતાં નથી તેવી જ રીતે પરિકર પણ બહુ જૂના મળતાં નથી પરંતુ કોઈ પરિકર ઉપર અશોકવૃક્ષની આકૃતિ કે તેની નીચે ધર્મચક્રવાળી પ્રાચીન પ્રતિમાઓ મળે છે.

પુરાતત્ત્વ પ્રમાણે કુશાન કાળની પ્રતિમાઓમાં લાંછન કે પરિકરનો તદ્દન અભાવ છે. ગુપ્તકાળની કોઈ કોઈ પ્રતિમાઓ પર લાંછન, ધર્મચક્રની મુદ્રા અને ગાંધર્વોનું સાહચર્ય મળે છે. પરિકર પદ્ધતિ પાછલા કાળની હોય તેમ તેના ઉપલબ્ધ અવશેષો ઉપરથી જણાય છે. પહેલા તીર્થંકર આદિનાથ પ્રભુની કોઈ કોઈ પ્રાચીન મૂર્તિને ખભે વાળની લટો તેમજ તીર્થંકરની પ્રતિમાને ઉપવીતનું ચિહ્ન પણ જોવામાં આવે છે.

સામાન્ય રીતે પરિકર બેઠેલી મૂર્તિના, ઉભેલી મૂર્તિના અને વિશેષ કરીને શયન પ્રતિમાના પરિકરોના પ્રકાર અલગ અલગ હોય છે. પરિકરની સાથોસાથ પ્રતિમા માટેનું સિંહાસન, બાહુયુગ્મ–કાઉસગ્ગ ઉપરના છત્રવટો અને તેમાં શંખ તથા દેવદુંદુભિ વગાડનારાઓના પ્રમાણ પ્રમાણે શિલ્પો કરવાં જરૂરી મનાયા છે.

સામાન્ય રીતે સુંદર પ્રતિમા જે વર્ણ–રંગની હોય તેના જ વર્ણના પાષાણનું પરિકર કરવું જોઇએ. પ્રતિમા જે વર્ણની હોય તેથી બીજા વર્ણના પાષાણનું

૯. અષ્ટપ્રતિહાર્યમાં ૧. અશોકવૃક્ષ, ૨. સિંહાસન, ૩. ચામર, ૪. ભામંડળ, ૫. દેવદુંદુભિ, ૬. દિવ્યધ્વનિ, ૭. સુરપુષ્પવૃષ્ટિ અને ૮. છત્ર કહ્યા છે.

પરિકર બનાવવાથી સર્વત્ર મહાદોષનો ભય રહે છે. ધાતુ પ્રતિમાને ધાતુનું જ પરિકર હોવું જોઇએ પરંતુ રત્ન મરકતમણિ કે સ્ફટિકાદિની પ્રતિમાના પરિકરમાં વિવર્ણતા થાય તો તેમાં દોષ લાગતો નથી.

સિંહાસનનું પ્રમાણ પ્રતિમાના કદના આધારે હોય છે. પ્રતિમાની પહોળાઈથી અર્ધું ઊંચું સિંહાસન-ગાદી કરવી અને પ્રતિમાની પહોળાઈથી ગાદી દોઢી લાંબી રાખવી તેની નીચે દશ ભાગનું પીઠ ઊંચું હોવું જોઈએ પીઠની નીચે મોટી પટ્ટી અને તેના ઉપર કર્ણપીઠ જોઇએ તે ઉપર બાર આંગળ ઊંચાઈમાં ગજસિંહાદિરૂપ કરવાં જોઇએ. ગજસિંહાદિરૂપ ઉપર બે આંગળની છાજલી અને તેના ઉપર ચાર આંગળની કણી હોવી જોઇએ. સિંહાસનની નીચેની પાટલીમાં સૂર્ય આદિ નવ ગ્રહોના નાના નાના સ્વરૂપો હોય છે. આ સ્વરૂપો પોતાના ધર્મનું આચરણ કરવા માટેના અને તે સર્વ દોષોનો નાશ કરનારા છે. સિંહાસનના મધ્યમાં આદિ-શક્તિ કરવી, તેના હાથમાં કમળ અને વરમુદ્રા ધારણ કરેલાં હોવાં જોઇએ. દેવીની આકૃતિની નીચે કર્ણપીઠમાં ગર્ભમાં સુશોભિત એવું ધર્મચક્રસહિત મૃગયુગ્મ હોવું જરૂરી છે. દેવીની બંને બાજુએ હાથી કંડારવામાં આવે છે. તેના પછી રૌદ્ર-મહાકાયવાળા, વિકરાળ મુખવાળા સિંહો કોરવા જોઇએ. આ સિંહોને જાણે કે પ્રભુએ તેમના ક્રોધથી જીવોનું રક્ષણ કરવા પોતાની ગાદીની નીચે દબાયેલા હોય તેમ બતાવેલા હોય છે. પ્રભુના પાદસેવકો પ્રભુની ડાબી તરફ યક્ષિણી અને જમણી તરફ યક્ષનાં સ્વરૂપો ગાદીના છેડા પર હોવા જોઇએ. યક્ષયક્ષિણીની ફરતા બે બાજુમાં સ્તંભિકાઓ, કમળ જેવાં તોરણો, મકર અને ગ્રાસ મુખથી શોભતાં કરવાં. ટૂંકમાં જે તીર્થંકરોના શાસન દેવ-દેવીઓ, યક્ષ-યક્ષિણીઓ હોય તે પ્રમાણે કરવાનાં હોય.

હવે પરિકરમાં જરૂરી ચામરધારી કેવી રીતે હોય તેનો ખ્યાલ કરીએ. ચામરધારી ચામરેન્દ્ર નામથી ઓળખાય છે. મૂળ નાયકની પ્રતિમાના પાછળ બાજુના ભાગમાં પ્રતિમાના બાહુઓના મધ્યે બંને બાજુ વાહિકા (પખવાડા-ચામરેન્દ્ર) સ્થાપન કરવા. તે મૂળ નાયકના ખભા બરાબર ઊંચા સુશોભિત કરવા. તેની બે બાજુ સ્તંભિકાને દંડ સહિત કમળ કરવા અને બાજુમાં વિરાલિકાઓ કરવી. ઇન્દ્રની બે બાજુ બે થાંભલીઓ ને તોરણોને તિલકથી શોભતી કરી, તેના દંડ સહિત કમળ કરવા. તેમાં વિરાલિકાઓ સ્તંભિકાની બે બાજુએ કરવી. તેની પહોળાઈ પ્રમાણે પરિકરના બંને છેડા ઉપર નાસકવાળી ઉભી પટિકામાં વિરાલિકા ગંજ અને નાના ચામર કળશધારીના રૂપો કરવાં ઇન્દ્રનું રૂપ કરવું અને તેની બે બાજુ બબ્બે આંગળની થાંભલીઓ કરવી. ચામરેન્દ્રની પ્રતિમા અનેક આભૂષણોથી શોભતી

કરવી. પ્રભુની ડાબી તરફના ચામરધારી ઇન્દ્રને પ્રહ્લાદ નામે ઇન્દ્ર કહ્યો છે અને જમણી તરફના ઇન્દ્રને ઉપેન્દ્ર એવું નામ આપેલું છે.

પરિકરમાં છત્રવૃત્ત અગત્યનું છે જે દોલાતોરણને નામે ઓળખાય છે. તે અનેક આકારવાળું કરવામાં આવે છે તેના પર ત્રણ રથિકા હોય છે ૧. ગાંધર્વ રૂપ પંક્તિ, ૨. હંસ પંક્તિ, ૩. અશોકપત્ર પંક્તિ. મધ્યમાં ઉપરાઉપરી ત્રણ છત્ર હોય છે. અશોક પત્રાદિને કમળદંડથી શોભતું કરવામાં આવે છે. પ્રભુનો પાછલો ભાગ મસ્તક ઉપર ફણાથી શોભતો હોય છે. સુપાર્શ્વનાથજીને ત્રણ કે પાંચ ફેણ અને પાર્શ્વનાથજીને સાત કે નવ ફણાવાળા સર્પની આકૃતિ કરવામાં આવે છે તેનાથી ઓછી ફણા કરવાની નહિ.[૧૦] પાર્શ્વનાથજીને અધિક ફેણ કરવામાં આવે તો તેમાં દોષ નથી.

પાર્શ્વ–સુપાર્શ્વનાથજીને સર્પ તથા સર્વ પ્રભુજીની પાછળ ભામંડળની આકૃતિ કરવામાં આવે છે તેની ડાબી જમણી તરફ ચામરેન્દ્રના ઉપરના ભાગે રૂપયુક્ત તિલક કરવામાં આવે છે અને તેના ઉપર છાજલી હોય છે. તેના ઉપર ઉદ્દગમ ઘંટા-કળશથી શોભતું કરવું. તેની નીચે વીણાધરની રૂપની બે બાજુ નાસિકાઓમાં બબ્બે સ્તંભિકાઓ કરવામાં આવે છે. તે પર ડાબી જમણી તરફ મયૂર જોઈએ. બહારના ભાગમાં મુખ ફાડતા મકરો હોય છે. ગાંધર્વ અને રત્નમુકુટધારીના રૂપો હોવા જોઈએ. વીણા વાંસળી બજાવનારના સ્વરૂપો દેવ–તિલકના મધ્યમાં, ગવાક્ષમાં કરવાના.

વંશીધરના તિલકથી ડાબી જમણી તરફ (પ્રભુના મુખ પાસે) વસંતરાજ એવા માલાધરનાં સ્વરૂપો તેના અનુચર રૂપે પારિજાતાદિ વેલપત્રો સાથે કરવા. પ્રભુ ઉપરનું છત્ર બ્રહ્માંડના ભૂલોકનું પ્રથમ છત્ર, તેની ઉપર ભુવર્લોકેશનું બીજું છત્ર, ત્રીજું છત્ર લિંગાકાર છત્ર અને ચોથું છત્ર ગૃહદેવરૂપ જાણવું. છત્રની નીચલી–ચાર ભાગની–ઝાલર મણિમોતીમય કરવાની હોય છે અને તે ઉપર દેદીપ્યમાન એવો કળશ હોવો જોઈએ. માલાધર ઉપર શ્રેષ્ઠ એવા ઐરાવત હાથીના સ્વરૂપ ડાબી જમણી બેઉ બાજુ હોવા જોઈએ તેને સૂંઢમાં કમળ પત્રોથી આચ્છાદિત કરેલા કરવા. હાથી નીચેની પાટલી નીચે પત્રાદિત કરવા. હાથીની પીઠ પર હિરણ્યેન્દ્રો હાથમાં પુષ્પાંજલી અને કળશ ધારણ કરેલા બનાવવા. છત્રવૃત્તમાં–છત્રવટા પર–પહેલી ગોળ પંક્તિમાં વાજીંત્ર સાથે નૃત્ય કરતાં ગાંધર્વાદિ સ્વરૂપો કરવા. છત્રવટા ઉપર

---

૧૦. त्रिपंचफणः सुपार्श्वः सप्तनवस्तथा ।
हीनफणो न कर्तव्योऽधिको नैव च दूषयेत् ॥ २७
ज्ञानप्रकाशदीपार्णव (उत्तरार्ध) अ. २२

તેના મધ્યમાં શંખ બજાવતો દેવેન્દ્ર અને તેની બે બાજુ નૃત્ય કરતા, ભેરી બજાવતા રૂપો અને ડમરૂ આદિ વાજીંત્રોવાળા દેવદુંદુભિ અને શંખપાલના સ્વરૂપો આનંદમંગળ કરતાં કરવા. પ્રભુનો જન્મોત્સવ મેરૂ પર્વત ઉપર ઉજવાય છે તેમ અહીં છત્રવૃત્તમાં છત્ર, ચામર, શંખનાદ આદિ હરિણગમેષિઓ પ્રભુનો ઉત્સવ કરી રહ્યા હોય તેમ કોતરવા.

પ્રભુના મસ્તક પાછળ છત્રની નીચે તેજપુંજ જેવી ભામંડળની આકૃતિ હોય છે. માલાધારની આગળ ધારે વૃત્તકમળદંડ કરવો. (પ્રતિમાના કાનથી આ છત્રદંડ વચ્ચે બે આંગળનું અંતર હોય છે,) મૂળનાયકના મસ્તકપરથી રથિકાના ત્રણ ગોળ-વૃત્ત[૧૧] હોવા જોઈએ તેમાં ગાંધર્વપંક્તિ, હંસપંક્તિ, અને અશોકપત્રનું વૃત્ત હોય છે. પરિકરમાં દિવ્યદેહ ધારણ કરનારા દેવો, જિનેન્દ્ર ભક્તિમાં પ્રીતિવત્સલ દેવગાંધર્વો, વીણાશંખાદિ વાજિંત્રો બજાવનારા હંમેશ પુષ્પમાળાઓ સહિત શોભતા હોય છે. છત્રવૃત્ત દૌલાના મથાળે, મધ્યમાં કળશ અને બે બાજુ હંસ અથવા મોરના રૂપો કરવાં. હાથીઓ સૂંઢોથી શોભતા કરવા અને ઉપર અશોકપલ્લવના પત્રોની આકૃતિ કરવી. પંચતીર્થરૂપ પરિકર કરવાને બાજુના ચામરેન્દ્રના સ્થાને કાઉસગ્ગની મૂર્તિ બનાવવી અને ઉપર વીણા વંશધારીના સ્થાને નાની આસનસ્થ જિનપ્રતિમા ગોખલામાં કરવી. આ પ્રમાણે હોય તો મૂળનાયક સહિત પંચતીર્થસ્વરૂપ પરિકર બને છે તેમાં કાઉસગ્ગની દૃષ્ટિ મૂળનાયકની સ્તનબિંબી પ્રમાણે રાખવી અને ઉપરના તિલકની મૂર્તિની દૃષ્ટિ મૂળનાયકની દૃષ્ટિમાં સમસૂત્ર રાખવી (આ ચારે મૂર્તિ ઉપર છત્રો કરવા. પરિકર વિનાના પ્રતિમાજી સિદ્ધ ભગવાન કહેવાય. અને પરિકર સહિતના પ્રતિમાજી અર્હંત પ્રભુ જાણવા. મુખ્ય–પ્રમુખ પ્રતિમાને અવશ્ય પરિકર કરવું કારણ કે તેમાં અર્હંત્ પ્રભુની વિભૂતિદર્શક અષ્ટ પ્રતિહાર્ય

---

૧૧. પરિકરના છત્રવૃત્તના ઉપલાભાગમાં શંખભેરિ, ડમરૂ આદિ વાજિંત્રો બજાવતા ગાંધર્વોના રૂપની એક મોટી પંક્તિ ચૂમ્માલિસ આંગળના વૃત્તના પરિધમાં કરવામાં આવે છે તે પર હંસની વૃત્તપંક્તિ, તો કોઈમાં નાના નાના ગાંધર્વાદિના રૂપ નૃત્યગીત કરતા હોય તેવી પંક્તિઓને તે પર આસોપાલવના પત્રોની પંક્તિ ચોસઠ આંગળના પરિધમાં કરવામાં આવે છે આ રીતે કોઈમાં ચાર પંક્તિ પણ જોવામાં આવે છે. ત્રણ રથિકા તો અવશ્ય કરવી જોઈએ પણ વિશેષ કરવામાં દોષ નથી. પરંતુ તે તેની મર્યાદામાં રહીને તેની છેલ્લી પંક્તિ કરવી. આ છેલ્લી રથિકાને મથાળે છત્રવૃત્ત એકાવન ભાગમાં કરી તે પર કળશ અને બાજુમાં પક્ષીરૂપ કરવામાં આવે છે.

જ્ઞાનપ્રકાશદીપાર્ણવ (પૃ. ૩૭૯)

સં. પ્રભાશંકર ઓ. સોમપુરા

પાલીતાણા ૧૯૬૦

દર્શાવેલા હોય છે. ઊભી[૧૨] જિનપ્રતિમાના મસ્તક પર પણ ત્રણ છત્ર અને ત્રણ રથિકા ૧. અશોકપત્રો અને દેવદુંદુભિ વાજીંત્ર બજાવતા દેવગાંધર્વો–હંસપંક્તિ ત્રિરથિકા–વડે અલંકૃત કરવું. સિંહાસનની પાટલી હાથી અને સિંહોથી વિભૂષિત કરવી. મધ્યગર્ભે ધર્મચક્ર અને બંને છેડા પર યક્ષ–યક્ષિણીના સ્વરૂપો કરવાં.

ટૂંકમાં, પરિકર એ જૈન મૂર્તિવિધાનનું અવિભાજ્ય અંગ હોવાથી તેની આવશ્યક વિગત આ પ્રકરણમાં રજૂ કરી છે.

## આયગપટ્ટોમાં જિનો

તીર્થંકરોની સ્વતંત્ર પ્રતિમાઓ સિવાય આયાગપટ્ટોમાંથી પણ તેની મૂર્તિઓ મળી આવી છે. આવા પ્રાચીન આયાગપટ્ટો મથુરાના કંકાલિ ટીલામાંથી શિલ્પોની સાથે કેટલાંક મળી આવ્યાં છે. તેમાંના કેટલાંક કુશાનકાળના પૂર્વેના હોવાનું તેના શિલાલેખો કહે છે. તેમાંના ત્રણમાં પદ્માસનવાળીને બેઠેલી તીર્થંકરની આકૃતિ છે અને તે મુખ્ય આકૃતિ ફરતાં જૈન અષ્ટમંગલ ચિહ્નો જેવાંકે સ્વસ્તિક, મીનયુગલ વગેરે છે. તેમાંના એક આયગપટ્ટમાં શિરોવેષ્ટન અને છત્ર સ્પષ્ટ જણાય છે.

આ આયગપટ્ટોમાં કેઈપણ જાતનાં ચિહ્નો કે લાંછનો જણાતાં નથી કે જેથી તેમાં કયા જિનની મૂર્તિ છે તે સ્પષ્ટપણે કહી શકાય. પરંતુ માત્ર એક આયગપટ્ટમાં જિનની આકૃતિના મસ્તક ઉપર સર્પનું છત્ર છે તેથી તેને સ્પષ્ટરીતે પાર્શ્વનાથ તરીકે ઓળખાવી શકાય છે. વળી આયગપટ્ટમાં કંડારેલી પ્રતિમાઓને આધારે તેને જૈન મૂર્તિશાસ્ત્રનો પ્રારંભ કહી શકાય. આ ઉપરથી આપણે સ્પષ્ટ રીતે કહી શકીએ કે જિનની મૂર્તિઓના પ્રારંભકાળમાં લાંછનો કે બીજાં કોઈ સ્પષ્ટ ચિહ્નો ન હતાં પરંતુ માત્ર પાર્શ્વની આકૃતિને સર્પની ફણાનું ચિહ્ન હતું વળી અષ્ટમંગલો પૈકીના કેટલાંક પણ પ્રાચીન જણાયા છે. આયગપટ્ટો કુશાનયુગ પહેલાંના મળ્યા છે તેમાં બીજા કોઈ પ્રકારના ચિહ્નો નથી. તે સ્પષ્ટપણે ભારતીય છે. ભારતીય ઢબે બેઠેલા યોગી–ટટ્ટાર, ધ્યાનમાં અને પદ્માસનવાળામાંથી જિન આકૃતિ તૈયાર થઈ હોય એમ લાગે છે. જિન આકૃતિઓનો સામાન્ય દેખાવ, તેનું મુખ, શરીર વગેરે એકસરખાં જ છે માત્ર તેનાં લાંછનના ભેદને કારણે તે કયા તીર્થંકર છે તે ઓળખાય છે. દરેક તીર્થંકરનું લાંછન જૂદું જૂદું છે. છતાં પણ ઋષભદેવ તેમનાં ખભે વાળનાં ઝુલ્ફાને કારણે અને પાર્શ્વનાથ સર્પની ફેણાને કારણે વગર

૧૨. ઊભા જિનપરિકરમાં બીજા તીર્થંકરોની મૂર્તિઓ પણ કોઈ સ્થળે જોવામાં આવે છે. પગ આગળ ઇન્દ્રાદિ રૂપો નાના કરવામાં આવે છે. ઊભી પ્રતિમાના પરિકરમાં યક્ષ–યક્ષિણીના સ્વરૂપો બહુ ઓછા જોવામાં આવે છે. (પૃ ૩૮૦)

જ્ઞાનપ્રકાશદીપાર્ણવ.

લાંછને ઓળખી શકાય છે. આ ચોવીસ તીર્થંકરોમાંથી માત્ર બે તીર્થંકરો વગર લાંછને સ્પષ્ટરીતે ઓળખી શકાય છે.

## શ્રી સમવસરણ :

સમવસરણ કે સમોવસરણ એટલે તીર્થંકરોના ઉપદેશ શ્રવણ માટે દેવોએ બાંધેલી વિશાળ વ્યાખ્યાનશાળા. આવી વ્યાખ્યાનશાળાના ભવ્ય શિલ્પોમાં પ્રાણીઓ, મનુષ્યો, દેવો, દેવીઓ વગેરે માટે અલગ અલગ પ્રાકારો (કિલ્લા) બનાવવામાં આવે છે. તે દરેકમાં જે તેના સમુદાયોને વિવિધ રીતે શિલ્પની અંદર વ્યક્ત કરવામાં આવે છે.

સમવસરણનો મુખ્ય હેતુ એ છે કે જે સ્થળે તીર્થંકર પ્રભુને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું હોય તે જ સ્થળે દેવતાઓ સમવસરણની રચના કરે છે. ચોરસ તેમજ ગોળ એમ બે પ્રકારના સમવસરણ કરવામાં આવે છે. શ્રીવિશ્વકર્મા પ્રમાણે સમવસરણનું સ્વરૂપ કૈલાસ પર્વત જેવું છે અને તે દેવ અને દૈત્યોએ બનાવેલું છે. આ સમોવસરણમાં નીચેથી ઉપર સુધી વિભાગો પાડી તે દરેક વિભાગમાં પ્રાકાર (કિલ્લા)ની રચના બનાવી, તે દરેકની મધ્યમાં ભવ્ય સિંહાસન તેની દેરીની અંદર કલ્પતાં તેમાં તીર્થંકરની પ્રતિમા મૂકવામાં આવે છે. તીર્થંકર એવા વિશ્વદેવ વીતરાગ પદ્માસન વાળીને બેઠેલા હોય છે. તે આદિ એવા ઈશ્વર ચાર દિશામાં બેઠેલા છે.

## સમવસરણનું સ્વરૂપ :

ચોરસ અને ગોળ એમ બે પ્રકારની સમોવસરણની રચના થાય છે. નીચે ભૂમિતળ પર પીઠ: કર્ણપીઠ હોય : તેના ઉપર ત્રણ ગઢો–કિલ્લા પ્રાકાર હોય. પ્રત્યેક ગઢની ફરતા ચારે દિશામાં ચાર દ્વાર વાપિકા–વાવડી સહિત કરવા. જ્ઞાનપ્રકાશદીપાર્ણવમાં નીચેનો પહેલો ગઢ ચાંદીનો કહ્યો છે તેને સુવર્ણના કાંગરા કરવામાં આવે છે. તે ગઢમાં દેવોના સર્વ વાહનો–પાલખી, વિમાન, હાથી, ઘોડા રહે છે. બીજો ગઢ સોનાનો છે અને તેને રત્નના કાંગરા છે. આ ત્રીજા ગઢમાં પરસ્પર વિરોધી જીવો જાણે સ્નેહવાળા સહોદર હોય તેમ પ્રભુ પાસે સર્વ તિર્યંચ જીવો હર્ષ સહિત બેઠા છે–જેમકે બિલાડીને મૂષક, સર્પને નોળિયો, મૃગ અને વ્યાઘ્ર–ઉપરનો ત્રીજો ગઢ રત્નનો કહ્યો છે. તેના કાંગરા મણિના છે ને બીજા ગઢમાં દેવો મનુષ્યો સાધુ–સાધ્વી–બાર પ્રકારની પર્ષદા બેસે છે. સ્થાપત્યની દૃષ્ટિએ ચાંદી, સોના કે રત્ન દ્રવ્યને બદલે પાષાણના એક જ વર્ણના સમવસરણ કરવામાં આવે છે. વિશેષ પ્રકારના સફેદ, પીળા કે લાલવર્ણના આરસના પણ સમોવસરણ થાય છે.

પ્રત્યેક ગઢમાં દેવવાહન, પરસ્પર વિરોધી જીવો કે દેવ, મનુષ્ય, સાધુ–સાધ્વી આદિ સ્વરૂપો કોતરવામાં આવે છે, અથવા કોઈ સાદા પણ રાખે છે. સમવસરણમાં ચાર પ્રતિમા પધરાવવામાં આવે છે, મોટે ભાગે તે શાશ્વતજિન પ્રભુ ૧. ઋષભદેવ, ૨. ચંદ્રાનન, ૩. વારિષેણ અને ૪. વર્ધમાન વિશેષ કરીને હોય છે. તે પ્રત્યેકને ફરતાં ચાર પરિકરો પણ કોઈ કરાવે છે તેથી વિશેષ ચોમુખને ચાર થાંભલીઓ મુકી તે પર શિખર કે છત્રી કરે છે પરિકરો કે છત્રી કરેલી ન હોય તો તેમાં દોષ થતો નથી. કેટલાંક પરિકર કે છત્રી વગરના પણ સમવસરણ હોય છે.

સમવસરણ નાના સ્વરૂપે થાય છે. વિશેષ ભાવથી કરે તો તે ત્રણે ગઢો પર પગથિયા ચડીને જવાય તેટલું મોટું સમવસરણ પણ કરાવે છે. ઉપરના ગઢના મધ્યમાં અશોકવૃક્ષ એક યોજન વિસ્તારનું હોય છે. તેની નીચે પીઠિકારૂપ સિંહાસનો ચારે તરફ કરવામાં આવે છે અને ત્રણ છત્રો ચારે તરફ પ્રભુ પર રાખવામાં આવે છે.

ચારે તરફના સિંહાસન પર અર્હંત પ્રભુ બિરાજે છે. પ્રભુની બંને તરફ યક્ષ–યક્ષિણી મણિજડિત–ચામર ઢોળી રહ્યા હોય છે. ત્રણે ગઢના પ્રત્યેક દ્વાર આગળ જળપૂર્ણ વાવડીઓ એકેક ગઢે આઠ આઠ કરવામાં આવે છે. દ્વારો પર રત્નજડિત અષ્ટમંગળ અંકિત કરવામાં આવે છે.

પ્રથમ રૂપાના નીચેના ગઢના ચારે દ્વારના પ્રતિહારો ૧. તુંબરૂ, ૨. કપાલી, ૩. ખટ્વાંગી, ૪. જટામુકુટધારી એમ ચાર હોય છે. બીજા ગઢમાં પૂર્વાદિ ચારે દ્વારની દેવી પ્રતિહારી ૧. જયા, ૨. વિજયા, ૩. અજિતા, ૪. અપરાજિતા એ ચાર દેવીઓ જણાય છે. તેની ચારે ભુજામાં અભય, પાશ, અંકુશ અને મુદ્‌ગર ધારણ કરે છે તેનો વર્ણ અનુક્રમે સફેદ, લાલ, સોનવર્ણ અને નીલ છે.

ઉપરના બીજા ગઢના ચારે દ્વારે બે બે પ્રતિહારો અનુક્રમે પૂર્વે ઈન્દ્ર અને ઈંદ્રજય, દક્ષિણે મહેંદ્ર ને વિજય, પશ્ચિમે ધરણેન્દ્ર ને પદ્મક અને ઉત્તરના દ્વારે સુનાભ અને સુરદુંદુભિ ઉભેલા કરવામાં આવે છે. આ આઠે પ્રતિહારો વીતરાગના છે, તેના ચાર હાથમાં આ પ્રમાણે આયુધો છે:

ઈન્દ્રના હાથમાં ફળ, વજ્ર, અંકુશ અને દંડ; ઈન્દ્રજયના હાથમાં દંડ, અંકુશ, વજ્ર અને ફળ; ધરણેન્દ્રના હાથમાં વજ્ર, અભય, સર્પ અને દંડ, યક્ષના હાથમાં દંડ, સર્પ, અભય અને વજ્ર; સુનાભના હાથમાં ફળ, બેહાથમાં દ્રવ્યની વાંસળી અને દંડ; સુરદુંદુભિના હાથમાં દંડ, બે હાથમાં દ્રવ્યની વાંસળી તેમજ ફળ; મહેન્દ્રના હાથમાં વજ્ર, વજ્ર ફળ અને દંડ; વિજયના હાથમાં દંડ, ફળ, વજ્ર અને વજ્ર.

ઉપર કહ્યા પ્રમાણે સમવસરણની રચના કરવાનું શાસ્ત્રકારોએ બુદ્ધિમાન શિલ્પીને કહ્યું છે.

## જૈનમૂર્તિવિજ્ઞાનનું પ્રાચીન સાહિત્ય :

મૂર્તિ શબ્દનો સાદો અર્થ પ્રતિકૃતિ થાય છે તે જ ભાવનાને અનુલક્ષી પ્રભુનું સાકાર સ્વરૂપ સમજવા માટે આપણા શિલ્પીઓએ તે કળા હસ્તગત કરીને મૂર્તિવિધાન જણાવ્યું છે. મૂર્તિકળા એ એક વિશિષ્ટ કળા છે. તેમાં ખંત, પૂરતી ચોકસાઈ અને અભ્યાસ જરૂરી હોય છે. તેનાં દરેક અંગ ઉપાંગો ગણિતના નિયમ મુજબ કરવામાં આવે છે. આવા મૂર્તિશિલ્પને લગતાં અનેક ગ્રંથો પ્રાચીનકાળમાં લખાયા છે તેની કાંઈક ઝાંખી કરાવવા અહીં પ્રયત્ન કર્યો છે.

જૈનધર્મમાં મૂર્તિશાસ્ત્ર અને પ્રતિષ્ઠા વિધાન માટે મુખ્ય બે ગ્રંથો ગણાય છે–૧. આચાર દિનકર અને ૨. નિર્વાણકલિકા. આ ઉપરાંત "તિલોયપન્નતિ" નામનો પ્રાકૃતગ્રંથ વિદ્વાન યતિવૃષભે દક્ષિણમાં રચ્યો છે, તેમાંથી જૈનમૂર્તિશાસ્ત્રની કેટલીક હકીકતો મળી આવે છે. બૃહત્સંહિતાકાર જિનપ્રતિમાના કલાવિધાન અંગે નોંધ આપે છે અને તેવું જ વર્ણન પ્રતિષ્ઠાસારોદ્ધાર પણ આપે છે. જિનમૂર્તિ સૌમ્ય, શાંત અને યોગધ્યાનવાળી બનાવવાનું શાસ્ત્રકારોએ સૂચવ્યું છે. પ્રવચનસારોદ્ધાર, રૂપમંડન, રૂપાવતાર તથા અભિધાન ચિન્તામણિ નામમાલામાં ચોવીસ તીર્થંકરોના લાંછનો વગેરે રજૂ કરેલાં છે. શિલ્પરત્નાકર જિનપરિકરની રચના વિશે માહિતી આપે છે. ક્ષીરાર્ણવમ્ અને દીપાર્ણવમ્ નામના ગ્રંથો મંદિરો તથા મૂર્તિઓ બનાવવા વિશે વિગતે નોંધ આપે છે. અગત્યનો ગ્રંથ 'ત્રિષષ્ટીશલાકાપુરુષ'માં દરેક તીર્થંકર વિશે સંપૂર્ણ વિગત આપેલી છે. આ ગ્રંથો ઉપરાંત આગમોમાં પણ મૂર્તિવિધાનના ખાસ વિષયો આપવામાં આવેલા છે આગમોની કુલ સંખ્યા અઠ્ઠાવીસની ગણાય છે તેનો પ્રચાર ગુજરાત કરતાં દક્ષિણમાં વધુ જોવામાં આવે છે. આ સિવાય પણ બીજા અનેક ગ્રંથો આ વિષયના છે. કેટલાંક તો હજુ સુધી જાહેરમાં આવ્યા નથી.

### આસનો અને મુદ્રાઓ

જૈનધર્મમાં મુખ્યતઃ તીર્થંકરોની પ્રતિમાઓ ધ્યાનસ્થ તેમજ યોગાસનવાળી ખાસ હોય છે. તેમાં મોટા ભાગની પ્રતિમાઓ પદ્માસન કે અર્ધપદ્માસનવાળી બેઠેલી ધ્યાનમુદ્રાવાળી, મુખ ઉપર શાંત અને ત્યાગ–ધર્મનો ભાવ, શરીર નગ્ન કે શ્વેત વસ્ત્રથી આચ્છાદિત અને માથાના વાળ છૂટા કે લોમ કરેલા ક્વચિત્ બતાવવામાં આવે છે. આ રીતે તીર્થંકરોની પ્રતિમાઓના બે પ્રકારો મળે છે, તે પૈકી એક પદ્માસનસ્થ અને બીજી ઊભી કાયોત્સર્ગ–તપનો ભાવ વ્યક્ત કરતી.

ભારતના લગભગ બધા ધર્મોમાં હાથ અને પગની અમુક પ્રકારની સ્થિતિ આધ્યાત્મિક ધ્યાનમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે. આ પ્રકારની સ્થિતિ માનસિક એકાગ્રતામાં મદદરૂપ થાય છે તેમ માનવામાં આવે છે. હઠયોગ અથવા શરીરના પ્રાથમિક સંસ્કાર ઇચ્છાશિક્ત સાથે જોડાય છે અને તેને માટે આસનો અને મુદ્રાઓ જરૂરી ગણાય છે. ભારતમાં શરીર ઉપરના અંકુશ માટે યોગીઓ કેટલાંક આસનો કરતાં હોય છે ત્યારબાદ તેઓ રાજયોગ અથવા માનસિક ઉચ્ચકક્ષાના સંસ્કાર તરફ ઢળે છે. જૈન તીર્થંકરો મુખ્યત્વે યોગી હતા અને ધર્મના શિક્ષકો હતા. તેથી જૈનોની મૂર્તિઓમાં યોગના આસનો અને મુદ્રાઓ તીર્થંકરો, તેમના અનુયાયીઓ અને અનુચરોમાં જણાય છે. તેથી જ જૈન મૂર્તિશાસ્ત્ર કાંઈક મૌલિક લક્ષણ ધરાવે છે. કેટલાક આસનો ખાસ કરીને કાયોત્સર્ગ જૈનોની જ ઉત્પત્તિ છે.

પાંચ પ્રકારના આસનો જુદા પાડી શકાય એમ છે. તેમના નામ આ પ્રમાણે છે : પર્યંક, અર્ધપર્યંક, વજ્ર, ખડ્ગાસન અને વીર. આ આસનો મોક્ષાસન તરીકે ઓળખાય છે. જિને આવી સ્થિતિ મોક્ષ પ્રાપ્ત કરવાની વખતે અથવા મોક્ષ માર્ગને પંથે જતાં ધારણ કરેલી છે. બીજું આસન બંધુરાસનના નામે જાણીતું છે. તે સરળ અંગસ્થિતિ છે આ આસન ધારણ કરવાથી મન નિશ્ચળ બને છે.

આસનો એટલે જૈન અથવા કોઈપણ ભક્ત બેઠક ઉપર પલાંઠી વાળીને બેસે છે જેમાં જમણો પગ ડાબી સાથળ ઉપર અને ડાબો પણ જમણી સાથળ ઉપર મૂકવામાં આવે છે અને તેની આંખો નાકના ટેરવા ઉપર સ્થિર કરવામાં આવે છે, તેમાં હાથની સ્થિતિ બદલાતી હોય છે.

ધાર્મિક ગ્રંથોમાં સૂચના આપેલી છે કે મહાવીર, ઋષભનાથ, નેમિનાથ વગેરે તીર્થંકરોની મૂર્તિઓ આ આસન અથવા આ પ્રકારની સ્થિતિમાં કરવી. જો કે તીર્થંકરના મળતાં બધાં શિલ્પો આ સૂચનને સ્વીકારતા નથી.

**અર્ધપર્યંકાસન :** પર્યંકાસનમાં જંઘા ઉપર બેસવાનું અને અર્ધપર્યંકાસનમાં અડધું જંઘા ઉપર બેસવાનું. અર્ધપર્યંકાસનમાં એક પગ કાટખુણે ઊભો રાખવાનો અને બીજો વાળેલો હોય છે. આજ આસનં "પર્યંકાસન માન" પણ કહેવાય છે. તેમાં યોગી પોતાના શરીરનું વજન ત્રીજા ભાગ જેટલું ઓછું કરે છે. જિનની મૂર્તિઓમાં આ આસન સામાન્ય નથી. આ પ્રકારના આસન યક્ષ અને યક્ષિણીઓની અંગસ્થિતિમાં વપરાય છે. યક્ષિણી ચક્રેશ્વરી અને નિર્વાણી યક્ષિણીના આ પ્રકારના અંગસ્થિતિવાળા શિલ્પો મળ્યા છે.

**ખડ્ગાસન :** (કાયોત્સર્ગ) ઉભેલી સ્થિતિમાં આ આસન હોય છે. તેના બે પગ વચ્ચે બે આંગળ જેટલું અંતર હોય છે અને તેના બે હાથ બે બાજુએ સીધા લટકતા હોય છે, પરંતુ હાથ શરીરને સ્પર્શે નહીં તેવી રીતે રાખવાના, સામાન્ય રીતે બધી ઉભેલી જિનપ્રતિમાઓ આ અંગસ્થિતિમાં કરવામાં આવે છે. અજિતનાથ, સંભવનાથ અને અભિનન્દનની આકૃતિઓ ખડ્ગાસનમાં ખાસ કરીને કરવામાં આવે છે. આ આસન કાયોત્સર્ગ તરીકે પણ ઓળખાય છે. સામાન્ય રીતે લોકો તેને કાઉસ્સગથી પણ ઓળખે છે. જૈનોમાં છ આભ્યંતર[13] તપ છે તેમાંનો કાયોત્સર્ગ પાંચમો આવશ્યક છે.

**વજ્રાસન :** યોગનું એક પ્રકારનું આસન. તેમાં જમણા પગને જમણા નિતંબ નીચે અને ડાબા પગને ડાબા નિતંબ નીચે એવી રીતે રાખવાના કે જેથી તળિયું ઉપરના ભાગમાં રહે. પછી બંને ગોઠણ એક બીજાને અડાડી તેની ઉપર એટલે કે જમણા ગોઠણ ઉપર જમણો હાથ અને ડાબા ગોઠણ ઉપર ડાબો હાથ રાખવો અને આંખો બંધ કરવી. આ રીતના આસનને વજ્રાસન કહેવાય છે.

**મુદ્રાઓ :** આસનો અમુક પ્રકારની દેહાવસ્થામાં પગની સ્થિતિ બતાવે છે ત્યારે મુદ્રાઓ હાથની તેમજ પગની સ્થિતિ બતાવે છે. જૈન દેવવૃંદમાં તીર્થંકરો વિવિધ મુદ્રામાં રજૂ કરાતા નથી પણ તેમના અનુચરો યક્ષો અને યક્ષિણીઓ જુદી જુદી મુદ્રાઓ ધારણ કરે છે. આવી મુદ્રાઓ હિંદુ અને બૌદ્ધ મૂર્તિઓમાં પણ જણાય છે. જૈન સાહિત્યમાં વિવિધ પ્રકારની મુદ્રાઓ તેના વર્ણન સાથે બતાવેલી છે. જો કે તેમાંની કેટલીક મુદ્રાઓ શિલ્પમાં જણાતી નથી. શિલ્પમાં જે મળે છે અથવા જે મળવાની શકયતાઓ છે તે મુદ્રાઓ અહીંયાં બતાવેલી છે.

**જિન-મુદ્રા :** આ સ્થિતિમાં જૈન સાધુઓ કાયોત્સર્ગમાં ઉભેલા હોય છે. આ મુદ્રામાં બે હાથ સીધા લટકતા હોય છે, હાથ શરીરને સ્પર્શે નહીં તેમ રાખવાના, વળી બે પગની વચમાં અંતર હોય છે. અંગુઠાની પાસે ચાર આંગળનું અને એડી પાસે થોડુંક ઓછું અંતર હોય છે. અર્થાત્ પગની આગળના ભાગમાં ચાર આંગળનું અંતર અને પાછળના ભાગમાં થોડુંક અંતર હોય છે. કાયોત્સર્ગ એટલે "શરીરને ઢીલું રાખવું" આ મૂર્તિઓ તપનો ભાવ વ્યક્ત કરે છે.

**યોગ-મુદ્રા :** આ મુદ્રામાં બેઠલી આકૃતિ હોય છે અને હથેળીઓ એક બીજામાં રાખવાની અને તેનો આકાર કમળની કળી જેવો થાય અને તે હથેળીઓ

---

૧૩. પ્રાયશ્ચિતા વિનય, વૈયાવચ્ચ, શાસ્ત્રપઠન, ધ્યાન અને કાયે,ત્સર્ગ આ છ આભ્યંતર તપ છે.

ઉદરની પાસે હોય. અર્થાત્ પદ્માસનવાળીને બેઠા પછી એક હથેળી ઉપર બીજી હથેળી પ્રતિકૂળ આંગળીઓ રહે તેમ રાખવાની હોય છે. આ ધ્યાન મુદ્રા કે સમાધિ મુદ્રા તરીકે પણ ઓળખાય છે. જૈનમૂર્તિઓ આ આસનમાં વિશેષ જણાય છે.

**વરમુદ્રા :** વરમુદ્રા એટલે વરદમુદ્રા. અર્થાત્ વરદાન આપવાની મુદ્રા. આ અંગસ્થિતિમાં આરામથી–સુખાસન–બેસે છે અને હાથ ખુલ્લો આગળ પડતો રાખવામાં આવે છે. યક્ષિણીઓ અને વિદ્યાદેવીઓ જેનું વર્ણન આગળ આપવામાં આવશે, તેઓ આ મુદ્રામાં હોય છે.

## પ્રકરણ ૨

# તીર્થંકરોની મૂર્તિઓ

જૈનો તીર્થંકરો ૨૪ છે તેમ કહે છે. આ બધા તીર્થંકરોનું ઐતિહાસિક પ્રમાણ સિદ્ધ કરવું મુશ્કેલ છે. હિંદુઓ અને બૌદ્ધો પણ[1] ૨૪ અવતારો થયા એમ કહે છે. ૨૪ તીર્થંકરોએ ઉપદેશ આપ્યો તેમ જૈનોની ધાર્મિક માન્યતા છે છતાં પણ ૨૪ તીર્થંકરો થઈ ગયા તેમ માનવું હોય તો એટલું જ મનાય કે કેટલાક સમકાલીન હશે અને બીજા એક પછી એક થઈ ગયા હશે. પહેલાં તીર્થંકર ઋષભનાથ માટે જુદી જુદી માન્યતાઓ છે તેની પ્રતિમાઓ કુશાણ સમયની ખૂબ મળે છે તેથી તેનું ઐતિહાસિક અસ્તિત્વ કબુલ રાખવું પડે એમ છે અથવા તીર્થંકર ઋષભનાથની માન્યતા એટલી પ્રાચીન તો ગણાય જ. તીર્થંકરો જૈન તત્ત્વોને સાચા અર્થમાં રજૂ કરે છે. તેમનું અસ્તિત્વ બહારની કોઈ અસરને કારણે નથી. જૈનમંદિરોમાં ચોવીસે તીર્થંકરો હોય છે અને રોજની પૂજા માટે તેમને સરખો આદર આપવામાં આવે છે.

જૈનમંદિરોમાં તીર્થંકરોને ઉચ્ચ સ્થાન આપવામાં આવ્યું છે. દેવ અને દેવીઓનું ગૌણ સ્થાન હોય છે. હેમચંદ્રાચાર્યના 'અભિધાનચિંતામણિ'માં દેવતાઓના બે પ્રકાર બતાવ્યા છે (૧) દેવાધિદેવ–તેમાં ઉચ્ચ કોટિના દેવોનો સમાવેશ થાય છે અને (૨) બીજો પ્રકાર તે દેવ. તેમાં સામાન્ય દેવો હોય છે. દેવાધિદેવોમાં તેણે તીર્થંકરોને તેમજ બીજા દેવો–જે જૈનોના જ છે–ને ગણાવેલા છે. બીજા ગૌણ–દેવો હિંદુ દેવતાઓમાં પણ જણાય છે. મૂર્તિઓમાં અથવા પ્રાચીન જૈન શિલ્પોમાં તીર્થંકરોની મૂર્તિઓને મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે અને એક જ પાષાણમાંથી સમગ્ર તીર્થંકરની મૂર્તિ ઉપસાવીને કોરી નાંખેલી હોય છે.

જૈનધર્મ આજે જીવંત છે તેને કારણે જૈન મંદિરોમાં પ્રાચીન મૂર્તિપૂજા પદ્ધતિ જળવાઈ રહેલી છે તેને કારણે મૂર્તિશાસ્ત્રની ઘણી સામગ્રી મળી આવે છે. જૈનમંદિરમાં મૂર્તિઓનો ક્રમ હોય છે, એક મૂળ નાયક હોય તે પ્રાય; ઋષભાનાથ, સુપાર્શ્વનાથ, પાર્શ્વનાથ કે મહાવીર હોય છે અને તેમની ફરતી બીજી જૈનમૂર્તિઓ

---

૧ કદાચ હિંદુ અવતારો ૨૪ તેમાંથી જૈનો અને બૌદ્ધોએ ૨૪ ની સંખ્યા લીધી હોય એમ લાગે છે. જો આતથ્ય વજૂદવાળું હોય તો હિંદુનો ૨૪ અવતારનો આંકડો વધુ જૂનો છે અને આ રીતે ત્રણે ધર્મોએ સામ્ય માટે ૨૪ ની સંખ્યા અવતાર માટે રાખેલા જણાય છે.

હોય છે જે ગૌણ નાયક ગણાય. આ જૈન દેવતાઓથી બીજા ગૌણ દેવતાઓ જેવાં કે યક્ષ, શાસનદેવતા, લક્ષ્મી, ગણેશ વગેરેને પણ મંદિરમાં તેમને યોગ્ય સ્થાન આપવામાં આવે છે. આ રીતે જૈનધર્મમાં તીર્થંકરનું શ્રેષ્ઠસ્થાન મનાય છે અને તીર્થંકર રાગમુક્ત હોય છે જ્યારે બીજાં દેવદેવીઓ રાગયુક્ત હોઈને તેમના પ્રમોદ માટે સ્વર્ગ છે તેમ મનાય છે. જૈન આદર્શમાં સંન્યાસીપણું મહત્ત્વનું છે અને તે જ આદર્શ તેની મૂર્તિઓમાં દેખાય છે. જિનની મૂર્તિઓમાં સાધુનો સ્વાંગ સ્વસ્ત્ર કે નિર્વસ્ત્ર જણાય છે અને તે યોગાસનમાં, પદ્માસનમાં કે કાયોત્સર્ગમાં હોય છે. એક મત એવો છે કે તીર્થંકરની મૂર્તિ અને દક્ષિણામૂર્તિ શિવમાં ઘણું સામ્ય છે તેથી એમ માનવાને કારણ છે કે શિવના સંન્યાસીપણાને આદર્શ જૈનધર્મમાં અપનાવાયો હોય! તેવી જ રીતે સંભવ છે કે બંને પરંપરાનું મૂળ કોઈ વૈરાગ્ય-પ્રધાન ધ્યાનલક્ષી સંપ્રદાયમાં હોય!

જિનમૂર્તિ અને બુદ્ધમૂર્તિમાં કેટલુંક સામ્ય છે તેને કારણે સામાન્ય માણસ કઈ મૂર્તિ કોની છે તે સમજવામાં ભૂલ કરે છે, તો આ બંને મૂર્તિઓમાં શો ફરક છે? જૈન તીર્થંકરની મૂર્તિઓ જૂની કે નવી હોય તો પણ તેમાં શ્રીવત્સનું ચિહ્ન મૂર્તિની છાતી પર હોય છે અને મૂર્તિના મસ્તક ઉપર છત્ર હોય છે, પરંતુ મથુરાની પ્રાચીન મૂર્તિઓ સિવાયની મૂર્તિઓમાં લાંછન હોય છે અને તેને કારણે મૂર્તિઓ એકદમ ઓળખી શકાય છે. કુશાણ સમયની મથુરાની જૈનમૂર્તિઓમાં લાંછન હોતું નથી, તેથી એમ માનવાને કારણ મળે છે કે પ્રાચીન સમયમાં જૈનમૂર્તિઓને સ્પષ્ટ ચિહ્નથી જુદા પાડવાની જરૂરિયાત જણાઈ ન હોય, પરંતુ જૈન તીર્થંકરોની એક સરખા દેખાવની વિવિધ મૂર્તિઓને ઓળખવા માટે મુશ્કેલી ઊભી થતા લાંછનની જરૂરિયાત જણાઈ અને તેથી ગુપ્ત સમય અને તે પછીની તમામ મૂર્તિઓમાં લાંછન મૂકવામાં આવે છે, જેથી તેને ઓળખવામાં ભૂલ ન થાય. જો કે કુશાણ સમયની જૈન મૂર્તિઓમાં લાંછન હોતું નથી તો પણ પાર્શ્વની મૂર્તિમાં કુશાણ કલાકારોએ સર્પનું છત્ર મૂર્તિના મસ્તક ઉપર બતાવેલું છે, જેથી કોઈપણ મુશ્કેલી વગર પાર્શ્વનાથની મૂર્તિને ઓળખી શકાય છે.

પ્રાચીન મૂર્તિઓમાં લાંછન ન હોય ત્યાં જિન મૂર્તિઓ ઓળખવામાં ઘણી મુશ્કેલી ઉભી થાય છે, છતાં પણ ઋષભદેવ અને પાર્શ્વનાથની મૂર્તિઓ ઓળખી શકાય છે. પણ જે મૂર્તિઓમાં લેખ કંડારેલા હોય તેની મદદથી તીર્થંકરના નામ જાણી શકાયાં છે. આ લેખ ખૂબજ ટૂંકા હોય છે. મથુરાના કંકાલી ટીલામાંથી મળેલા પથ્થરના કઠેડામાં જુદાં જુદાં પ્રતિકો જેવાં કે વૃષભ, મેષ (બકરો), મૃગ,

ક્રૌંચ પક્ષી, હાથી, બાજપક્ષી, શંખ, સિંહ, કમળ, ગેંડો, પાડો, માછલી વગેરે નજરે ચડે છે. જૈનધર્મનો પ્રાચીન ગ્રંથ કલ્પસૂત્ર (ઈ. સ. પૂ. ૩૦૦)માં ૨૪ જિનની મૂર્તિઓના ૨૪ લાંછનોની યાદી આપેલી છે, છતાં પણ પ્રાચીન પ્રતિમાઓમાં આ ચિહ્નો મળતાં નથી. વળી મથુરામાંથી મળેલી કુશાણ સમયની તીર્થંકરની પ્રતિમામાં યક્ષ કે યક્ષિણી જણાતા નથી પરંતુ માત્ર એક જ જિન–પ્રતિમામાં તેના પાછળના ભાગે યક્ષિણી અંબિકાની આકૃતિ જણાય છે અને તે મથુરામાંથી મળી આવેલી છે. ગુપ્ત સમયની જૈન પ્રતિમાઓમાં શિલ્પીઓએ યક્ષ અને યક્ષિણીઓની આકૃતિઓ અચૂક બતાવેલી છે તેથી સ્પષ્ટ થાય છે કે કુષાણ સમયની જૈન કલામાં લાંછન તેમજ યક્ષની આકૃતિઓ તીર્થંકર સાથે કરવામાં ન આવતા અથવા આ લાંછન કે યક્ષની આકૃતિઓની પદ્ધતિ કુશાણ સમયમાં જાણીતી નહીં હોય !

જિન પ્રતિમાનું બીજું મહત્ત્વનું લક્ષણ મૂર્તિની સાથેનું ગણધરોનું અસ્તિત્વ છે અને ગણધરો મુખ્ય આકૃતિની જમણી અને ડાબી બાજુએ હોય છે. જૈન મૂર્તિશાસ્ત્રના ગ્રંથોમાં ગણધરોને તીર્થંકરોના અનુચરો તરીકે ઓળખાવ્યા છે. આ ગણધરોમાંના કેટલાંકના હાથમાં ચામર, કેટલાંકના હાથમાં સુશોભન માટેના હાર કે અંજલિ મુદ્રામાં હોય છે. મથુરાના પ્રારંભકાળની જિન મૂર્તિઓમાં યક્ષની આકૃતિઓ જણાતી નથી, પરંતુ ગણધરની આકૃતિઓ કેટલીક મૂર્તિઓમાં ધ્યાન ખેંચતી જણાય છે.

મથુરા શિલ્પનું બીજું લક્ષણ એ છે કે ઘણીખરી જિન આકૃતિઓ નિર્વસ્ત્ર બતાવેલી છે. આ લક્ષણથી આ મૂર્તિઓ દિગમ્બર કે શ્વેતાંમ્બર છે તે સ્પષ્ટ થઈ શકે તેમ નથી. મથુરાની નિર્વસ્ત્ર જિન પ્રતિમાઓ દિગમ્બરની ગણી શકાય નહિ કારણ કે પ્રતિમાઓમાં સ્ત્રી અને પુરુષ ગણધરો સવસ્ત્ર છે અને અલંકારોથી શોભતાં બતાવેલા છે. દિગમ્બર સંપ્રદાય પ્રમાણે કોઇ પણ સાધ્વીને આ સંપ્રદાયમાં દાખલ કરી શકાય નહીં. ટૂંકમાં નિર્વસ્ત્ર કે વસ્ત્રોવાળા સંપ્રદાયના ભેદ કુશાણ કાળમાં ઉદ્ભવેલા હોય તેમ જણાતું નથી.

ગુપ્તસમયમાં જૈન મૂર્તિલક્ષણમાં ઘણો વિકાસ થયેલો જણાય છે. આ સમયની મૂર્તિઓમાં લાંછન તથા યક્ષ અને શાસન દેવતાની નાની આકૃતિઓ કંડારેલી જણાય છે. આ ઉપરાંત છત્ર, એની ઉપર મૃદંગવાદક, છત્રની બંને બાજુએ ગજયુગ્મ અને ધર્મચક્રના પ્રતીકની બંને બાજુએ વૃષભ અથવા હરણાં જિન શિલ્પમાં જણાય છે.

આ પ્રકારના મૂર્તિવિષયક લક્ષણો ગુપ્તસમયના ઉતરભાગમાં લખાયેલાં [૨]પ્રતિષ્ઠાના ગ્રંથોમાં જિનમૂર્તિ માટે બતાવેલા છે. ધર્મચક્રનું પ્રતીક જૈન પ્રતિમાઓના પ્રારંભકાળથી વિકાસમાં હોય તેમ લાગે છે. કારણ કુશાણ સમયની જિન મૂર્તિઓમાં સાદું ધર્મચક્ર જણાય છે પરંતુ ગુપ્તસમયમાં વૃષભ કે હરણાની આકૃતિઓ ધર્મચક્રની બંને બાજુએ દાખલ થયેલી જણાય છે. વૃષભનું પ્રતીક ઋષભનાથની સાથે સંકળાયેલું હોય છે. ઋષભનાથનું પ્રતીક વૃષભ છે તેમણે સૌ પ્રથમ ધર્મચક્ર ફેલાવ્યું હતું. બીજા અર્થમાં કહીએ તો તેમણે જૈનધર્મ સ્થાપ્યો હતો. ધર્મચક્રની બંને બાજુએ મૃગલાં તે બૌદ્ધોની અસર હોય તેમ જણાય છે. 'અભિધાનચિંતામણિ'માં હેમચંદ્રાચાર્ય ધર્મચક્ર, ચામર, સિંહાસન, છત્ર, પ્રભામંડળ, અશોકવૃક્ષ વગેરે જૈનોના દૈવી લક્ષણો એકવીસ ગણાવે છે. ગુપ્ત સમય અને ત્યાર પછીની જિન પ્રતિમાઓમાં આ જાણીતા ચિહ્નો–પ્રતીકો જણાય છે.

જૈનધર્મ કેટલાંક હિંદુ દેવોને ગૌણ સ્થાને (દેવાધિદેવ તરીકે નહીં પણ દેવોની નીચે) મૂકે છે. આ દેવો તીર્થંકરોના આરાધક હોય છે. ગુપ્ત સમયના કેટલાંક હિંદુ શિલ્પોમાં આ હકીકત જોઈ શકાય છે જેમકે કંકાલી ટીલા (મથુરા) માંથી મળેલી ઋષભની પ્રતિમાની જમણી અને ડાબી બાજુએ બલરામ સર્પછત્ર અને હળ સાથે અને વાસુદેવ તેનાં સામાન્ય ગણાતાં લક્ષણો–આયુધો શંખ, ગદા (વાંસળી ?) વનમાલા અને ચક્ર સાથે છે. આ જિન તેના યક્ષ ગોમેધ અને શાસનદેવતા અંબિકાથી નેમિનાથ તરીકે ઓળખાય છે. તે કૃષ્ણ અને બલરામના પિતરાઈ છે.

તે સંબંધને ખૂબ ચતુરાઈથી શિલ્પીએ દર્શાવ્યો છે. ગુપ્ત સમયમાં જિન મૂર્તિઓના ભદ્રપીઠમાં કેટલોક ફેરફાર થયો. કુષાણ સમયના ભદ્રપીઠમાં ભક્તો–સ્ત્રી અને પુરુષો મોટી સંખ્યામાં ધર્મચક્રને વીંટળાયેલા જણાય છે જ્યારે ગુપ્ત સમયના ભદ્રપીઠમાં મૃગલાંની જોડ અને તારા–ગ્રહોની આકૃતિઓ નીચેની હરોળમાં કંડારેલી મળે છે.

જિનના વંશ અને કુટુંબની વાતો સાથે ઇતિહાસ અને પૌરાણિક કથાનો મેળ બેસતો નથી. જૈન ગ્રંથો પ્રમાણે ૨૨ તીર્થંકરો ઇક્ષ્વાકુવંશના છે અને માત્ર બે–મુનિસુવ્રત અને નેમિ હરિવંશ કુટુંબના છે. તેઓના જન્મની કથામાં ત્યાગ અને મુક્તિ એક જ પ્રકારની બતાવેલી છે તેથી બધા જ તીર્થંકરોનું જીવન એક જ બીબામાંથી પસાર થયેલું હોય તેમ જણાય છે. તેમના જીવનમાં કોઈ પણ પ્રકારની નવીનતા કે વૈવિધ્ય જણાતું નથી. ચોવીસે તીર્થંકરો એક જ પ્રકારનું

૨. પ્રતિષ્ઠાસાર લે વાસુનન્દિ ઈ. સ. ૫૩૯માં થઈ ગયા.

જીવન જીવ્યા હોય તેમ લાગે છે. બાહ્ય રીતે જીવન એક સરખું વ્યતીત કરેલું લાગે છે છતાં પણ જૈન પૌરાણિક કથા પ્રમાણે તેમાંના કેટલાંકમાં થોડોક ફરક જણાય છે. જિનોનાં નામો, તેમની માતાને આવેલાં સોળ સ્વપ્નો, લાંછનો, યક્ષો વગેરેમાં વૈવિધ્ય જણાય છે. જૈન પુરાણોમાં નિરુપેલી તેમના જીવનની વિગતોમાંથી પૌરાણિક માન્યતા અને સત્ય તારવવાનું મુશ્કેલ બને છે. હેમચંદ્રાચાર્યે જિનના નામો વ્યાકરણ અને પૌરાણિક દષ્ટિએ સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો છે. કેટલાંક પ્રસંગો–તેમના જીવન સાથે સંકળાયેલાને ધ્યાનમાં લઈને નામોના અર્થ બતાવ્યાં છે. જેમકે ભગવાન નેમિનું નામ "ધર્મચક્રનો ઘેરાવો" (नेमि)= નેમિ (circumference) પરિઘમાંથી તારવેલું છે. ભગવાન પાર્શ્વનું નામ પણ તેવી જ રીતે હેમચંદ્ર સમજાવે છે. "તે જ્ઞાનથી બધા વિચારોને સ્પર્શે (स्पृशति) છે." અથવા તેની માતા ગર્ભાવસ્થામાં સુતેલી હતી ત્યારે તેણે કાળાસર્પને પેટે ચાલતો જોયો. આ જ પ્રમાણે પ્રથમ જિન ઋષભનું નામ પણ પૌરાણિક કથાને આધારે સમજાવે છે જેમકે તેની માતાએ તેના જન્મ પહેલાં ચૌદ સ્વપ્નો જોયાં, તેમાં સૌ પ્રથમ વૃષભને જોયો તેથી તેનું નામ ઋષભ પાડવામાં આવ્યું.

જિનની માતાઓનાં સ્વપ્નો અને જિન જે રીતે સ્વર્ગમાંથી ઉતરીને જન્મ લે છે તેવી જ રીતે બુદ્ધની કથામાં તેની માતા માયાનું સ્વપ્ન અને પછી થયેલા તેના ગર્ભાધાનમાં પણ સામ્ય છે. જૈન પુરાણોમાં બધી પૌરાણિક કથાઓ સંકળાયેલી છે અને તે જિનના જીવનમાં પણ વણાયેલી છે. જેમકે શ્વેતામ્બર પ્રમાણે ચૌદમા તીર્થંકર મલ્લિનાથને સ્ત્રી કહેલા છે અને તેથી શ્વેતામ્બર સંપ્રદાય પ્રમાણે તેના સ્ત્રી અવતારને સમર્થન આપતી કથાઓ હેમચંદ્રના 'મલ્લિનાથચરિત'ના અ. ૬માં બતાવેલી છે કે મલ્લિનાથ તેના પૂર્વજન્મમાં બીજા સાધુઓની સાથે તપ કરતા હતા. તપ કરતી વખતે બીજા સાધુઓથી તેમણે કેટલાંક વધારાના તપ છુપાવ્યાં, તેને પરિણામે તેઓ સ્ત્રી યોનિમાં જનમ્યા. દિગમ્બર સંપ્રદાય શ્વેતામ્બરોની આવી ચમત્કારિક વાતોમાં વિશ્વાસ ધરાવતો નથી. શ્વેતાંબરની આ કથા સ્પષ્ટ રીતે બતાવે છે કે સ્ત્રી અને પુરુષને પોતાના સંપ્રદાયમાં તપ અને મુક્તિમાં સરખો અધિકાર આપેલો છે. જિનનાં કેટલાંક લાંછનો તેમના કુટુંબના ચિહ્નો જેવાં લાગે છે, જેમકે અયોધ્યાનું ઇક્ષ્વાકુ કુટુંબ વૃષભને તેના વાહન તરીકે વાપરતું હતું. ઋષભનાથ તે જ રાજવી કુટુંબમાંથી ઉતરી આવેલા હોઈને તેમનું ચિહ્ન કે લાંછન વૃષભ રાખેલું જણાય છે. તેવી જ રીતે મુનિસુવ્રત અને નેમિનાથનાં ચિહ્નો અનુક્રમે કૂર્મ અને શંખ છે. આ ચિહ્નો તેઓ હરિ કુટુંબના હોવાને કારણે છે. આ બંને વૈષ્ણવ પ્રતીકો સાથેના હરિકુલના સંબંધ જાણીતા છે.

તીર્થંકરની મૂર્તિઓ માનવાકારમાં જ હોય છે તેથી તેઓમાં હિંદુ દેવોની મૂર્તિઓની જેમ અસાધારણ સંખ્યામાં મસ્તકો, આંખો, હાથ કે પગ હોતાં નથી. તીર્થંકરની મૂર્તિઓ ધ્યાન મુદ્રામાં પલાંઠી વાળીને બેઠેલી અથવા કાયોત્સર્ગમાં સીધી ઊભેલી કરવામાં આવે છે. ધ્યાન અને કાયોત્સર્ગ મુદ્રામાં યોગનું સ્વરૂપ જણાય છે કારણ જૈનધર્મ તપસ્યામાં માને છે. જૈન મૂર્તિઓ વિષ્ણુની મૂર્તિ શેષશાયિન્ અને બુદ્ધ (પરિનિર્વાણ)ની જેવી હોતી નથી. અર્થાત્ કયારે પણ શયનાસનમાં બતાવેલી નથી. તીર્થંકર અને બુદ્ધ બંને ધ્યાનમુદ્રામાં હોય છે તેમાં ઘણું સામ્ય જણાય છે. છતાં પણ તીર્થંકરના વૃક્ષઃસ્થળ ઉપર શ્રીવત્સ હોવાને કારણે તે બુદ્ધની મૂર્તિથી જુદી પડે છે, પરંતુ દક્ષિણ ભારતની તીર્થંકરની મૂર્તિઓમાં શ્રીવત્સનો અભાવ હોય છે. બ્રાહ્મણ ધર્મમાં ત્રિમૂર્તિ હોય છે તેમ જૈન ધર્મમાં ચોમુખ મૂર્તિઓ (ચારબાજુ) થવા લાગી અને તે સર્વતોભદ્રદિ પ્રતિમા તરીકે ઓળખાય છે.

કુશાણ સમયના ઉત્તરાર્ધમાં સર્વતોભદ્ર તીર્થંકરની મૂર્તિઓ થવા લાગી. ચારે બાજુએ કયા તીર્થંકરો રજૂ કરવા તેવો કાંઈ નિયમ નથી છતાં પણ તીર્થંકરની પસંદગી કરાતી. આ લક્ષણ મધ્યયુગના ઉત્તરાર્ધ સુધી ચાલુ રહ્યું. કેટલીક સર્વતોભદ્ર મૂર્તિઓમાં મુખ્ય ચાર (જિન)—આદિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીર હોય છે. આવી મૂર્તિઓ મથુરા, કોસાંબી વગેરેમાંથી મળી આવી છે. તે કલાના ઉત્કૃષ્ટ નમૂના છે.

ચોવીસ તીર્થંકરોની યાદી તેમના શાસનદેવતા અર્થાત્ યક્ષયણીક્ષિઓના નામો સાથે નીચે પ્રમાણે આપી છે. કેટલીકવાર દિગમ્બરના મત જુદા પડે છે તે પણ આ યાદીમાં સ્પષ્ટ કરીને બતાવેલા છે.

| તીર્થંકર | યક્ષ | યક્ષિણી |
|---|---|---|
| ૧—ઋષભનાથ | ગોમુખ | ચક્રેશ્વરી |
| ૨—અજીતનાથ | મહાયક્ષ | અજિતબાળા |
| ૩—સંભવનાથ | ત્રિમુખ | દુરિતારિ (દિ. પ્રજ્ઞપ્તિ) |
| ૪—અભિનંદનનાથ | યક્ષેશ્વર | કાલિકા (વજ્રશૃંખલા) |
| ૫—સુમતિનાથ | તુમ્બરૂ | મહાકાલિ (દિ. પુરુષદત્તા) |
| ૬—પદ્મપ્રભુ | કુસુમ | શ્યામા (દિ. મનોવેગા) |
| ૭—સુપાર્શ્વનાથ | માતંગ (દિ. વરનન્દિ) | શાન્તિ દિ. કાલી) |
| ૮—ચંદ્રપ્રભપ્રભુ | વિજય | ભ્રૂકુટિ (જ્વાલામાલિની) |

| તીર્થંકર | યક્ષ | યક્ષિણી |
|---|---|---|
| ૯–સુવિધિનાથ (પુષ્પદન્ત) | અજિત | સુતારિકા (દિ. મહાકાલી) |
| ૧૦–શીતલનાથ | બ્રહ્મા | અશોકા (દિ. માનવી) |
| ૧૧–શ્રેયાંસનાથ | મનુજ (દિ. ઈશ્વર) | માનવી (દિ. ગૌરી) |
| ૧૨–વાસુપૂજ્ય | કુમાર | ચંડી (દિ. ગાંધારી) |
| ૧૩–વિમલનાથ | ષણ્મુખ | વિદિતા (દિ. વૈરોટી) |
| ૧૪–અનંતનાથ | પાતાલ | અંકુશા (દિ. અનન્તમતી) |
| ૧૫–ધર્મનાથ | કિન્નર | કંદર્પા (દિ. માનસી) |
| ૧૬–શાન્તિનાથ | ગરૂડ | નિર્વાણી (દિ. મહામાનસી) |
| ૧૭–કુંથુનાથ | ગંધર્વ | બલા (દિ. વિજયા) |
| ૧૮–અરનાથ | યક્ષેન્દ્ર | ધારિણી (દિ. અજિતા) |
| ૧૯–મલ્લિનાથ | કુબેર | ધરણપ્રિયા (દિ. અપરાજિતા) |
| ૨૦–મુનિસુવ્રત | વરૂણ | નરદત્તા (દિ. બહુરૂપિણી) |
| ૨૧–નમિનાથ | ભૃકુટિ | ગાંધારી (દિ. ચામુંડા) |
| ૨૨–નેમિનાથ | ગોમેધ | અંબિકા (દિ. કુષ્માણ્ડિની) |
| ૨૩–પાર્શ્વનાથ | પાર્શ્વ | પદ્માવતી |
| ૨૪–મહાવીર | માતંગ | સિદ્ધાયિકા |

ચોવીસ તીર્થંકરોના લાંછનો અને જે વૃક્ષ નીચે તેમને કેવળજ્ઞાન થયું હતું તે કેવળવૃક્ષની યાદીમાં દિગમ્બરનો મત જ્યાં જુદો પડે છે તે બતાવેલા છે.

| | તીર્થંકર | લાંછન | ચૈત્ય વૃક્ષ |
|---|---|---|---|
| ૧ | ઋષભનાથ | વૃષ | ન્યગ્રોધ (વટવૃક્ષ) |
| ૨ | અજિતનાથ | હાથી | સપ્તપર્ણ |
| ૩ | સંભવનાથ | અશ્વ | શાલવૃક્ષ |
| ૪ | અભિનંદનનાથ | કપિ | પિયાલવૃક્ષ (વૈશાલીવૃક્ષ) |
| ૫ | સુમતિનાથ | ક્રૌંચપક્ષી | પ્રિયંગુ |
| ૬ | પદ્મપ્રભુ | પદ્મ | છત્રાભ |
| ૭ | સુપાર્શ્વનાથ | સ્વસ્તિક | શિરીષ |
| ૮ | ચંદ્રપ્રભપ્રભુ | ચંદ્ર | નાગકેશર |
| ૯ | સુવિધિનાથ (પુષ્પદન્ત) | મગર (કરચલો) | નાગવૃક્ષ(મલ્લિવૃક્ષ) |
| ૧૦ | શીતલનાથ | શ્રીવત્સ | બિલ્વવૃક્ષ (શ્વે. કલ્પવૃક્ષ દિ. અશ્વત્થ) |

| તીર્થંકર | લાંછન | ચૈત્ય વૃક્ષ |
|---|---|---|
| ૧૧ શ્રેયાંસનાથ | ગેંડો | તુમ્બર |
| ૧૨ વાસુપૂજ્ય | મહિષ | પાટલિકવૃક્ષ (કદમ્બવૃક્ષ) |
| ૧૩ વિમલનાથ | વરાહ | જમ્બુ |
| ૧૪ અનંતનાથ | (શ્વે.) બાજ (દિ. રીંછ) | અશ્વત્થ |
| ૧૫ ધર્મનાથ | વજ્ર | દધિપર્ણ (સપ્તચ્છદ) |
| ૧૬ શાંતિનાથ | મૃગ | નંદીવૃક્ષ |
| ૧૭ કુંથુનાથ | અજ (બકરો) | તિલકતરૂ |
| ૧૮ અરનાથ | નન્દ્યાવર્ત | આમ્રવૃક્ષ |
| ૧૯ મલ્લિનાથ | કુંભ | અશોકવૃક્ષ |
| ૨૦ મુનિસુવ્રત | કૂર્મ | ચંપકવૃક્ષ |
| ૨૧ નમિનાથ | નીલોત્પલ (દિ. અશોકવૃક્ષ) | બકુલ |
| ૨૨ નેમિનાથ | શંખ | વેતસ (મહાવેણુ) |
| ૨૩ પાર્શ્વનાથ | ફણિ-સર્પ | દેવદારૂ |
| ૨૪ મહાવીર | સિંહ | શાલવૃક્ષ |

આ ચોવીસ તીર્થંકરના વર્ણ કેવા હોવા જોઈએ તે અંગે શિલ્પશાસ્ત્રના ગ્રંથો સૂચના આપે છે તે પ્રમાણે પદ્મપ્રભુ રક્તવર્ણના, વાસુપૂજ્ય પદ્મવર્ણના, ચંદ્રપ્રભ ચંદ્રના સમાન કાંતિવાળા, નેમિનાથ નીલવર્ણના તેમજ મલ્લિનાથ તથા પાર્શ્વનાથ વિનીલ વર્ણના કરવા જણાવેલું છે. બાકીના બધા જિન–દેવતાઓ સુવર્ણના જેવી કાંતિવાળા કરવા એવી સામાન્ય સૂચના આપેલી છે.

દરેક તીર્થંકર ભગવાનને એક એક યક્ષ અને એક એક યક્ષિણી હોય છે. આ રીતે કુલ ચોવીસ યક્ષો અને ચોવીસ યક્ષિણીઓ હોય છે. ચોવિસ યક્ષો શાસન દેવતા અને યક્ષિણીઓ તીર્થંકરોની શાસનદેવીઓ ગણાય છે.

તીર્થંકરની મૂર્તિઓના વક્ષઃસ્થળ પર શ્રીવત્સનું ચિહ્ન હોય છે. વળી મૂર્તિ ઉપર એક ઉપર બીજું એમ ત્રણ છત્ર હોય છે. મૂર્તિની બંને બાજુએ ચામરધારી દેવો હોય છે. આ દેવોને તીર્થંકરના પ્રતીહાર તરીકે માનવામાં આવે છે.

આ ઉપરાંત મૂર્તિની બંને બાજુએ એટલે કે જમણી બાજુએ યક્ષ અને ડાબી બાજુએ યક્ષિણી તેમજ જેની નીચે તીર્થંકરોને જ્ઞાન થયું હોય તે અશોકવૃક્ષ અથવા બીજું કોઈ વૃક્ષ કરવામાં આવે છે.

વળી જિનેશ્વરના આઠ પ્રતિહાર્ય જેમાં અશોકવૃક્ષ, સુરપુષ્પવૃષ્ટિ, દિવ્ય ધ્વનિ, ચામર, આસન, ભામંડલ, દુંદુભિ અને છત્ર હોય છે. જ્યારે તીર્થંકરની સ્વતંત્ર મૂર્તિ હોય છે ત્યારે તેની પલાંઠીની નીચે દરેક તીર્થંકરની નીચે દરેક તીર્થંકરના જુદા જુદા લાંછનો એટલે કે ચિહ્નો હોય છે, જેથી મૂર્તિને ઓળખવામાં મુશ્કેલી આવતી નથી.

છઠ્ઠા સૈકામાં થઈ ગયેલા પ્રસિદ્ધ જ્યોતિષાચાર્ય વરાહમિહિર[3] બૃહત્સંહિતામાં જિનમૂર્તિના લક્ષણ આપે છે કે "અર્હતોના દેવની મૂર્તિ શાન્ત ભાવયુક્ત કરવી. તેના બાહુ જાનુ સુધી પહોંચતા હોય અને વક્ષઃસ્થલ ઉપર શ્રીવત્સનું ચિહ્ન અંકિત હોય. દેખાવમાં તરૂણ અને રૂપવાન મૂર્તિ હોવી જોઈએ તે નિર્વસ્ત્ર હોય છે." આ વર્ણન અનેક કારણોસર મહત્ત્વનું છે. સૌ પ્રથમ એ કે વરાહમિહિરના સમયનું એટલે કે છઠ્ઠા સૈકાની જિનમૂર્તિનું આ સામાન્ય વર્ણન છે. આજાનુબાહુ વિશેષણ ઉપરથી આ કાયોત્સર્ગ મૂર્તિનું વર્ણન જણાય છે એમ સ્પષ્ટ થાય છે. મૂર્તિને વસ્ત્ર નથી તે ઉપરથી તે દિગમ્બર સંપ્રદાયની મૂર્તિનું વર્ણન છે એમ અનુમાન કરવાનું મન થાય છે, પણ શ્વેતાંબર મૂર્તિઓમાં માત્ર કૌપીન જેવું કોતરેલું હોય છે. બુદ્ધની પેઠે આખા શરીરે વસ્ત્ર નથી હોતું.

ટૂંકમાં તીર્થંકરોની મૂર્તિઓના ત્રણ પ્રકારો જણાવવામાં આવ્યા છે: (૧) સુંદર દેવદેવીઓને કોતરેલા પરિકરવાળી (૨) સાદી ફક્ત પૂજા માટેની (૩) આયાગપટ્ટોમાંની. આ ત્રણેમાં જિન ભગવાનનું કલાવિધાન એક સરખું જ હોય છે. ફક્ત પરિકરો અને આજુબાજુના શિલ્પોમાં જ સામાન્ય ફેરફાર જણાય છે.

જૈન પુરાણો કે જૈન ધર્મગ્રંથોમાં તીર્થંકરની મૂર્તિઓ બનાવવા વિશે ઝાઝી માહિતી ઉપલબ્ધ થતી નથી. તેવી જ રીતે જૈન શિલ્પગ્રંથોમાં માહિતીનો અભાવ હોય છે. ઊલટું આ બધા ગ્રંથો તીર્થંકરના આરાધકોની મૂર્તિઓ તેમજ બીજાં દેવોની મૂર્તિઓ કેમ કરવી તેનું વિગતે વર્ણન આપે છે. તેને આધારે જુદા જુદા તીર્થંકરોની મૂર્તિઓ કેમ કરવી તે જોઈએ:

**(૧) આદિનાથ અથવા ઋષભનાથ:** જિનના લાંછનો કે પ્રતીકો પ્રવચનસારોદ્ધારમાં આપેલા છે તેમાં જણાવેલું છે કે પહેલા તીર્થંકરનું ચિહ્ન વૃષભ છે. વૃષભના લાંછન ઉપરાંત તેમનું બીજું ચિહ્ન ધર્મચક્ર છે. બધા તીર્થંકરોને અમુક અમુક વૃક્ષ નીચે કેવળજ્ઞાન પ્રાપ્ત થયેલું છે. પ્રથમ તીર્થંકરની સાથે

---

૩ आजानुलम्बबाहुः श्रीवत्साङ्कः प्रशान्तमूर्तिश्च ।
दिग्वासास्तरुणो रूपवांश्च कार्योऽर्हतां देवः ॥ ५७ (अ. ४५.)

ન્યગ્રોધ વૃક્ષ અર્થાત્ વટવૃક્ષ સંકળાયેલું છે. મૂર્તિને લગતાં જિનના બીજાં લક્ષણોમાં ગોમુખ નામનો યક્ષ અને યક્ષિણી ચક્રેશ્વરી અથવા અપ્રતિચક્રા છે. ગ્રંથના આધારે ઋષભદેવની એક બાજુએ ભરત અને બીજી બાજુએ બાહુબલી નામના ભક્તો છે. જૈનધર્મના તીર્થંકર ઋષભદેવ પ્રથમ ભગવાન હોવાથી તેમને આદિનાથ પણ કહેવામાં આવે છે. વળી તેમને વૃષભનાથ તરીકે સંબોધવાનું જૈનધર્મ ગ્રંથોમાં જણાવેલું છે.

ભારતમાં આજ સુધી પ્રાપ્ત થયેલી આદિનાથની મૂર્તિઓ કે જે સંગ્રહ-સ્થાનમાં સચવાયેલી છે કે મંદિરમાં પૂજાય છે તેમાં ઉપર પ્રમાણેના તમામ લક્ષણો હોય છે. પહેલા તીર્થંકરની એટલે કે ઋષભદેવની પ્રતિમાના ભદ્રપીઠના આગળના ભાગમાં મધ્યમાં વૃષભનું ચિહ્ન અંકિત કરવામાં આવેલું જણાય છે. પ્રતિમાની ડાબી બાજુએ છેડે યક્ષિણી ચક્રેશ્વરી છે, તેણે ગરૂડ ઉપર સવારી કરેલી છે અને તેના હાથમાં ચક્ર છે. કેટલીક જિન પ્રતિમાઓ ઊભેલી પણ કરવામાં આવેલી છે. આ પ્રતિમાઓ નિર્વસ્ત્ર છે તેમાં સિંહાસન કે સિંહનું પ્રતિક પણ નથી.

જૈનધર્મના ઇતિહાસમાં ઋષભનાથ કે વૃષભનાથને જૈનધર્મના સ્થાપક કહેલાં છે. તે અંગેનો વિગતપૂર્ણ ઇતિહાસ દિગમ્બરોના આદિપુરાણમાં સચવાયેલો છે. આ ઉપરાંત કલ્પસૂત્ર અને શ્વેતાંબરોના 'ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર'માં પણ ઇતિહાસ છે. આ ગ્રંથના રચયિતા શ્રી હેમચંદ્ર છે બ્રાહ્મણપુરાણો માં એટલે કે હિન્દુધર્મમાં ઋષભદેવને વિષ્ણુના એક અવતાર માનવામાં આવ્યા છે તેવાં ઉલ્લેખો ભાગવત પુરાણ, અગ્નિ અને વરાહ પુરાણમાં મળી આવે છે. ઋષભદેવનું પ્રતીક વૃષભ અને તેનું મોક્ષનું સ્થાન કૈલાસ હોવાને કારણે તેને શિવની સાથે સાંકળવામાં આવે છે. આ દેવોની સાથે ઋષભદેવને ગમે તે રીતે સાંકળેલા હોય તો પણ એટલું તો સ્પષ્ટ છે કે તેઓ જૈન ધર્મના પ્રચારક હતા તેની મૂર્તિને બ્રાહ્મણધર્મની કોઈપણ મૂર્તિ સાથે સંબંધ નથી.

વૃષભના પ્રતીકથી જ તેમના નામ વૃષભનાથનો ખ્યાલ આવે છે. બધા તીર્થંકરોની માતાઓની જેમ ઋષભદેવની માતાએ પણ કેટલાંક સ્વપ્નાઓ જોયા હતા. તેમાં સૌ પ્રથમ તેણીએ વૃષભ જોયો હતો અને તેથી જ આ જિનનું નામ વૃષભનાથ કે ઋષભનાથ રાખવામાં આવેલું છે. આથી લાંછનમાં વૃષભને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે. જો કે બીજાં બધાં તીર્થંકરોની માતાએ સ્વપ્નમાં સૌ પ્રથમ હાથીને જોયા હતા. ઋષભેદવના યક્ષ ગોમુખને પણ વૃષભ જેવું મુખ કરવામાં આવે છે આ રીતે વૃષભદેવ સ્પષ્ટરીતે વૃષભના મૂળમાંથી ઉદ્ભવેલા છે. જિનની

યક્ષિણી ચક્રેશ્વરી વિષ્ણુની પત્ની વૈષ્ણવી જેવી દેખાય છે. આમ શિલ્પમાં બ્રાહ્મણ-ધર્મના બે મહાન દેવો શિવ અને વિષ્ણુ ઉપર આદિનાથની શ્રેષ્ઠતા અને મહાવિજય બતાવેલા છે.

(૨) **અજિતનાથઃ** બીજા તીર્થંકર અજિતનાથ ગણાય છે. જૈન ગ્રંથો પ્રમાણે તેમનું પ્રતીક હાથી છે. તેમની માતાએ જે સ્વપ્નો જોયાં તેમાં હાથી મુખ્ય હોવાથી આ લાંછન રાખવામાં આવ્યું છે. બીજાં પ્રતીકોમાં સપ્તપર્ણનું કેવળવૃક્ષ પણ અજિતનાથ સાથે જોડાયેલું છે.

અજિતનાથ ભગવાનની પ્રતિમા ઊભી કે બેઠેલી ધ્યાનસ્થ હોય છે. જૈન પરિભાષા પ્રમાણે "ખડ્ગાસન મૂર્તિ" તરીકે તે ઓળખાય છે. શાસ્ત્રકારો પણ તેમ જણાવે છે. તેમના કેટલાંક પરિકરોમાં યક્ષ યક્ષિણી વગેરેને અંકિત કર્યા હોવાનું માલૂમ પડે છે. જેમ લાંછન આવશ્યક હોય છે, તેમ યક્ષયક્ષિણી પરિકરમાં અવશ્ય કરવામાં આવે છે.

અજિતનાથ સાથે યક્ષ મહાયક્ષ નામે અને તેની સાથે યક્ષિણી અજિતાબાલા હોય છે. જૈનશાસ્ત્રના ગ્રંથોમાં આ યક્ષ અને યક્ષિણીનો ઉલ્લેખ છે. અજિતનાથ ખડ્ગાસનમાં હોય છે. અર્થાત્ તે બે હાથ લટકતા રાખીને ઊભેલા હોય છે. તેના ચામરધારી સગરચક્રી નામે છે. શિલ્પમાં શાસ્ત્રીય ગ્રંથોનાં વર્ણન પ્રમાણે અજિત-નાથની મૂર્તિઓ કરવામાં આવે છે. સામાન્ય રીતે અજિતનાથ જિનની બેઠકની નીચે હાથીનું ચિહ્ન હોવું જોઈએ અને તેમની બેઠકની બંને બાજુએ યક્ષ અને યક્ષિણીની પ્રતિમાઓ કંડારેલી હોવી જોઈએ. પરંતુ દેવગઢના કિલ્લામાંથી મળેલી અજિતનાથની પ્રતિમા ખડ્ગાસનમાં છે પણ વિશેષમાં તેમાં બંને બાજુએ ચામરધારી અને તેની આગળના ભાગે બે ભક્તો છે.

જૈન ગ્રંથોમાં અજિતનાથનું નામ અને તેમનું પ્રતીક જાણીતાં છે. જિનની માતાએ તેના કેટલાંક સ્વપ્નોમાં હાથીને જોયો. હાથી ભારતમાં રાજ્યના વૈભવ તરીકે જાણીતો છે. તેના જન્મ પછી તેના પિતાના તમામ શત્રુઓને જિતી લેવામાં આવ્યા હતા તેથી તેનું નામ "અજિત" પાડવામાં આવ્યું. તેમનું પ્રતીક હાથી છે અને યક્ષના હાથમાં યુધ્ધને યોગ્ય સાધનો જેવાં કે ભાલો, અંકુશ, ગદા વગેરે આપેલા છે અને યક્ષિણીના હાથમાં પાશ, અંકુશ વગેરે સાધનો સાંસારિક વિજયનો ભાવ બતાવે છે. જ્યારે યક્ષના હાથમાં રૂદ્રાક્ષની માળા છે. વરદમુદ્રા અને અભયમુદ્રા યક્ષિણીના હાથમાં આપેલાં છે જે આધ્યાત્મિક વિજય બતાવે છે.

(૩) **સંભવનાથ :** ત્રીજા તીર્થંકર સંભવનાથ છે, તેમનું સંભવનાથ નામ શાથી પડયું તે માટે શાસ્ત્રકારો કેટલીક કથાઓ આપે છે. તેમનું લાંછન અશ્વ છે. તેમના

યક્ષ અને યક્ષિણી અનુક્રમે ત્રિમુખ અને દુરિતારિ તરીકે જાણીતાં છે. જૈન ગ્રંથો પ્રમાણે સંભવનાથે કેવળજ્ઞાન શાલવૃક્ષ નીચે મેળવ્યું. તેના ચામરધારી સત્યવીર્ય નામે છે. જિનના કુળ સંબંધી જૈન ઇતિહાસમાંથી આપણને માહિતી ઉપલબ્ધ થાય છે. તેના પિતા દઢરાજ નામે રાજા હતા તેની માતા સુષેણા નામે હતી. તેમનો જન્મ શ્રાવસ્તીમાં થયેલો કહેવાય છે. તેમના નામ વિશે જૈન ગ્રંથોમાં રસદાયક હકીકત છે. તેના પિતા–રાજા પોતાનો રાજ્ય વિસ્તાર મરકીના રોગને કારણે ઉજ્જડ થઈ ગયો હતો તેના કારણે તે નિરાશ થઈ ગયા હતા. આ જ સમયે તેને ત્યાં પુત્રજન્મ થયાના આનંદદાયક સમાચાર મળ્યા. તેથી તેને થયું કે હવે સારો સમય આવે તેવો સંભવ છે તેથી બાળકનું નામ પણ સંભવ પાડવામાં આવ્યું. જિનનું પ્રતીક અશ્વ છે. ભારતમાં અશ્વને મંગળ ચિહ્ન તરીકે ગણવામાં આવે છે. યક્ષનું પ્રતીક નોળિયો છે. સંસ્કૃતમાં સર્વતોભદ્ર (ચારે બાજુએથી) શુકનિયાળ શબ્દ છે. યક્ષિણીનું નામ દુરિતારિ છે જેનો અર્થ "દુશ્મનોનો વિજેતા" થાય છે. તેના પ્રતીકો વરદમુદ્રા સર્પ અને અભય છે.

શ્રીત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર ( પર્વ ૩–સર્ગ–૧ )માં શ્રી સંભવનાથના માતાનું નામ સેનાદેવી અને પિતાનું નામ જિતારિ આપેલું છે. રાજા ઇક્ષ્વાકુ કુળના અને શ્રાવસ્તી નામે નગરીમાં રાજ્ય કરતા હતા. પ્રભુ સંભવનાથ ગર્ભમાં હતા ત્યારે શંબા (શીંગ)નું ધાન્ય ઘણું થયું હતું તેથી રાજાએ તેમનું સંભવનાથ અથવા શંભવનાથ એવું નામ પાડયું. (પૃ. ૧૦) આ તમામ પ્રતીકો માંગલિક વિચાર અથવા શુભ આશય બતાવે છે.

સંભવનાથની ખૂબ થોડી પ્રતિમાઓ મળી આવી છે પરંતુ જે થોડીક મળી આવી છે તેમાં મૂર્તિશાસ્ત્રની કલા જણાય છે અને જૈનશાસ્ત્રીય ગ્રંથોની વ્યાખ્યા આપતા હોય તેવા સૂત્ર સમાન તે છે. સંભવનાથ તીર્થંકરના પરિકર નીચે લાંછન તરીકે ઘોડો અને બન્ને બાજુ ખૂણા ઉપર યક્ષયક્ષિણીઓ કોતરવામાં આવે છે. કેટલાંકમાં તો તોરણો, ચામરધારી દેવો, ઈંદ્રો, નવગ્રહો વગેરે કંડારેલા જણાય છે.

(૪) **અભિનન્દનનાથ** : ચોથા તીર્થંકર અભિનન્દનનાથનો વર્ણ સુવર્ણના જેવો હોય છે. તેમનું લાંછન વાનર (કપિ) હોય છે. જુદા જુદા જૈન ગ્રંથોમાંથી એકત્ર કરવામાં આવેલા ચોથા તીર્થંકરના મૂર્તિવિષયક ચિહ્નોમાં વૃક્ષ કરવામાં આવે છે. જે વૃક્ષ નીચે તેમને કેવળજ્ઞાન થયું તે રાયણનું વૃક્ષ છે. બીજા ગ્રંથો પ્રમાણે તે વૈશાલિવૃક્ષ છે. આ વૃક્ષ નીચે તે કાયોત્સર્ગ કરીને રહ્યા. અર્થાત્ તે ખડ્ગાસનમાં ઊભેલા છે. અભિનન્દનનાથના શિલ્પમાં આ બધા પ્રકારના ચિહ્નો છે પરંતુ આ જિનની આકૃતિઓ ખૂબ ઓછી મળે છે. આ પ્રભુના શાસનદેવતા તરીકે શ્યમા

ક્રાંતિવાળો યક્ષ હાથીના વાહન ઉપર બેસનાર છે. તેની બે દક્ષિણભુજાઓમાં બીજોરું અને અક્ષસૂત્ર ધારણ કરે છે. તેની બે વામ ભુજાઓમાં નકુલ અને અંકુશ રાખનાર યક્ષેશ્વર નામે યક્ષ છે. નિત્ય પ્રભુપાસે રહેનારી શાસનદેવતા નામે કાલિકા. ધર્માધિકારીઓના જૈન ઇતિહાસ પ્રમાણે અભિનન્દનનાથનું જન્મ સ્થળ અયોધ્યા છે. અને વંશ ઈક્ષ્વાકુ છે, તેના પિતા નામે રાજા સંવર અને રાજાને સિધ્ધાર્થા નામે રાણી હતી. એક હજાર સાધુઓની સાથે તે મોક્ષ પામ્યા. સુપાર્શ્વનાથ સિવાયના પહેલા અગિયાર તીર્થંકરોએ સાધુઓના સમૂહમાં મોક્ષ પ્રાપ્ત કર્યો હતો. તેના પ્રતીકની ચર્ચા કરતાં કેટલીક મુશ્કેલી ઉભી થાય છે. તેમનું મુખ્ય પ્રતીક કપિ છે. તેના પ્રતીકને હરિ–વાંદરાના અર્થમાં જિનની માતાઓના સ્વપ્નોમાંનું એક લઈએ તો તેની યોગ્યતા બરાબર સમજાય છે. પણ સંસ્કૃતમાં હરિનો અર્થ સિંહ પણ થાય છે. સિંહ મહાવીરનું પણ પ્રતીક છે. યક્ષ અને યક્ષિણીના લક્ષણથી આ જિન ઓળખી શકાય છે. યક્ષનું નામ ઈશ્વર અને યક્ષિણી કાલી નામે છે. આ બંને શૈવ ધર્મના દેવો છે અને બ્રાહ્મણધર્મમાંથી લીધેલા જણાય છે. જિનના કપિને શિવ અથવા ઈશ્વરના કપિના અવતાર સાથે જોડવામાં આવે છે. તેના નામનું યથાર્થપણું જૈન ગ્રંથોમાં સ્પષ્ટ રીતે જણાવેલું છે. તે પ્રમાણે જ્યારે પ્રભુ ગર્ભમાં હતા ત્યારે કુળ, રાજ્ય અને નગરી સર્વ અભિનંદ (હર્ષ) પામ્યા હતા તેથી માતાપિતાએ તેમને અભિનન્દન નામ આપ્યું કારણ ઈન્દ્ર અને બીજાઓ તરફથી તેને અભિનન્દન મળતા રહેતાં હતાં. ( अभिनन्द्यते देवेन्द्रादिभिरित्यभिनन्दनः । )

**(૫) સુમતિનાથ :** પાંચમા તીર્થંકર સુમતિનાથના માતા મંગળાદેવીએ કૌંચ-પક્ષીના ચિહ્નવાળા સુવર્ણવર્ણી પુત્રરત્નને જન્મ આપ્યો. આ તીર્થંકરની શાસનદેવી મહાકાલી છે.

જૈન સાહિત્યમાંથી તેનું પ્રતીક કૌંચ અથવા રક્તહંસ જાણી શકાય છે. તેના સંબંધી કેવળવૃક્ષ પ્રિયંગુ છે. તેના યક્ષ અને યક્ષિણીઓ તુમ્બુરૂ અને મહાકાલી છે. તેમનો ચામરધારી મિત્રવીર્ય છે. તેમના શિલ્પો મૂર્તિશાસ્ત્રને લગભગ મળતા આવે છે. પરંતુ બીજાં જિનની મૂર્તિઓ કરતાં આ મૂર્તિ કાંઈ જૂદી પડે છે, તેના શિલ્પમાં બંને બાજુએ ફૂલના હાર અથવા મૃદંગ લઈને ઉડતી આકૃતિઓ હોય છે અને કવચિત્ તેના ફરતી બીજા જિનની નાની નાની પ્રતિમાઓ હોય છે જે મુખ્ય મૂર્તિની સાથે મળીને કુલ ૨૪ ની સંખ્યા થાય છે. તેનું સિંહાસન શબ્દ પ્રમાણે બે સિંહયુગ્મથી બનેલું જણાય છે. મુખ્ય પ્રતિમાની બંને બાજુએ હાથીયુગ્મ જળનો અભિષેક કરતાં અથવા ઉપરના ભાગે ઊભેલા બતાવેલા છે. જિનના મુખ્ય લાંછન ઉપરાંત તેના ભદ્રપીઠ ઉપર ચક્રનું ચિહ્ન છે.

મૂર્તિના પગની નીચે દાતાની મૂર્તિ છે. ઉત્તરભારતમાં ઘણે સ્થળેથી સુમતિનાથની મૂર્તિએ મળી આવી છે.

સુમતિનાથનું જન્મસ્થળ અને તેમના માતાપિતાની વિગતો જૈન પરંપરાગત ઇતિહાસમાં બતાવેલી છે. તેમનું જન્મસ્થળ અયોધ્યા (સાકેત) હતું. આ નગરીમાં ઈક્ષ્વાકુ વંશમાં તિલકરૂપ રાજા નામે મેઘરથ તેમના પિતા અને માતાનું નામ મંગલા હતું. તેમણે કેવી રીતે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું અને કઈ પાલખીમાં તેમને લઈ જવાતા તે તમામ વિગતો ઉત્તરપુરાણમાંથી મળી આવે છે. ત્રિષષ્ટિશલાકા-પુરુષ ચરિત્ર પર્વ ૩ –સર્ગ ૩ પ્રમાણે અભયંકરા નામની શિબિકા ઉપર આરૂઢ થઈને સૂર, અસૂર અને મનુષ્યોની સાથે સહસ્રામ્રવનમાં પ્રભુ પધાર્યા. દરેક તીર્થંકર શા માટે તે નામથી ઓળખાય છે તે દરેકની જુદી જુદી કથાઓ આપેલી છે. તે પ્રમાણે આ બાળક સુમતિનાથના જન્મ પહેલાં તેના માતાની સુમતિ (બુદ્ધિ) ખૂબ તીક્ષ્ણ હતી. રાણીની તેજસ્વિતા સાબિત કરવા માટે બીજી કથા સોલોમનના ન્યાયને મળતી પ્રચલિત છે. એક વૃધ્ધ બ્રાહ્મણ મૃત્યુ પામ્યો ત્યારે તેને બે પત્ની હતી. બંને વચ્ચે એકજ પુત્ર હતો. તે પુત્ર કોનો તે ઝગડો પતાવવા તેઓ રાણી પાસે ગઈ તેણે સોલોમનની જેમજ હુકમનામું ફરમાવ્યું કે મારા ઉદરમાં ત્રણ જ્ઞાનને ધારણ કરનાર તીર્થંકર ઉત્પન્ન થયેલા છે. તેમનો જન્મ થાય તે પછી અશોકવૃક્ષ નીચે બેસીને તે તમારા વિવાદનો નિર્ણય કરશે પુત્રની ખરી માતા કાળક્ષેપ સહન કરી શકી નહીં તેથી ધાર્યું પરિણામ આવ્યું. જિનનું લાંછન હંસ છે જે સરસ્વતી બુદ્ધિની દેવીનું પણ પ્રતીક છે. તીર્થંકરના જીવનની પાછળ "સુમતિ" સારી બુદ્ધિનો મધ્યવર્તી વિચાર રજૂ થાય છે. કેટલાક તીર્થંકરોના નામ માટે વાસ્તવિક ચીજોને પ્રતીક તરીકે મૂકવામાં આવે છે. જેમકે તીર્થંકર ચંદ્રપ્રભનું પ્રતીક ચંદ્ર બીજના આકારનો ચંદ્ર હોય છે (ચંદ્રપ્રભ એટલે ચંદ્રની પ્રભા જેવું).

**૬. પદ્મપ્રભ :** જૈન ગ્રંથો છઠ્ઠા તીર્થંકર પદ્મપ્રભનું મૂર્તિશાસ્ત્રના ચિહ્ન તરીકે રાતું કમળ જણાવે છે. તેમના કેવળજ્ઞાન માટેનું વૃક્ષ છત્રાભ છે. તેમના યક્ષ કુસુમ અને શાસનદેવી શ્યામા છે. દિગમ્બર પ્રમાણે મનોવેગા છે. તેમના ચામરધારી તેમના સમકાલીન રાજા યમદ્યુતિ છે. સાહિત્ય અને શિલ્પમાં સરખી વિગતો મળે છે પદ્મપ્રભની સંખ્યાબંધ પ્રાચીન અર્વાચીન પ્રતિમાઓ મળી આવે છે. મૂર્તિવિધાનની દષ્ટિએ જોઈએ તો ઉપરના વર્ણન પ્રમાણે મૂર્તિઓનું વર્ણન મળતું આવે છે. તેમાં સિંહાસન બતાવતા તેમના ભદ્રપીઠ નીચે બે સિંહો છે. જૈનપુરાણો પ્રમાણે તેમનું જન્મસ્થાન કૌશામ્બી છે. તેના પિતાનું નામ ધરણ અને

માતાનું નામ સુસીમા છે. તેના નામ માટે બે સ્પષ્ટીકરણ કરેલા છે. એક તેનો વર્ણ રક્તકમળ જેવો હોઈને તેનું નામ 'પદ્મપ્રભુ' પાડવામાં આવ્યું હતું. બીજું તેની માતાના ગર્ભમાં જ્યારે જિન હતા ત્યારે માતાને પદ્મની શય્યાનો દોહદ થયો હતો તેમની વ્યક્ત કરેલી ઇચ્છાને સંતોષવામાં આવી તેથી તેનું નામ પદ્મપ્રભુ પાડવામાં આવ્યું. તેના યક્ષનું નામ કુસુમ છે જેનો અર્થ પણ પુષ્પ થાય છે. આ રીતે તેના નામ પ્રમાણે તેના પ્રતીકો જણાય છે. ત્રિષષ્ઠિશલાકાપુરુષ ચરિતમાં પદ્મપ્રભની શાસનદેવતા અચ્યુતા બતાવેલી છે.

**૭. સુપાર્શ્વનાથ :** શાસ્ત્ર પ્રમાણે સાતમા તીર્થંકર સુપાર્શ્વનાથનું લાંછન સ્વસ્તિક કહેવાય છે. આ ઉપરાંત કેટલાંક ગ્રંથોમાં સર્પનું ચિહ્ન સુશોભન માટે વધારાનું બતાવવામાં આવેલું છે. ગ્રંથો પ્રમાણે સર્પની ફણાની સંખ્યા માટે સ્પષ્ટ નિયમ છે. ફણાની સંખ્યા એક અથવા પાંચ હોય છે. તેમનું કેવલવૃક્ષ શિરીષ છે. તેમના યક્ષ અને યક્ષિણીઓ માતંગ અને શાંતિ અનુક્રમે છે. જ્યારે દિગમ્બર પ્રમાણે વરનન્દિ અને કાલી છે. તેમનો ચામરધારી ધર્મવીર્ય નામે છે.

પુરાણોના આધારે સુપાર્શ્વનાથના પિતા ક્ષત્રિય રાજા સુપ્રતિષ્ઠ હતા. તેની માતા રાણી પૃથિવી નામે હતી. તેમનું જન્મસ્થળ વારાણસી અને રાજ્યપ્રદેશ કાશી હતું. બીજા તીર્થંકરોની જેમ તેણે પાંચહજાર સાધુઓ સાથે મોક્ષ મેળવ્યો.

શિલ્પમાં સુપાર્શ્વનાથ કાં તો એકલા અથવા સમૂહમાં રજૂ કરાતાં હોય છે. સુપાર્શ્વનાથની મૂર્તિના મુખ્ય લક્ષણમાં પાંચ સર્પની ફણા હોય છે. જ્યારે પાર્શ્વ-નાથમાં સાત ફણા હોય છે. કેટલીકવાર પાંચ ફણા કે સાત ફણા કઈ મૂર્તિમાં હોય છે તે જ્ઞાનના અભાવે પાર્શ્વનાથ અને સુપાર્શ્વનાથની મૂર્તિઓમાં ભૂલ થતી હોય છે. આ જિન મૂર્તિને ઓળખવા માટે બીજું એક ચિહ્ન સ્વસ્તિકનું હોય છે. તેમનું નામ સુપાર્શ્વનાથ કેમ પડયું તે માટે કહેવાય છે કે પ્રભુ ગર્ભમાં હતા તે વખતે તેમની માતાની બંને બાજુઓ ખૂબ સુંદર દેખાવની થઈ તેથી રાજાએ પ્રભુનું સુપાર્શ્વ એવું નામ પાડયું. शोभनौ पार्श्वावस्य सुपार्श्व (હેમચંદ્ર) અનુશ્રુતિ પ્રમાણે તીર્થંકરની માતાને તેના શરીરની બંને બાજુએ રક્તપિત્ત કોઢ થયેલો હતો. આ ભયંકર રોગ બાળકના જન્મ પહેલાં મટી ગયો હતો તેથી તે સુ: (સારી) પાર્શ્વ (બાજૂ) નામે ઓળખાયા. આ તીર્થંકરનું સ્વસ્તિક ચિહ્ન પણ ધ્યાન ખેંચે તેવું છે કારણ સ્વસ્તિક મંગળચિહ્નોમાંનું એક ગણાય છે.

**૮. ચંદ્રપ્રભ :** બીજી મૂર્તિઓ કરતાં ચંદ્રપ્રભની મૂર્તિ જુદી હોય છે. માતા લક્ષ્મણાદેવીએ ચંદ્રના ચિહ્નવાળા ચંદ્રવર્ણી પુત્રરત્નને જન્મ આપ્યો. તેના પિતાનું નામ રાજા મહાસેન હતું એમ જૈનગ્રંથોમાંથી જણાય છે. તેનું લાંછન ચંદ્ર કે

બીજનો ચંદ્ર છે. જે વૃક્ષ નીચે તેમને કેવલજ્ઞાન થયું તે વૃક્ષ નાગકેશર છે. તેના યક્ષ અને યક્ષિણીઓ અનુક્રમે વિજય અને ભૃકુટિ છે. કેટલાંકના મતે ભૃકુટિને બદલે જ્વાલામાલિની યક્ષિણી હોય છે. તેને માન આપતો ચામરધારી દાનવીર્ય છે. જિન ચંદ્રપ્રભના ઘણા સુંદર શિલ્પના નમૂનાઓ મળી આવ્યાં છે આ બધા નમૂનાઓમાં શિલ્પવિષયક ગ્રંથોમાં અથવા જૈન શાસ્ત્રીય ગ્રંથોમાં જિનનું જે વર્ણન મળે છે તે પ્રમાણે ચંદ્રપ્રભની મૂર્તિઓમાં જણાય છે. ભારતના શિલ્પીઓએ મંદિરોમાં ભક્તોની જરૂરિયાત અને પૂજારીની માંગ પ્રમાણે મૂર્તિઓ કંડારેલી છે. શિલ્પમાં જિનની બે પ્રકારની આકૃતિઓ મળે છે એક બેઠેલી અને બીજી ઊભેલી. જેમાં મુખ્ય આકૃતિ–તીર્થંકર, તેના યક્ષ-યક્ષિણીઓ અને ચામરધારીઓથી વીંટળાયેલી હોય છે. તેના નામ અને લાંછન સ્વયંસ્પષ્ટ છે. તેનું નામ ચંદ્રપ્રભ છે. કારણ તેનું તેજ (પ્રભા) ચંદ્ર જેવું છે. બીજી પણ કથા તેના નામ સંબંધી પ્રચલિત છે. "તેના જન્મ પહેલાં તેની માતા ચંદ્રપુરી[૪]ના રાજપૂત રાજાની પત્નીને સોમ (ચંદ્ર)નું પાન કરવાનું દોહદ થયું".

તેની તૃષ્ણાને શાંત પાડવા એક રાત્રે તેના હાથમાં પાણી ભરેલી તાસક મૂકવામાં આવી. આ તાસક એવી રીતે ગોઠવવામાં આવી હતી કે તે પાણીમાં ચંદ્રનું પ્રતિબિંબ પડે. જ્યારે બાળકનો જન્મ થયો ત્યારે તે ચંદ્રના જેવો તેજસ્વી અને શ્વેત જણાયો તેને કારણે તેનું લાંછન ચંદ્ર થયું અને તે ચંદ્રપ્રભ તરીકે ઓળખાય છે. આથી ચંદ્ર તેમનું લાંછન છે એ જાણીતી હકીકત છે કે જિનની માતાઓને થતાં સ્વપ્નોમાં ચંદ્રના સ્વપ્નનો સમાવેશ થાય છે.

**૯. સુવિધિનાથ :** નવમા તીર્થંકરના બે નામ છે એક સુવિધિનાથ અને બીજું નામ પુષ્પદન્ત છે. તેના પ્રતીક સંબંધી પણ થોડોક વિવાદ છે. કેટલાકના મતે પ્રતીક મકર છે. તે મગરના ચિહ્નયુક્ત શ્વેતવર્ણવાળા છે. ત્યારે બીજાના મતે પ્રતીક કરચલો છે. તેના યક્ષ અને યક્ષિણી અજિત અને સુતારાદેવી અનુક્રમે છે. દિગમ્બર સુતારીદેવીને બદલે મહાકાલી યક્ષિણી કહે છે. ચામરધારી મઘવતરાજ નામે છે. જે ધાર્મિક વૃક્ષ નીચે તેને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું તે એક મત પ્રમાણે નાગવૃક્ષ છે અને બીજા મત પ્રમાણે મલ્લિવૃક્ષ છે.

ત્રિષષ્ઠિશલાકાપુરુષ ચરિત પ્રમાણે આ તીર્થંકરનું જન્મસ્થળ કાકન્દીનગર હતું તેમ જાણી શકાય છે. તેના પિતા સુગ્રીવ નામે રાજવી હતા અને તેની માતા રામાદેવી નામે જાણીતી હતી. તેનું નિર્વાણ સ્થળ સમેત શિખર અથવા પારસનાથ પર્વત કહેવાય છે.

---

૪. બનારસ જિલ્લામાં ચંદ્રાવતી પણ કહેવાય છે.

સુવિધિનાથની મૂર્તિઓ બીજા તીર્થંકરોના મુકાબલે જૂજ મળે છે. આ જિન બીજા ત્રેવીસ તીર્થંકરની સાથે સમૂહમાં હોય છે. કેટલાક શિલ્પમાં તેના બધા લક્ષણોમાં લાંછનમાં ફરક જણાય છે. તેમાં કરચલાનું પ્રતીક દેખાય છે. તીર્થંકરના બંને નામોના મૂળ જૂદા જણાય છે. સુવિધિનાથનું નામ પાડવાનું કારણ કે જ્યારે રાજવંશના સંબંધીઓ આંતરિક યુદ્ધ કરી રહ્યા તે પછી યુદ્ધને અંતે ધાર્મિક વિધિ કરવામાં આવી હતી. વ્યસ્ત કુટુંબીઓ માટે તેનો જન્મ સુવિધિ સ્થાપનારો પુરવાર થયો. તીર્થંકરનું બીજું નામ પુષ્પદંત એમ વ્યક્ત કરે છે કે જિનના દાંત પુષ્પની કળી જેવા દેખાતા હતા. તેના નામનો હેતુ પ્રથમ દૃષ્ટિએ સમસ્યારૂપ છે, સ્પષ્ટ નથી તેવું જ તેના લાંછન માટે જેમકે મગર કે કરચલો કોઈપણ જિનની માતાએ સ્વપ્નમાં જોયેલાં નથી. તેના પિતા કાકન્દીના રાજવી હતા. કાકન્દી કાકન્દીનગરથી પણ ઓળખાય છે. જો કે સંસ્કૃતમાં કિષ્કિન્ધાનગર તરીકે જાણીતું છે. તેના પિતાનું નામ સુગ્રીવ અને માતાનું નામ રામા છે. આ બધાં નામો રામાયણ સાથે એક યા બીજી રીતે સંકળાયેલા છે. રામાયણની કિષ્કિન્ધા નગરી દરિયા કિનારે છે તેથી જળચર પ્રાણી કાચબો કે મગર આ તીર્થંકરનું પ્રતીક બને છે. તેના યક્ષનું વાહન પણ જળચર કૂર્મ છે, અને તેની યક્ષિણી સુતારાદેવીની પાસે કુંભ છે જે પાણીની સાથે ગાઢ સંબંધ ધરાવે છે.

શ્રી ત્રિષષ્ઠિશલાકાપુરુષ ચરિત્ર સર્ગ ૭ (પર્વ–૩) માં તીર્થંકરના નામ વિશે નોંધેલું છે કે પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે તેની માતા સર્વ વિધિમાં કુશળ થયા હતા તેથી 'સુવિધિ' અને પુષ્પના દોહદથી પ્રભુને દાંત આવ્યા હતા તેથી 'પુષ્પદંત' એ પ્રમાણે પ્રભુનાં બે નામ માતાપિતાએ મોટા ઉત્સવથી શુભ દિવસે સ્થાપન કર્યાં.

**૧૦ શીતલનાથ :** મલય રાજ્યના ક્ષત્રિય કુટુંબમાં શ્રીવત્સના લાંછનવાળા અને સુવર્ણ જેવી કાંતિવાળા આ જિનનો જન્મ થયો હતો, તેનું જન્મસ્થાન ભદ્રિકપુર અથવા ભદ્દિલ્લપુર (કેટલાકના મતે ભદ્રપુર) છે. તેના પિતાનું નામ રાજા દઢરથ અને માતાનું નામ રાણી નન્દા અથવા સુનન્દા હતું. તેનો ચામરધારી રાજા સીમંધર હતા. જે વૃક્ષની નીચે તેને કેવલજ્ઞાન થયું તે બિલ્વવૃક્ષ છે. જૈન ગ્રંથો પ્રમાણે તેના યક્ષનું નામ બ્રહ્મા અને યક્ષિણીનું નામ અશોકા, દિગમ્બર પ્રમાણે માનવી આપેલું છે. તેના લાંછન તરીકે દિગમ્બરો અશ્વત્થ વૃક્ષ બતાવે છે ત્યારે શ્વેતામ્બરો શ્રીવત્સ (કલ્પવૃક્ષ) કહે છે. શીતલનાથની સ્વતંત્ર પ્રતિમા જૂજ મળી આવે છે. જો કોઈ પ્રતિમા મળી આવે તો તેમાં ઉપર જણાવેલા મૂર્તિઓ અંગેના લક્ષણો તેમાં હોય તે નિઃશંક અપેક્ષિત છે.

આ જિન લોકોના સંતાપની ગરમી લઈ લેતા હતા તેથી તે લોકો માટે

શીતલનાથ થયા. તેના નામ અંગેની બીજી માન્યતા આ પ્રમાણેની છે. દસમા તીર્થંકરને તાવથી તપ્ત થયેલા દરદીઓને શીતલતા આપવાની અદ્ભૂત શક્તિ હતી. તેના જન્મ પહેલાં તેની માતા નંદાદેવીએ પોતાના પતિના અંગ ઉપર હાથ મૂકયો તો તે તાવથી તપ્ત હતા માત્ર તેના સ્પર્શથી તાવ દૂર થયો અને અંગ શીતળ થયું. તે પહેલાં કેટલાયે વૈદ્યોએ તેનો તાવ દૂર કરવા પ્રયત્ન કર્યો હતો પણ તે વ્યર્થ ગયો હતો આથી રાજાએ પ્રભુનું શીતળ એવું નામ પાડયું. સાધુ થયા પછી તેના સમગ્ર જીવન દરમ્યાન શીતલતાની શક્તિ એક સરખી તેના જીવનમાં ચાલુ રહી માટે તે શીતલનાથ કહેવાયા. તેના લાંછન વિશે વિશેષ કાંઈ સ્પષ્ટતા કરવાની રહેતી નથી. તેનું કેવળવૃક્ષ તેના શીતળ છાંયડા માટે જાણીતું છે. તેવી જ રીતે શ્રીવત્સ ચિહ્ન મંગળ અને કલ્યાણકારી છે.

**૧૧. શ્રેયાંસનાથ** : જૈન ગ્રંથો પ્રમાણે અગિયારમા જિનનું પ્રતીક ગેંડો છે અને તેમનો વર્ણ સુવર્ણવર્ણી છે. દિગમ્બરના મતે યક્ષ અને યક્ષિણી ઈશ્વર અને ગૌરી અનુક્રમે છે. પરંતુ શ્વેતામ્બર તેની શાસનદેવીનું નામ માનવી આપે છે. તેનું પવિત્ર વૃક્ષ તુમ્બર છે. રાજા ત્રિપિષ્ટ વાસુદેવ તેના ચામરધારી હતા. શ્રેયાંસનાથના જે શિલ્પો મળ્યા છે. તેમાં મૂર્તિશાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણેના લક્ષણો છે. બનારસ પાસે સારનાથ જિનનું સ્થાનક છે ત્યાં આ જિનનું મંદિર છે. જૈન પુરાણોમાં તેના વંશની હકીકતો આપેલી છે. તેનો પિતા ઈક્ષવાકુ વંશનો ક્ષત્રિય રાજકુમાર વિષ્ણુરાજ નામે હતો અને તેની માતા વિષ્ણુદેવી નામે હતી. તેમનું જન્મસ્થાન સિંહપુરી એટલે કે આજનું સારનાથ ગણાય છે. જૈન કથા પ્રમાણે આ તીર્થંકરનું મૂળ નામ વિષ્ણુ હતું જે પાછળથી શ્રેયાંસ નામથી વિખ્યાત થયું.

તેના નામની સાર્થકતા માટે ઐતિહાસિક કથા સમજાવેલી છે. રાજા વિષ્ણુદેવને સુંદર રાજગાદી હતી પરંતુ કમનસીબે તેનો કબજો એક દુષ્ટાત્માએ લઈ લીધો હતો. આથી તેના ઉપર બેસવાની કોઈ હિંમત કરતું નહીં. તેની પત્નીએ તેના ઉપર ગમે તે જોખમે બેસવાની પ્રબળ ઇચ્છા કરી ત્યારે તે સગર્ભા હતી. બધાના આશ્ચર્ય વચ્ચે તેને કોઈપણ જાતની હાની થઈ નહીં. આથી જ્યારે તેને પુત્ર જન્મ્યો ત્યારે તેને શ્રેયાંસ નામ આપવામાં આવ્યું.

શ્રેયાંસનાથ એટલે કલ્યાણકારી દેવ. તેણે તેની માતાને દુષ્ટાત્માથી મુક્ત કરી અને જગતનું શ્રેય કર્યું. માતા અને બાળકની આ કથનીને કારણે તેનું પ્રતીક ખૂબ જ યોગ્ય અને સાર્થ છે. ગેંડામાં શ્રેયના સર્વ ગુણો છે.

**૧૨. વાસુપૂજ્ય** : બારમા તીર્થંકર વાસુપૂજ્યનું ચિહ્ન જૈન ગ્રંથો પ્રમાણે મહિષ (Buffalo) છે. આ મૂર્તિના બીજા લક્ષણોમાં શાસનદેવતા અને શાસનદેવી કુમાર અને

ચંડા અનુક્રમે (દિગમ્બરના મતે ગાંધારી) છે જે વૃક્ષની નીચે તેને કેવલાજ્ઞન થયું તે અભિધાન ચિન્તામણી પ્રમાણે પાટલિકવૃક્ષ છે. અને ઉત્તરપુરાણ પ્રમાણે કદમ્બ વૃક્ષ છે. તેના ચામરધારી રાજા દરપિષ્ટ વાસુદેવ છે. ઉત્તરભારતમાંથી વાસુપૂજયની એક પ્રતિમા મળી આવેલી છે તે ભાગલપુરના જૈન મંદિરમાં છે. આ મૂર્તિ ઉપર આપેલા વર્ણનને મળતી આવે છે. શ્રી ત્રિષષ્ઠિશલાકાપુરુષ પ્રમાણે તેના પિતાનું નામ વસુપૂજ્ય હતું. તે ઈક્ષ્વાકુ વંશના ક્ષત્રિય રાજા હતા તેની માતા જયાવતી હતી તેનું જન્મ સ્થાન ચંપાપુરી (હાલનું ભાગલપુર) છે. તેના નામનો અર્થ જુદી જુદી રીતે સમજાવાય છે. તે વસુપૂજ્યનો પુત્ર હોઇને વાસુપૂજ્ય કહેવાતો. તે જયારે માતાના ગર્ભમાં હતો ત્યારે ઇન્દ્રદેવ તેના પિતાને ધન (વસુ) આપતા. તેથી તે વાસુપૂજ્ય કહેવાયા. દેવ વસુઓ તેની પૂજા કરતાં હતાં તેથી તે વાસુપૂજ્ય તરીકે ઓળખાયા. વાસુપૂજ્ય પદ્મ વર્ણના છે. તેના પ્રતીકનો અર્થ એ રીતે સમજાવી શકાય કે પ્રાચીન ભારતમાં પશુઓ જ મુખ્ય ધન ગણાતું તેને કારણે તેનું લાંછન મહિષ છે આ લાંછન સુયોગ્ય છે.

**૧૩. વિમલનાથ** : જૈન ગ્રંથો પ્રમાણે વિમલનાથ, તપેલા સુવર્ણના જેવી કાંતિવાળા, તેરમા જિનનું લાંછન વરાહ છે. તેમના યક્ષ ષણ્મુખ અને યક્ષિણી વૈરોટી દિગમ્બર પ્રમાણે છે. શ્વેતામ્બર પ્રમાણે યક્ષ શ્વેતામ્ અને યક્ષિણી વિદિતા છે અને તેના ચામરધારી તરીકે રાજા ફરજ બજાવે છે તેનું નામ સ્વયંભૂ –વાસુદેવ છે. તેનું કેવલવૃક્ષ જમ્બુ છે.

તીર્થંકરના પિતાનું નામ કૃતવર્મા અને માતાનું નામ સુરમ્યા (? શ્યામા) જૈનગ્રંથોમાં આપેલું છે. તેનો જન્મ કાંપિલ્ય (ફરૂખાબાદમાં આવેલું – કાંપિલ)માં થયો હતો. આ નગરી પાંચાલની દક્ષિણની રાજધાની હતી. દરેક તીર્થંકરના નામની યથાર્થતા માટે અનેક કથાઓ છે તેમ આ તીર્થંકર માટે પણ રસપ્રદ કથા છે તેણે પોતાનું નામ વિમલનાથ (ચોકખાઈના દેવ) પ્રાપ્ત કર્યું કારણ તેની પાસે બુદ્ધિની સ્પષ્ટતા–વિમલતા હતી. આ બુદ્ધિની વિમલતા તેણે તેની માતાને પોતાના જન્મ પહેલાં આપી હતી અને તેનો ઉપયોગ તેની માતાએ નીચે પ્રમાણે કર્યો. એક માણસ અને તેની પત્ની સમજ વગર રાક્ષસીવાળા એક મંદિરમાં રહેતા હતા. આ મંદિરમાં એક રાક્ષસી રહેતી હતી. આ રાક્ષસી પેલી સ્ત્રીના પતિના પ્રેમમાં પડી અને તેણે તેની સાચી પત્નીનું રૂપ ધારણ કર્યું. તેથી આ પુરૂષ દુઃખી થઈ ગયો અને આ બંનેમાંથી તેની સાચી પત્ની કઇ તે શોધવા અસમર્થ થયો. અને તેણે કાંપિલપુરના રાજાને આ બંનેમાંથી પોતાની સાચી પત્ની શોધી આપવા વિનંતી કરી. રાણીએ પોતે પોતાની હોંશિયારીથી તેની સાચી પત્ની શોધી આપી.

રાણી જાણુતી હતી કે ડાકણુ એકલીજ લાંબે સુધી પહોંચી શકે. મનુષ્યમાં અમુક અંતરથી લાંબે સુધી પહોંચવાની શક્તિ હોતી નથી. તેથી તેણે તે સ્ત્રીના પતિને ઘણે દૂર ઉભો રાખ્યો અને તેની બંને પત્નીઓને (સાચી અને બનાવટી) પતિવ્રતા સાબીત કરવા તેમના પતિને તેટલે અંતરેથી સ્પર્શવા કહ્યું. બંનેએ પ્રયત્ન કર્યો. પરંતુ માનવસ્ત્રી તેના પતિને ઘણો પ્રયત્ન કરવા છતાં દૂરથી સ્પર્શી શકી નહીં. જ્યારે ડાકણુ પત્ની તેના મૂળ લક્ષણ પ્રમાણે તે પુરૂષને સ્પર્શી. રાણીએ આ રીતે સાચી અને બનાવટી પત્ની વચ્ચેનો ભેદ તે પુરૂષને ઉકેલી આપ્યો.

તીર્થંકરની બુદ્ધિની તીવ્રતાના પ્રતીકરૂપે વરાહનું લાંછન આપવામાં આવ્યું છે. વરાહ તેની તીવ્રતા માટે જાણીતું છે. બૌદ્ધ મારિચીનું પ્રતીક પણ વરાહ છે. મારિચી ઉષઃ કાળના ફેંકાતા કિરણોની દેવી છે. વિમલનાથની કેટલીક પ્રતિમાઓ ગુજરાતમાંથી મળી આવી છે.

**૧૪. અનંતનાથ** : બધા તીર્થંકરોમાં અનન્તનાથનું ચિહ્ન જુદું તરી આવે છે. શ્વેતામ્બર પ્રમાણે તેનું પ્રતીક બાજ પક્ષી છે જ્યારે દિગમ્બર તેનું પ્રતીક રીંછ કહે છે. તેના અનુચરો યક્ષ અને યક્ષિણી અનુક્રમે પાતાલ અને અનન્તમતિ (શ્વેતામ્બર પ્રમાણે અંકુશા) છે. તેના ચામરધારી રાજા પુરૂષોત્તમ વાસુદેવ છે. તેના કેવલજ્ઞાનનું વૃક્ષ અશ્વત્થ છે.

જૈન પુરાણો તેના પિતાનું નામ સિંહસેન અને માતાનું નામ જયશ્યામા (? સુયશા) આપે છે. તે અયોધ્યાના રાજા હતા. અયોધ્યામાં તીર્થંકરનો જન્મ થયો હતો. તેનું નામ અનન્તનાથ રાખવામાં આવ્યું કારણ તેની માતાએ અનન્ત મોતી સ્વપ્નામાં જોયાં હતાં. જૈન પ્રણાલી પ્રમાણે અનન્ત દોરો (જે અયોધ્યામાં બીનકાર્યક્ષમ) રહ્યો હતો તે તીર્થંકરના જન્મ પછી અનેક રોગોને મટાડવા ખૂબ શક્તિશાળી થઈ ગયો. શક્તિ અને જીવતત્ત્વોની સાથેના યુદ્ધને માટે તેમનું પ્રતીક બાજ અથવા રીંછ સુયોગ્ય છે. તેના યક્ષ અને યક્ષિણીઓના હાથમાં યુદ્ધના શસ્ત્રો આપવામાં આવ્યા છે તે પણ ઉપર પ્રમાણેના વિચારને સમર્થન આપે છે. બીજા મત પ્રમાણે જ્યારે પ્રભુ ગર્ભમાં હતા તે વખતે પિતા સિંહસેને શત્રુઓના અનંત બળને જીત્યું હતું તેથી તે પ્રભુનું અનંતજીત્ એવું નામ પાડ્યું.

**૧૫. ધર્મનાથ** : પંદરમા તીર્થંકર ધર્મનાથની મૂર્તિ વજ્ર–દંડ અથવા વજ્રના પ્રતીકથી ઓળખી શકાય છે. જે યક્ષદંપતી તેમની પાસે હોય છે તેઓના નામ અનુક્રમે કિન્નર અને કંદર્પા (દિગમ્બરના મતે માનસી) છે તેમના ચામરધારી પુંડરિક–વાસુદેવ છે. તેમનું કેવલજ્ઞાનનું વૃક્ષ દધિપર્ણ અથવા સપ્તચ્છદ છે. આ તીર્થંકરના પિતા ભાનુ નામે રાજા હતો અને માતા સુવ્રતા નામે હતી. પ્રભુ જ્યારે

ગર્ભમાં હતા ત્યારે તેની માતાને ધર્મ કરવાનો દોહદ થયો હતો. તેથી ભાનુ રાજાએ તેમનું નામ 'ધર્મ' એવું પાડયું. તેમનો જન્મ રત્નપુરમાં થયેલો.

ધર્મનાથની જે પ્રતિમાઓ મળે છે તેમાં ઉપર પ્રમાણેના લક્ષણો જણાય છે. નાગપુર મ્યુઝિયમમાં આ પ્રમાણેના લક્ષણોવાળી બે મૂર્તિઓ સચવાયેલી છે. તેમાં લાંછન વજ્રનું છે. પરંતુ તેનો ચામરધારી રાજવીનો પોષાક ધારણ કરે છે. ગુજરાતમાં પણ તીર્થંકર ધર્મનાથની મૂર્તિઓ કેટલાંક મંદિરોમાં બેસાડેલી જોવામાં આવે છે.

બીજી કથા પ્રમાણે તેનું નામ ધર્મનાથ છે કારણ તેણે માનવજાતને દુઃખમાંથી ઉગારી છે. ઉપરાંત જ્યારે આ જિન તેની માતાના ગર્ભમાં હતા ત્યારે તેની માતાએ ઘણાં ધાર્મિક કાર્યો કર્યા હતા. તેથી બાળકનું નામ ધર્મનાથ રાખવામાં આવ્યું.

તીર્થંકરનું પ્રતીક નામ પ્રમાણે યમના દંડ સાથે સંબંધ ધરાવે છે. યમરાજનું બીજું નામ ધર્મનાથ કે ધર્મરાજ છે તેથી બંનેનાં પ્રતીકો એકસરખા જણાય છે.

**૧૬. શાંતિનાથ** : સોળમા તીર્થંકર શાંતિનાથનું સ્થાન બીજા બધા તીર્થંકરોમાં મહત્ત્વનું છે. માતા અચિરાદેવીએ મૃગના અંકવાળા કનકવર્ણી કુમારને જન્મ આપ્યો તેથી શાંતિનાથનું લાંછન મૃગ (હરિણ) છે. યક્ષ અને યક્ષિણી અનુક્રમે દિગમ્બર પ્રમાણે કિંપુરૂષ અને મહામાનસી નામે છે. શ્વેતાંબર પ્રમાણે ગરૂડ અને નિર્વાણી યક્ષ અને યક્ષિણી છે. તેના ચામરધારી તરીકે રાજા પુરૂષદત્ત સેવા આપે છે. જે વૃક્ષની નીચે તેને કેવલજ્ઞાન થયું તે નંદીવૃક્ષ છે. શાંતિનાથ તીર્થંકરની મૂર્તિઓ ઠીક પ્રમાણમાં મળી આવી છે. આ ઉપરાંત શાંતિનાથ ભગવાનના સ્વતંત્ર મંદિરો અને પ્રતિમાઓ ગુજરાતમાંથી મળી આવે છે. આ તમામ મૂર્તિઓ ઉપર આપેલા વર્ણનને મળતી આવે છે. કેટલીક વખત શિલ્પોમાં તેમના લાંછન બે મૃગની વચમાં ચક્ર હોય છે તેમના યક્ષ અને યક્ષિણી મૂર્તિના નીચેના ભાગમાં ગોખમાં મૂકેલા હોય છે. જિનના માતાપિતા અંગેની માહિતી જૈન ગ્રંથોમાંથી મળી આવે છે તે પ્રમાણે તેના પિતા રાજા વિશ્વસેન અને માતા અચિરા છે. તે હસ્તિનાપુરમાં જનમ્યા હતા રાજાએ મોટી સમૃદ્ધિથી પુત્રનો જન્મ મહોત્સવ કર્યો. જ્યારે આ ગર્ભ તેની માતાના ઉદરમાં અવ્યો ત્યારે દેશમાંથી સર્વ અશિવ ઉત્પાત શાંત થયા હતા તેથી રાજાએ પુત્રનું શાંતિનાથ એવું નામ આપ્યું.

જૈન ઇતિહાસ પ્રમાણે તીર્થંકરોમાં શાંતિનાથ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ભૂલાતો જતો જૈનધર્મ વિસ્મૃતિમાં જતો રહેતો હતો તેને શાંતિનાથે કદી પણ

અદસ્ય ના થાય તે રીતે પુનર્જીવિત કર્યો. બીજી પણ આશ્ચર્યકારક હકીકત એ છે કે શાંતિનાથ તીર્થંકર પોતે સમગ્ર ભારતના ચક્રવર્તી થનાર સૌ પ્રથમ તીર્થંકર હતા. તેના નામ સંબંધી કથા એ છે કે શાંતિનાથના જન્મ પહેલાં તેની માતાએ રાજ્યમાં જે મરકીનો રોગચાળો ફેલાયો હતો તેના ભોગ બનેલા રોગીઓ ઉપર "શાંતિ"નું પાણી છાંટીને રોગને હળવો કર્યો હતો તેથી તેનું નામ શાંતિનાથ પાડવામાં આવ્યું.

તેનું પ્રતીક બે મૃગની વચમાં ચક્ર છે તે બૌદ્ધ પ્રતીક સારનાથમાં 'ધર્મચક્ર-પ્રવર્તન'નું છે તેની સાથે સંપૂર્ણપણે સામ્ય ધરાવે છે. એમ કહેવાય છે કે શાંતિ-નાથે પાયમાલ થતા જૈનધર્મને પુનર્જીવિત કર્યો હતો. બીજી રીતે એમ પણ કહેવાય છે કે તેણે નવો જૈનધર્મ ઉપદેશ્યો તેથી જ તેણે ચક્ર અને બે મૃગનું પ્રચલિત પ્રતીક સ્વીકાર્યું.

**૧૭. કુંથુનાથ :** કુંથુનાથ સત્તરમા તીર્થંકર છે. જૈન પ્રણાલી પ્રમાણે આ તીર્થંકરનું પ્રતીક જૈન સાહિત્યમાં અજ (બકરો) છે. તેના યક્ષ ગંધર્વ અને યક્ષિણી બલા (દિગમ્બર પ્રમાણે વિજ્યા) છે તેનો સમકાલીન રાજા જે ચામરધારી છે તે કુણાલ છે જે વૃક્ષ નીચે આ જિનને કેવલજ્ઞાન થયું તે તિલકતરૂ છે. કુંથુનાથની મૂર્તિઓ ખાસ મળતી નથી. જૈનપુરાણો પ્રમાણે તેના પિતાના જુદા જુદા નામ મળે છે. જેમ કે સૂરસેન, સૂર્ય, શિવરાજ (શ્વેતામ્બર પ્રમાણે) અને માતાનું નામ શ્રીકાંતા અથવા શ્રીદેવી છે. તેના પિતા કુરૂ વંશના હતા અને તેમની રાજધાની હસ્તિનાપુર, ત્યાં જિનનો જન્મ થયો હતો. તે પણ તેના પુરોગામી પ્રમાણે ચક્રવર્તી રાજા થયા હતા. અભિધાન ચિંતામણીમાં તેમના નામની ઉત્પત્તિ વિશે બે કથા આપેલી છે : એક, જિન જમીન ઉપર દઢતાથી ઊભા રહ્યા માટે તે કુંથુનાથ કહેવાય. બીજું તેના જન્મ પહેલાં તેની માતાએ સ્વપ્નમાં રત્નોનો ઢગ (કુંથ) જોયો તેથી તેમને કુંથુનાથ નામ આપવામાં આવ્યું.

**૧૮. અરનાથ :** અઢારમા તીર્થંકર અરનાથનું પ્રતીક નન્દ્યાવર્ત (એક પ્રકારનો સ્વસ્તિક) અથવા મીન છે, તેના યક્ષ નામે યક્ષેન્દ્ર છે અને યક્ષિણી ધારણી દેવી છે. દિગમ્બર મતે યક્ષિણી અજિતા છે જે વૃક્ષ નીચે તેમને જ્ઞાન થયું તે વૃક્ષ ચૂત (આંબાનું વૃક્ષ) છે. તેના ચામરધારી ગોવિંદરાજ છે. તીર્થંકર અરનાથની મૂર્તિઓ કવચિત્ જોવામાં આવે છે.[૫] મથુરામાંથી મળેલી આ તીર્થંકરની મૂર્તિઓ કુશાન સમયની જણાય છે.

---

૫. The Jain Stupa and other antiquities of Mathura by V. A. Smith.

તીર્થંકરના માતા મહાદેવીએ નંદ્યાવર્તના લાંછનવાળા અને સર્વ લક્ષણોએ પૂર્ણ એવા એક કનકવર્ણી પુત્રને જન્મ આપ્યો, તેનું 'અર' એવું નામ પાડવામાં આવ્યું. કારણ તેની માતાએ સ્વપ્નમાં રત્નોનું ચક્ર (અર) જોયું હતું.

અરનાથના પિતા ચંદ્રવંશી ક્ષત્રિય રાજકુમાર હતા અને તે સુદર્શન નામે જાણીતા હતા. જિનની માતાનું નામ મિત્રસેના. તેમની રાજધાની હસ્તિનાપુર હતી. હસ્તિનાપુરમાં અરનાથનો જન્મ થયો હતો. આ જિન પણ ચક્રવર્તી થયા હતા. તેમનું પ્રતીક નન્દ્યાવર્ત કે મીન છે. બંને ચિહ્નો અષ્ટમંગલમાં ગણાય છે.

**૧૯. મલ્લિનાથ** : ઓગણીસમા તીર્થંકર મલ્લિનાથનું પ્રતીક જૈન ગ્રંથો કુંભ (ઘટ) આપે છે. આ ચિહ્ન તેમના આગલા તીર્થંકરો અને તેમના પછીના તીર્થંકરોથી તેમને જુદા પાડે છે. તેમનાં યક્ષ–યક્ષિણીઓ અર્થાત્ શાસનદેવતા કુબેર અને ધરણપ્રિયા (દિગમ્બર પ્રમાણે અપરાજિતા) છે તેમની બાજુએ ચામરધારી તરીકે રાજા સુલુમ છે તેમનું કેવલજ્ઞાનનું વૃક્ષ અશોક છે.

મલ્લિનાથની પ્રતિમાઓ તથા મંદિરો ઠીક ઠીક પ્રમાણમાં મળી આવે છે. આ પ્રતિમાઓમાં મૂર્તિશાસ્ત્ર પ્રમાણેના લક્ષણો જણાય છે. તેમનું લાંછન ભદ્રપીઠ ઉપર બતાવેલું હોય છે અને શાસનદેવતા મૂર્તિના છેવટના ખૂણામાં હોય છે.

તેના પિતા બંગ–બંગાળ દેશના મિથિલાના રાજા કુંભ નામે હતા અને તે ઈક્ષ્વાકુ વંશના હતા. તેમની રાણીનું નામ પ્રભાવતી હતું. શ્વેતામ્બર સંપ્રદાય પ્રમાણે મલ્લિનાથ સ્ત્રી હતા. પરંતુ શિલ્પ જોતાં અને નામને અંતે 'નાથ' જોડાયેલું હોઈને આ સંપ્રદાયની સ્ત્રી તરીકેની માન્યતા બંધબેસતી આવતી નથી. ઉપરાંત વધુમાં મૂર્તિઓ ઉપર સ્ત્રીના કોઈપણ જાતના ચિહ્ન જણાતા નથી. આ જિનનું નામ મલ્લિ પાડવામાં આવ્યું કારણ કે જ્યારે બાળક ગર્ભમાં હતું ત્યારે તેની માતાને મલ્લિફૂલની સુગંધીત શય્યા ઉપર શયન કરવાનો દોહદ થયો હતો. તેમનું લાંછન ઘટ છે તે કદાચ જિનની માતાનું નવમું સ્વપ્ન છે. ઘટ અષ્ટમંગલ ચિહ્નોમાંનું એક છે.

**૨૦. મુનિસુવ્રત** : જૈન ગ્રંથો પ્રમાણે આ વીસમા તીર્થંકરનું પ્રતીક કૂર્મ જણાય છે. યક્ષ વરૂણ અને યક્ષિણી નરદત્તા (દિગમ્બર પ્રમાણે બહુરૂપિણી) છે. જે રાજા જિનના ચામરધારીની સેવા બજાવે છે તે રાજા અજિત છે. જે વૃક્ષ નીચે કેવલજ્ઞાન થયું તે પવિત્ર વૃક્ષ ચંપક છે. જિનના પિતા મગધના રાજા સુમિત્ર અને તેના માતા સોમા–કેટલાક ગ્રંથોને આધારે પદ્માવતી છે. તેનો વંશ હરિવંશ ગણાય છે અને તેની રાજધાની રાજગૃહ છે. તેમની માતાએ મુનિની જેમ વ્રતો (સુવ્રતો) ધારણ કર્યા હતા તેથી પિતાએ તેમનું નામ સુવ્રત પાડ્યું

તેમનું પ્રતીક કૂર્મ છે જે સ્થિરતા અને ધીમી ગતિ પોતાના વ્રત પાલન માટે જરૂરી બતાવે છે. તીર્થંકર મુનિસુવ્રત તમાલ જેવા શ્યામ કાંતિવાળા હતા. મુનિસુવ્રતની બહુ જ થોડી પ્રતિમાઓ મળી આવે છે.

**૨૧. નમિનાથ :** આ તીર્થંકરની સાથે જે પ્રતીક જોડાયેલું છે તે નીલોત્પલ અને દિગમ્બર પ્રમાણે અશોક વૃક્ષ છે આ તીર્થંકરના શાસનદેવતા ભૃકુટિ અને ગાંધારી અનુક્રમે યક્ષ અને યક્ષિણી છે. દિગમ્બર મતે યક્ષિણી ચામુંડી છે.

જે રાજા ચામર ધારણ કરે છે તે વિજયરાજ છે. જે વૃક્ષની નીચે આ તીર્થંકરે બેસીને કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું તે બકુલ છે. માત્ર કમળના પ્રતીકવાળી મૂર્તિ મળી આવી નથી પરંતુ તીર્થંકરની એક મૂર્તિ મળી આવી છે જેમાં બે શંખની વચ્ચે કમળનું ચિહ્ન છે. આ તીર્થંકરની મૂર્તિઓ ગુજરાતમાંથી જૂજ મળી આવી છે. પદ્મનાભ તીર્થંકરનું પ્રતીક પણ કમળ છે તેથી નમિનાથનું પ્રતીક જુદું પાડવા માટે કમળની બે બાજુએ શંખ મૂકેલા જણાય છે. જૈન ઉત્તરપુરાણ પ્રમાણે તેના પિતા બંગાળની મિથિલાના ક્ષત્રિય રાજા હતા. એક મત પ્રમાણે તે પ્રદેશ મિથિલા નહીં પણ મથુરા હોવું જોઈએ. રાણીનું નામ વપ્પિલા અથવા વપ્રા હતું. જૈનગ્રંથો પ્રમાણે તીર્થંકરના નામ વિશેની સમજૂતી આ પ્રમાણે આપી છે.

એક મત પ્રમાણે જિન જ્યારે માતાના ગર્ભમાં હતા ત્યારે શત્રુઓએ મિથિલા નગરી રૂંધેલી હતી, તે વખતે વપ્રાદેવી મહેલ ઉપર ચડયા હતા, તેમને જોઈને ગર્ભના પ્રભાવથી સર્વશત્રુઓ આવી વિજયરાજાને નમી પડયા હતા, તે ઉપરથી રાજાએ પ્રભુનું નામ **નમિ** એવું પાડયું બીજા મત પ્રમાણે જિન જ્યારે માતાના ગર્ભમાં હતા ત્યારે તેના પિતાના દુશ્મનોએ તાબે થઈને પ્રણામ કર્યા તેથી તે નમિનાથ તરીકે ઓળખાયા. નીલકમલથી લાંછિત અને સુવર્ણ કાંતિવાળા કુમારને દેવીએ જન્મ આપ્યો. તેથી તેમનું લાંછન નીલોત્પલ યોગ્ય જ છે.

**૨૨. નેમિનાથ :** જૈન આગમોને આધારે બાવીસમા તીર્થંકર નેમિનાથનું પ્રતીક શંખ છે. તેમના શાસનદેવતા યક્ષ ગોમેધ અને યક્ષિણી અંબિકા (દિગમ્બર પ્રમાણે કુષ્માણ્ડિની) છે તેના ચામરધારી રાજા ઉગ્રસેન છે અને જે વૃક્ષ નીચે કેવલજ્ઞાન થયું તે વૃક્ષ મહાવેણુ અથવા વેતસ છે. જિનનું કુટુંબ અને માતાપિતા જૈન સંપ્રદાય પ્રમાણે જાણીતા હતા. તેથી તેમનો પ્રચાર વધુ થયો હોવાનું માલમ પડે છે. તેના પિતાનું નામ સમુદ્રવિજય હતું અને તે સૌરપુરી કે દ્વારકાનો રાજા હતો. તેનો વંશ હરિવંશ નામે જાણીતો છે. તેની રાણીનું નામ શિવાદેવી હતું. તીર્થંકર નેમિનાથ શ્રીકૃષ્ણ અને બલરામના પિતરાઈ ભાઈ થાય તે હકીકત ધ્યાન ખેંચે તેવી છે.

કેટલાંયે જૈન મંદિરોમાંથી તેમના જીવનના ભવ્ય પ્રસંગો આલેખાયેલા મળે છે. રાધાકૃષ્ણની કથાની જેમ નેમિનાથ અને તેમની પત્ની રાજુલની કથાઓ શિલ્પમાં કંડારાયેલી છે. કેટલાંયે કવિઓએ તેમની બારમાસી રચી છે. આ રીતે જોતાં બીજાં બધાં તીર્થંકરો કરતાં નેમિનાથનું ચરિત્ર જૈન સમાજમાં વધુ ઓતપ્રોત થયેલું જણાય છે.

તેમનું બીજું નામ અરિષ્ટનેમિ પણ જાણીતું છે. તેમના નામની સાર્થકતા માટે જૈન ગ્રંથો જુદી જુદી કથાઓ આપે છે. તેઓ જ્યારે માતાના ગર્ભમાં હતા, ત્યારે તેમની માતાએ રત્નોનું ચક્ર સ્વપ્નામાં જોયું તેથી તેમનું નામ ચરિતાર્થ થયું છે. બીજા મતે ધર્મચક્રના પરિધ સમાન (પ્રાણિમાત્ર ઉપર એક સરખી કલ્યાણ ભાવના) આદર્શો ધરાવતા હોવાથી તેમનું નામ નેમિનાથ પડ્યું હોવાનું કહેવાય છે. તેમણે દ્વારકામાં વરદત્તને ત્યાં પ્રથમ ભિક્ષા લીધી હતી.

નેમિનાથ ભગવાનની સેંકડો મૂર્તિઓ ગુજરાતમાંથી મળે છે કારણ ગિરનાર એ તેમનું મુખ્ય તપસ્થાન–જ્ઞાનભૂમિ, દીક્ષાસ્થાન અને નિર્વાણસ્થાન ગણાય છે. નેમિનાથ ભગવાનનાં સ્વતંત્ર મંદિરો પણ છે. તે બધામાં તેમની ભવ્ય પ્રતિમાઓ સ્થાપન કરવામાં આવી છે.

તેમનું પ્રતીક શંખ નોંધપાત્ર છે કારણ તેમનું નિવાસસ્થાન દરિયા પાસે હોઈને ત્યાંથી ઘણા શંખો મળી આવે છે તેથી અથવા શંખથી શ્રીકૃષ્ણના વૈષ્ણવ કુટુંબ સાથેનો પોતાનો સંબંધ બતાવે છે આ રીતે તીર્થંકર નેમિનાથને પૌરાણિકની સાથોસાથ ઐતિહાસિક વ્યક્તિ તરીકે પણ ઓળખવામાં આવે છે.

**૨૩. પાર્શ્વનાથ :** પાર્શ્વનાથ ત્રેવીસમા તીર્થંકર જૈન ધર્મના સૌથી મોટા તીર્થંકરોમાંના એક છે. તે સર્પના લાંછનવાળા નીલવર્ણી છે. ઐતિહાસિક દૃષ્ટિએ તે જૈન ધર્મના સાચા સ્થાપક કહી શકાય તેમને ઐતિહાસિક વ્યક્તિ તરીકે પણ માનવામાં આવે છે. મહાવીર સ્વામીના ચરિત્રમાં તેમનાં પૂર્વજો પાર્શ્વના પ્રચલિત ધર્મને માનના હોવાનું જણાવ્યાથી મહાવીર પહેલાં પાર્શ્વનાથ પ્રસ્થાપિત જૈનધર્મ જિવંત હતો એમ સમજાય છે. તેમનું લાંછન નાગ–સર્પ છે તે સર્વવિદિત છે. શિલ્પમાં પાર્શ્વનાથના મસ્તક ઉપર નાગની ફણા હોય છે. આ ફણા કવચિત્ ત્રણ અથવા સાત અથવા અગિયાર હોય છે. તેના ભદ્રપીઠના આગળના ભાગમાં પણ સર્પનું લાંછન કોરેલું હોય છે. તેમના યક્ષ નામે પાર્શ્વ અથવા વામન અથવા ધરણેન્દ્ર છે જ્યારે યક્ષિણી પદ્માવતી છે. જે રાજા આ તીર્થંકરના ચામરધારી બને છે તે રાજા અજિતરાજ છે. દેવદારૂ વૃક્ષ નીચે તેમને કેવલજ્ઞાન થયું હતું. પાર્શ્વનાથની પ્રતિમાઓમાં બે પ્રકારો

જૈ. ૫

મળે છે એક ઊભી કાયોત્સર્ગવાળી અને બીજી બેઠેલી. દરેક મૂર્તિમાં તેમના માથા ઉપર ધરણુ નાગની છાયા હોય છે. નાગ તેમનું આવશ્યક ચિહ્ન છે.

પાર્શ્વનાથની સંખ્યાબંધ મૂર્તિઓ મળી આવે છે કેટલીકવાર શિલ્પમાં સર્પના ગુંચળા કંડારેલા જણાય છે. પાર્શ્વના યક્ષના હાથમાં પણ સર્પ હોય છે. યક્ષિણીના વાહન તરીકે નાગ હોય છે. જૈન પુરાણો અને પાર્શ્વનાથચરિતમાંથી પાર્શ્વનાથનો પોતાનો અને કુટુંબનો ઇતિહાસ મળી આવે છે. તે ઈ.સ. પૂ. ૮૧૭માં જન્મ્યા અને ઈ.સ. પૂ. ૭૧૭માં નિર્વાણ પામ્યા. તેના પિતા અશ્વસેન વારાણસી નગરીમાં ઈક્ષ્વાકુ વંશના રાજા હતા. તેની માતાનું નામ વામા દેવી અથવા બ્રહ્મા હતું. પાર્શ્વ કુશળ યોદ્ધો હતો તેણુ કલિંગ સુધી પોતાનો વિજય ફેલાવ્યો હતો. તે કોશલના રાજા પ્રસેન-જિત્‌ની પુત્રીને પરણ્યો હતો. સિદ્ધાર્થની જેમ, તેણે સાધુજીવન ગાળવાને માટે તેની પત્નીને પોતાની ત્રીસ વર્ષની ઉંમરે ત્યજી દીધી હતી. તેણે પ્રેમ અને વિશ્વબંધુત્વના સિદ્ધાંતોનો ઉપદેશ ૭૦ વર્ષ સુધી આપ્યો હતો અને છેવટે સમેત શિખર ઉપર મોક્ષ મેળવ્યો સમેત શિખર દક્ષિણ બિહારમાં આવેલું છે અને પાર્શ્વનાથના નામ ઉપરથી તે 'ગિરિ પાર્શ્વનાથ કહેવાય' છે.

પાર્શ્વનાથના ઇતિહાસની સાથોસાથ કેટલીક પૌરાણિક કથાઓનું મિશ્રણ પણ મળે છે. તે પ્રમાણે તેમના જીવનમાં એક નાગે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. કઠ નામના એક સાધુ સર્પને બાળી નાંખતા હતા તે સર્પને પાર્શ્વનાથે તેમાંથી બચાવ્યો હતો. સર્પ અને પાર્શ્વનાથ સંકળાયેલા હોય તે રીતે મૂર્તિઓમાં જોઈ શકાય છે. એક દિવસ પાશ્ર્વે જોયું કે કઠ સાધુ લોકોથી વીંટળાયેલા છે અને પંચાગ્નિનું આકરું તપ તે કરી રહ્યા છે. પાશ્ર્વે વધારામાં જોયું કે કઠે એક મોટા સર્પને અગ્નિ ઉપરની તવીમાં નાંખેલો છે. આથી પાશ્ર્વે સાધુ કઠને પોતાના તપની સાથે સુસંગત ન હોય, એવી નિર્દયતાનું કારણ પૂછ્યું. કઠે જવાબ આપ્યો કે રાજાઓ અશ્વો અને ગજો વિશે કદાચ સમજે પણ યોગીઓએ માત્ર ધર્મ સમજવો જોઈએ. પાશ્ર્વે એ અગ્નિ બુઝાવી નાંખ્યો. અગ્નિથી પીડા પામેલો સર્પ બહાર આવ્યો અને પાર્શ્વએ લોકોને સર્પ તરફ માનની દૃષ્ટિથી જોવા કહ્યું. તેઓની પૂજાને કારણે સર્પનો ધરણના નામે પુનર્જન્મ થયો. ધરણ પાતાલ લોકના નાગોનો સમૃદ્ધ રાજા હતો અને કઠ સાધુનો પોતાના ખોટા તપને કારણે મેઘમાલિન્ નામના અસુરના રૂપે પુનર્જન્મ થયો. એક દિવસ પાર્શ્વએ પોતાના મહેલની દિવાલ ઉપર અર્હત્ નેમિનું ચિત્ર જોયું. અર્હત્ નેમિએ પોતાના જીવનના પ્રારંભમાં વ્રત લીધા હતા. તેથી પાર્શ્વનાથે પણ વ્રત કરવાનું નક્કી કર્યું. આથી પાર્શ્વનાથ જગાએ જગાએ ભટકે છે અને સાધુજીવન ગાળે છે. લોકોને ઉપદેશ આપે છે.

કૌશામ્બીના જંગલમાં કાયોત્સર્ગમાં ઊભા રહીને તપ કરે છે ત્યારે સર્પરાજા ધરણુ પાર્શ્વને માન આપવા માટે આવે છે અને તેના મસ્તક ઉપર ત્રણ દિવસ માટે પોતાની ફણાનું છત્ર ધરે છે અને તે રીતે તેને સૂર્યથી રક્ષણ આપે છે. કઠનો આત્મા અસુર મેઘમાલિન્ ભગવાન પાર્શ્વ ઉપર વાઘ, હાથી વગેરે સ્વરૂપે હુમલો કરે છે મેઘમાલિન્ પાર્શ્વનાથને ધિક્કારે છે તે તરફ ધરણનું ધ્યાન દોરે છે. અને ધરણ કહે છે કે "તેં પાર્શ્વનાથને કાંઈ નુકશાન કર્યું નથી પણ પાર્શ્વનાથે તને પાપમાંથી ઉગાર્યો છે કારણ તેં અશાસ્ત્રીય યજ્ઞ કરતાં ધરણને અગ્નિમાં બાળતા પાપ કર્યું હતું."

જૈન સાહિત્યમાં પાર્શ્વનાથના નામ સંબંધી જુદી જુદી વિગતો આપેલી છે. એક એ કે તે બધા વિચારોને જ્ઞાનથી સ્પર્શે છે. બીજું નામ તેમને આપવામાં આવ્યું કારણ તેના જન્મ પહેલાં તેની માતા પલંગ ઉપર સૂતેલી હતી ત્યારે તેણે એક કાળા સર્પને ગૂંચળું વળીને પડેલો જોયો. બીજી કથા આ પ્રમાણે છે પાર્શ્વ-નાથના જન્મ પહેલાં તેની માતા પલંગ ઉપર સૂતી હતી ત્યારે તેણે એક કાળા સર્પને જતો જોયો હતો. પછી તરત જ તેણે આ વાર્તા તેના પતિને કહી હતી. તે સંભારીને અને એ ગર્ભનો પ્રભાવ હતો એમ નિર્ણય કરીને રાજાએ કુમારનું પાર્શ્વ એવું નામ પાડયું.

આ વિગત પાર્શ્વનાથ ચરિતમાં પણ આપેલી છે. ત્રીજી વિગત એ રીતે બતાવેલી છે કે તે પાર્શ્વ નામના યક્ષનો અધિપતિ–નાથ હતો. તેના લાંછન સર્પ વિશે ભાગ્યે જ કાંઈ કહેવાનું બાકી રહે છે તેના જીવનમાં અને પરંપરા પ્રમાણે સર્પ મહત્ત્વનો ભાગ ભજવે છે. ગણધર–સાર્ધ શતક પ્રમાણે પાર્શ્વને નાગની નવ ફણા છત્ર તરીકે હોય છે. (पार्श्वनाथ नवफणधरण) જો કે જુદા જુદા ગ્રંથોમાં ફણાની સંખ્યા જુદી જુદી બતાવેલી હોય છે.

**૨૪. મહાવીર**: ચોવીસમા અને છેલ્લા તીર્થંકર મહાવીર જૈન સંપ્રદાયમાં સૌથી મહાન ગણાય છે. જૈનધર્મ, ઇતિહાસ અને મૂર્તિશાસ્ત્રમાં તેમનું સ્થાન સ્થિર છે. તેમના જીવનના કેટલાંયે પ્રસંગો જૈન મંદિરોમાં સ્તંભો, છતો અને ભીંતો ઉપર કોતરેલા કે ચીતરેલા મળી આવે છે. જૈન તીર્થંકરોમાં તે સિંહ સમાન હોઈને તેનું પ્રતીક સિંહ છે. તેના યક્ષ માતંગ અને યક્ષિણી સિદ્ધાયિકા છે. તેમના ચામરધારી તરીકે મગધના રાજા શ્રેણિક અથવા બિંબિસાર નામે જાણીતા થયેલા રાજા છે. શાલવૃક્ષ હેઠળ તેમને કેવલજ્ઞાન થયું છે ઉત્તર અને દક્ષિણ ભારતના તમામ જૈન સ્થળોએથી મહાવીરની દરેક કદની અસંખ્ય મૂર્તિઓ મળી આવી છે. અખંડિત મળેલી મૂર્તિઓમાં ઉપર જણાવેલ મૂર્તિનું લક્ષણ

દેખાય છે. મહાવીરની ઊભેલી અને બેઠેલી મૂર્તિઓ મોટી સંખ્યામાં અનેક કદની નાનીથી માંડીને પૂર્ણકાય સુધીની મળેલી છે. મુખ્યત્વે મહાવીર તીર્થંકરની બેઠેલી મૂર્તિઓ મળી આવી છે અને લગભગ બધા તીર્થંકરોની પણ બેઠેલી મૂર્તિઓ મળે છે, તેમના ચરિત્રને લગતા ઘણા ગ્રંથો લખાયા છે. જૈન ગ્રંથો જેવાંકે કલ્પસૂત્ર, ઉત્તરપુરાણ, ત્રિષષ્ઠિશલાકાપુરુષ ચરિત, વર્ધમાનચરિતમાંથી તેમના જીવન વિશે વિપુલ સામગ્રી મળે છે. તેના જીવનની કેટલીક અગત્યની વિગતો પૂજા અને મૂર્તિઓ સાથે સંકળાયેલી હોય છે. પાંચ કલ્યાણક જિનના જીવનમાં મહત્ત્વનો સમય ગણાય છે. આ કલ્યાણકો પણ વર્ધમાનના જીવનના રસપ્રદ પ્રસંગો સાથે સંકળાયેલા છે. ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા સિદ્ધાર્થ નામે પ્રખ્યાત રાજા અને તેને ત્રિશલા નામે મુખ્ય પટરાણી હતી. ત્રિશલાદેવીએ સિંહના લાંછનવાળા, સુવર્ણસમાન કાંતિવાળા સુંદર પુત્રને જન્મ આપ્યો. આ પુત્ર ગર્ભમાં હતો ત્યારે રાજાએ કહ્યું અમારા ઘરમાં, નગરમાં અને માંગલ્યમાં ધનાદિકની વૃદ્ધિ થયેલી છે તેથી તેનું વર્ધમાન એવું નામ પાડયું. ઉત્તર બિહારના વિદિશાના રાજવી કુટુંબમાં વર્ધમાનનો જન્મ થયો હતો. તેના પિતા સિદ્ધાર્થ કુંડપુરમાં રાજ્ય કરતા હતા. કુંડપુર નાત અથવા નાય ટોળીનું નિવાસસ્થાન હતું. તેના માતા રાણી ત્રિશલા નામે જાણીતા હતા. તેના જન્મ સાથે કથા સંકળાયેલી છે કે તીર્થંકરનો જન્મ જાલંધરના એક કુટુંબની બ્રાહ્મણ ઋષભદત્તની પત્ની દેવનન્દાને ત્યાં થવાનો હતો પણ ઈન્દ્રએ જાણ્યું કે પ્રણાલી પ્રમાણે જિને બ્રાહ્મણને ત્યાં જન્મ ન લેવો જોઈએ તેથી તેનો ગર્ભ ક્ષત્રિય કુળની રાણી ત્રિશલાના શરીરમાં દાખલ કરાયો. બાળક વર્ધમાને પોતે ભવિષ્યમાં મોટા ઉપદેશક થશે તેવા ચિહ્નો તેણે નાનપણમાં જ બતાવ્યા. પોતે ત્રીસ વર્ષનું ગૃહસ્થીજીવન ગાળ્યું પરંતુ પોતાના માતાપિતાના મૃત્યુ પછી તેણે સંન્યાસી જીવન ગાળવાનો નિર્ણય કર્યો તે માટે પોતાના ભાઈની મંજૂરી માંગી. પરંતુ વડીલબંધુના આગ્રહથી એક વર્ષ ગૃહસ્થાશ્રમમાં વધુ રહ્યા છતાં પોતાનું જીવન સાધુ જેવું પ્રભુ પરાયણ રાખતા. આવી પ્રતિમા જિવંત સ્વામી તરીકે ઓળખાય છે. પોતે સોનું, ઝવેરાત સર્વસ્વનો ત્યાગ કર્યો અને તમામ મિલ્કત દાનમાં અને સગાસંબંધીઓમાં વહેંચી નાંખી. પોતે પોતાની પાલખીમાં સુંદરવન (શ્વેત) અથવા સારથીખંડ (દિગમ્બર પ્રમાણે કુંડનગર–વૈશાલી)માં પ્રવેશ્યા અને અશોકવૃક્ષ નીચે પોતાના કિંમતી વસ્ત્રો અને અલંકારો વગેરે તજીને સન્યાસી જીવનમાં પ્રવેશીને આકારામાં આકરા તપ અને વ્રત શરૂ કર્યા.

પૂજનીય સાધુએ એક વર્ષ અને એક મહીનો વસ્ત્રો પહેર્યા ત્યારબાદ તે વસ્ત્રો વગર ફરવા લાગ્યા. પોતાની પાસે વાસણ પણ નહીં, વાસણને બદલે પોતાના હાથનો ઉપયોગ કરવા લાગ્યા મહાવીરે પૂરાં બાર વર્ષ અને છ મહિના

આકરું તપ કર્યું, પોતાના શરીર પ્રત્યે બિલકુલ બેદરકાર રહ્યા. અર્થાત્ શરીરની દરકાર તદ્દન મૂકી દીધી. સંપૂર્ણ ધૈર્ય અને સમભાવ સાથે તેણે પોતાનું તપ ચાલુ રાખ્યું અને પોતાના શરીરની શિથિલતાથી પણ તે હતોત્સાહ ન થયા. તેને પોતાને જીવન સાથે બાંધી દે કે રક્તિ થાય તેવું કાંઈ તેને ન હતું. આવા બંધન ચાર પ્રકારના હોય છે : (૧) પોતાના અધિકારની હોય તેવી ચીજો, જગા, સમય અને અનુરાગ. (૨) આ જગત કે બીજા જગતની જેણે ઇચ્છા નથી કરી. (૩) જીવન કે મૃત્યુની જેણે સ્પૃહા નથી કરી. (૪) દુનિયાના ઉત્તમોત્તમ બંધનોને પણ જેણે દૂર રાખ્યા છે, તેણે પોતે માત્ર પોતાના કર્મો ખપાવવાનું જ કાર્ય કર્યું છે.

મહાવીરે જીવનના ત્રીજા તબક્કામાં કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. બાર વર્ષના તપ અને ધ્યાન પછી મહાવીર બેંતાલીસ વર્ષની ઉંમરે તૃંભિકગ્રામ અથવા જૃંભિકગ્રામ કે જે પાર્શ્વનાથની ટેકરીઓથી દૂર નથી ત્યાં ગયા. ત્યાં ઋતુવાલિક કે ઋજુવાલિક નદીને કિનારે શાલવૃક્ષના છાયામાં ઘુંટણીએ જેમ ગાયને દોહવા બેસવું પડે તેમ સપર્યંકાસન બેઠા ત્યાં તેમને સંપૂર્ણ જ્ઞાન–કેવલજ્ઞાન થયું અને ત્યારથી તે જિન કે અર્હત્ બન્યા.

ત્યારબાદ પોતે ઉપદેશક તરીકે પોતાનું જીવન વિતાવવા લાગ્યા અને તે રીતે તેમણે ત્રીસ વર્ષ સુધી પોતાના સિદ્ધાંતો ઉપદેશ્યા અને ત્યારબાદ નિર્વાણ પ્રાપ્ત કર્યું. તેમના ઉપદેશનો મુખ્ય સૂર એ હતો કે જન્મ કે જાતિનું મહત્ત્વ નથી. શાસ્ત્રોનું પ્રામાણ્ય પણ મહત્ત્વનું નથી માત્ર કર્મ સર્વસ્વ છે. તપ દ્વારા કર્મનો નાશ કરવામાં આવે તો જન્મમરણની ઘટમાળમાંથી મુક્ત થઈ શકાય. બુદ્ધની જેમ મહાવીરે શ્રીમંત લોકોમાં સૌ પ્રથમ ઉપદેશ શરૂ કર્યો તોપણ તેના અનુયાયીઓ મધ્યમવર્ગમાંથી ઘણા મળી આવે છે. સૌ પ્રથમ તેના ટેકેદારો રાજવીઓ અને નાના નાના રાજાઓ હતા. દિગમ્બર અને શ્વેતામ્બર કથાઓમાં મહાવીર જે રાજવીઓને મલ્યા તેઓના નામ આપેલા છે અને જણાવે છે કે વિદેહનો રાજા ચેતક તેના સિદ્ધાંતોનો કેવી રીતે આશ્રિત બન્યો. અંગ દેશના રાજા કુણિકે તેને ઉષ્માભર્યો આવકાર આપ્યો. જ્યારે તે કૌશામ્બી ગયો ત્યારે ત્યાંના રાજા શતાનિકે તેને ખૂબ માન આપ્યું અને તેના ઉપદેશને ખૂબ રસથી સાંભળ્યો અને તે તેના સંઘમાં ભળી ગયો. દિગમ્બર પ્રમાણે તેણે ઉપદેશના ત્રીસ વર્ષ દરમ્યાન મગધ, બિહાર, પ્રયાગ, કૌશામ્બી, ચંપાપુરી અને બીજા ઉત્તરભારતના શક્તિશાળી રાજવીઓને જૈનધર્મમાં ભેળવ્યાં. જૈન ગ્રંથોને આધારે આ જિને ઘણાં સ્થળોની મુલાકાત લીધી હતી. પોતાના ધાર્મિક અધિકાર પ્રમાણે પહેલું ચોમાસું તેમણે

અસ્થિગ્રામ નામના શહેરમાં ગાળ્યું હતું. ત્યારબાદ તેણે ત્રણ ચોમાસા ચંપા અને પૃષ્ઠચંપામાં ગાળ્યાં, વૈશાલી પાસે વાણિજ્યગ્રામમાં બાર, રાજગૃહની પાસે નાલન્દા ગ્રામમાં ચૌદ, મિથિલામાં છ, ભદ્રિકામાં બે, શ્રાવસ્તિમાં એક, પણિત-ભૂમિમાં એક અને છેલ્લું ચોમાસું 'પાપા'માં ગાળ્યું જ્યાં તેમણે નિર્માણ ક્ષેત્ર પ્રાપ્ત કર્યું હતું. તેમનો પ્રથમ શિષ્ય ગૌતમ ઈન્દ્રભૂતિ હતો. તેણે ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કર્યું અને તેના દીક્ષા પામેલા શિષ્યોમાં તે મુખ્ય છે. પાપામાં પદ્માસનમાં બેસીને તેમણે પંચાવન ઉપદેશો આપ્યા, તેમાં તમામ કર્મના પરિણામો સમજાવ્યા. આ તમામ સંભાષણોનું પુનરાવર્તન કરતાં છેવટનો મુખ્ય ઉપદેશ ૬૬મો આપતાં ૭૨ વર્ષની ઉંમરે તે નિર્વાણ પામ્યા. આ સમય ઈ.સ. પૂ. ૫૨૭નો ગણાય છે.

તેમના નામ અને પ્રતીક આ પ્રમાણે સમજાવી શકાય. તેમના મુખ્ય બે નામો 'વર્ધમાન' અને 'મહાવીર'થી એ જાણીતા છે. જ્યારે બાળક ક્ષત્રિયાણી ત્રિશલા માતાના ગર્ભમાં હતું ત્યારે કુટુંબનો ખજાનો–સોનું, ચાંદી, ધન, ધાન્ય, રત્નો, મોતી, કિંમતી પથ્થરો વગેરે–અઢળક વધ્યાં, તેથી રાજકુમારનું 'વર્ધમાન' નામ પાડવામાં આવ્યું. તે વીર કે મહાવીર પણ કહેવાયા કારણ તેણે તેમના અનેક કર્મોને પાછા હઠાવ્યા. પ્રજાને સત્કર્મો કરવા પ્રેરણા આપી. આમ જુદા જુદા કારણોસર તેમનાં નામો પાડ્યાં હોવાનું શાસ્ત્રકારો કહે છે.

તે આધ્યાત્મિક વીર હોઈને તેનું લાંછન ખૂબ જ યોગ્ય રીતે સિંહ આપવામાં આવ્યું છે. તેના તપ, તેના મુશ્કેલ કાર્યો, તેની સહિષ્ણુતા વગેરે તેના સિંહ જેવા વ્યક્તિત્વની સચોટ સાબિતી આપે છે. જૈન તીર્થંકરોમાં તે સિંહના આત્મા સમાન છે, તે જ કારણે તેની યક્ષિણી સિદ્ધાવિકાને તેનું વાહન સિંહ આપેલું છે. તેનો યક્ષ માતંગ હાથી ઉપર સ્વારી કરે છે. આ લક્ષણ પણ રાજવીની શક્તિનો વૈભવ બતાવે છે. આ બંને વાહનો વર્ધમાનના દુન્યવી અને આધ્યાત્મિક જીવન સાથે સંકળાયેલા છે.



## પ્રકરણ-૩

## યક્ષો

યક્ષો અને યક્ષિણીઓ કે શાસનદેવતાઓ જૈન દેવદેવીઓમાં કેવી રીતે સ્થાન પામ્યા તે સંબંધી કાંઈ કહી શકાય એમ નથી. ચોક્કસાઈપૂર્વક જોઈએ તો એટલું સ્પષ્ટ કહી શકાય કે જૈન સિદ્ધાંતોની સાથે આ દેવોના અસ્તિત્વનો કાંઈ મેળ ખાતો નથી. પરંતુ આ ગૌણ દેવોના અસ્તિત્વમાં વિવિધ વિચારોનું મિશ્રણ જણાય છે. યક્ષો અને શાસનદેવતાઓના નામો જોઈએ તો તેઓનું હિંદુઓના દેવો સાથે સામ્ય જણાય છે. ઉપરાંત તેઓની સાથે સંકળાયેલા ચિહ્નો કે પ્રતીકો પણ હિંદુઓનાં જણાય છે. હિંદુઓના સાહિત્યને આધારે કહી શકાય કે કેટલીક લોકપ્રિય માન્યતાઓમાંથી યક્ષો ઉત્પન્ન થયા. બૌદ્ધ અને જૈનધર્મ પહેલાં યક્ષોની ઉત્પત્તિ મનાય છે. યક્ષોનો રાજા કુબેર કે વૈશ્રવણ કે જે શિવનો કોશાધ્યક્ષ અને અલકાનગરીનો પતિ હતો તેનો ઉલ્લેખ વારંવાર હિંદુ ગ્રંથોમાં મળે છે. એના અનુચરો ઘણા છે અને તેમાંના કેટલાંકનો જૈન શાસ્ત્રીય ગ્રંથોમાં ઉલ્લેખ મળે છે. જેમકે–પૂર્ણભદ્ર, મણિભદ્ર, શાલિભદ્ર, સુમનભદ્ર, લક્ષરક્ષ, પૂર્ણરક્ષ, શ્રવણ, સર્વયશસ્, સર્વકામ, સમૃદ્ધ, અમોઘ, અસ્મત. તેમાંના મણિભદ્ર જેનું બીજું નામ યક્ષેન્દ્ર કે યક્ષપતિ છે તેની મૂર્તિઓ ભારતની સરહદ ઉપરથી મળી હોવાને કારણે તેની પ્રાચીનતા માનવામાં આવે છે. આ ચર્ચામાંથી વિદ્વાનો એકમત થયા કે મણિભદ્ર યક્ષ છે. મણિભદ્રની મૂર્તિનો જૈન ઉદ્ભવ જણાય છે અને મણિભદ્રનું નામ યક્ષેન્દ્ર જૈન યક્ષોની યાદીમાં આપેલું છે. વળી મૂર્તિના ભદ્રપીઠમાં જે લેખ છે તે મથુરાના જૈન લેખો જેવો વંચાય છે. ભારતીય પ્રણાલી પ્રમાણે યક્ષો ધનનું રક્ષણ કરતા દેવતાઓ છે. આથી સ્વાભાવિક રીતે ધનિક વર્ગોના જૈનોએ યક્ષોને તેમના ઉત્તમ દેવોમાં સ્વીકાર્યા છે.

આગલા પ્રકરણમાં દરેક તીર્થંકરની સાથે તેના યક્ષનું નામ આપણે જોઈ ગયા છીએ, પરંતુ યક્ષોના સામાન્ય લક્ષણોનું વર્ણન તેમાં આપેલું નથી. યક્ષો તીર્થંકરોના ભક્ત છે. જૈન માન્યતા પ્રમાણે અનુચરો તરીકે દરેક તીર્થંકરની સેવા કરવા માટે ઇન્દ્ર એક યક્ષ અને એક યક્ષિણીને નીમે છે. યક્ષ તીર્થંકરની જમણી બાજુએ અને યક્ષિણી તેની ડાબી બાજુએ હોય છે. આથી તેઓ શાસન-દેવતા કે અનુચર દેવતા તરીકે પણ ઓળખાય છે. હેમચંદ્ર પ્રમાણે યક્ષ જિનના

અમુક ધાર્મિક આત્મામાંથી જન્મે છે તેથી એમ કહી શકાય કે યક્ષ જિનના શિષ્યોનો નાયક છે અને યક્ષિણી તેની સૌ પ્રથમ શ્રાવિકા છે. બુદ્ધની મૂર્તિઓમાં જેમ તેના ભક્તો પ્રતિમાને છેડે હોય છે તેવી જ રીતે તીર્થંકરની મૂર્તિઓમાં પણ યક્ષો–યક્ષિણીઓ છેવટના એટલે કે તીર્થંકર બેસે છે તે ભદ્રપીઠના ખૂણાના ભાગમાં સ્થાન ધરાવે છે. ધીરે ધીરે યક્ષોએ જૈનોમાં મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું તેથી તીર્થંકરોના પરિકરો સિવાય પણ યક્ષ–યક્ષિણીઓની સ્વતંત્ર પ્રતિમાઓ જોવામાં આવે છે. ગુજરાતમાંથી પણ તેવી કેટલીક મળી છે. પરંતુ ચોવીસે યક્ષ–યક્ષિણીઓની પ્રતિમાઓ ખાસ મળી નથી. થોડી ઘણી મૂર્તિઓ જુદી જુદી ઉપલબ્ધ થઈ છે. જૈન મંદિરોમાંથી યક્ષયક્ષિણીઓની અભિનવકલા વ્યક્ત કરતી સંખ્યાબંધ મૂર્તિઓ મળી છે તેમાં અદ્વિતીય શિલ્પસૌષ્ઠવ અને લાવણ્ય જણાય છે. આ મૂર્તિઓમાંથી જાણે ભાવવાહી સૌન્દર્ય નીતરતું હોવાનું માલૂમ પડે છે. માન્યતા પ્રમાણે યક્ષો સમૃદ્ધિના અર્ધદેવો અર્થાત્ ગૌણદેવો છે. સમૃદ્ધિના શ્રેષ્ઠ દેવ કુબેર તેમના નાયક છે. આથી પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જૈન દેવોમાં યક્ષોને શા માટે મહત્ત્વનું સ્થાન આપવામાં આવે છે? અને શા માટે તેઓ (યક્ષો) તીર્થંકરની સાથે સંકળાયેલા છે? એમ ચોક્કસપણે મનાય છે કે યક્ષો અને યક્ષિણીઓ જિનોના અગ્રિમ ભક્તો છે અને તેઓ ધનિક વેપારી વર્ગના છે ને તેમાંના કેટલાંક શ્રેષ્ઠીઓ છે. મૂર્તિઓમાં પણ તેઓ સુંદર અને કિંમતી ઝવેરાત પહેરેલા તેમજ હાથમાં ધનની કોથળી વગેરે સાથે હોય છે. જૈનસાહિત્યમાં કેટલીક અર્ધ-પૌરાણિક કથાઓ કેટલાંક યક્ષો અને યક્ષિણીઓનું મૂળ–ઉત્પત્તિ બતાવે છે. દરેક યક્ષ કે શાસનદેવતાના મૂર્તિ શિલ્પોના આવશ્યક લક્ષણો–પરિચય અર્થાત્ શાસ્ત્રિયવિધાનો અત્રે રજૂ કરવામાં આવ્યાં છે. પરિકરોમાંથી મળતી યક્ષની મૂર્તિઓ તથા સ્વતંત્ર પ્રતિમાઓના વર્ણનો જોઈએ.

૧. **ગોમુખ** : સૌ પ્રથમ તીર્થંકર ઋષભદેવના યક્ષ તરીકે ગોમુખ સંકળાયેલા છે. જૈન ધર્મના બંને સંપ્રદાયોના ગ્રંથો ગોમુખ યક્ષના લક્ષણમાં એકમત છે. તેના જમણા હાથમાં વરદમુદ્રા અને અક્ષમાલા છે જ્યારે ડાબા હાથમાં પાશ (દિગમ્બર પ્રમાણે પરશુ) અને બિજોરું છે. કેટલાક ગ્રંથો પ્રમાણે તેનું વાહન વૃષભ છે જ્યારે બીજાં ગ્રંથો પ્રમાણે ગજ છે. તેનો વર્ણ સોનેરી કરવામાં આવે છે ઉપરાંત દિગમ્બર ગ્રંથો પ્રમાણે તેના મસ્તક ઉપર ધર્મચક્રનું પ્રતીક હોય છે. ગોમુખની મૂર્તિઓ બે પ્રકારની મળે છે. તીર્થંકરથી સ્વતંત્ર યક્ષની મૂર્તિ મોટા કદની હોય છે અને બીજા પ્રકારમાં તીર્થંકરના અનુચર તરીકે સંકળાયેલી હોય તો તે મૂર્તિ નાના કદની કરવામાં આવે છે. તેના તીર્થંકર આદિનાથ છે.

ભારતમાંના ઘણાંયે જૈન સ્થાનકોમાંથી આદિનાથ તીર્થંકરની મૂર્તિઓ મળી આવે છે. બંને પ્રકારની યક્ષની મૂર્તિઓમાં મૂર્તિશાસ્ત્રના લક્ષણ પ્રમાણે મૂર્તિઓ થયેલી જણાતી નથી. યક્ષની ગ્વાલિયરમાંથી મળેલી મૂર્તિઓના હાથમાં દંડ, પરશુ વગેરે જણાય છે. કેમકે મૂર્તિકારે યક્ષની મૂર્તિ બનાવવામાં કેટલીક છૂટ લીધેલી હોય એમ જણાય છે. આ યક્ષનું નામ અને પ્રતીક નીચે પ્રમાણે સમજાવી શકાય. તેનું વૃષભના જેવું મુખ, વૃષવાહન અને ધર્મચક્ર પ્રતીક વગેરે ઋષભનાથ કે વૃષભનાથ સાથેનો તેમનો ઘનિષ્ઠ સંબંધ બતાવે છે. ઋષભનાથમાં પણ વૃષ અને ધર્મચક્ર મહત્ત્વનાં લક્ષણો છે. બીજા એક ગ્રંથના આધારે આ યક્ષ મહાદેવ અથવા ધર્મની સાથે સામ્ય ધરાવે છે. વૃષભદેવ સૌ પ્રથમ જૈન ઉપદેશક હતા તેથી તેમનું પ્રતીક વૃષભ છે, જે ધર્મનું પ્રતીક છે. રૂપમંડન અને રૂપાવતારના કર્તા આ યક્ષનું વાહન હાથી હોવાનું જણાવે છે. આવી ગોમુખ યક્ષની એક પ્રતિમા શત્રુંજય ઉપર મોતીશાની ટુંકમાં મુખ્ય દેરાસરમાં છે. તેને ચાર હાથ છે તેમાં વરદ, અંકુશ, પાશ અને માલા વગેરે ધારણ કર્યા છે. આ યક્ષ અર્ધપદ્માસનમાં હાથી ઉપર આરૂઢ થયેલાં બતાવેલાં છે.

૨. **મહાયક્ષ**: બીજા તીર્થંકર અજિતનાથ ભગવાનના આ યક્ષ છે. દિગમ્બર તેમજ શ્વેતામ્બર ગ્રંથોના પ્રમાણે આ યક્ષ હાથી ઉપર સવારી કરે છે તેને ચારમુખ અને આઠ હાથ હોય છે. આઠે હાથમાં શસ્ત્રો ધારણ કરેલાં છે. જુદા જુદા ગ્રંથો શસ્ત્રો તેમજ હાથની સંખ્યા પણ જુદી જુદી જણાવે છે. શસ્ત્રોની બાબતમાં બધા ગ્રંથો એકમત થતા નથી. શ્વેતામ્બર ગ્રંથો પ્રમાણે તેમના જમણા હાથમાં વરદ, મુદ્‌ગર, અક્ષમાલા અને પાશ અને ડાબા હાથમાં બિજોરૂં, અભય, અંકુશ અને શક્તિ ધારણ કરેલાં હોય છે. જ્યારે દિગમ્બર ગ્રંથો પ્રમાણે ચક્ર, ત્રિશૂળ, પદ્મ અને અંકુશ ડાબા હાથમાં અને ખડ્ગ, દંડ, પરશુ અને વરદમુદ્રા જમણા હાથમાં આપેલાં હોય છે. આ બંને સંપ્રદાયના ગ્રંથો પ્રમાણે મૂર્તિના વર્ણમાં પણ ભેદ છે. શ્વેતામ્બર પ્રમાણે યક્ષનો શ્યામવર્ણ અને દિગમ્બર પ્રમાણે યક્ષનો સોનેરી વર્ણ. મહાયક્ષની સ્વતંત્ર મૂર્તિઓ મળતી નથી પણ અજિતનાથ તીર્થંકરની સાથે જોવામાં આવે છે તેથી અજિતનાથ તીર્થંકરનું લાંછન પણ સાથે જણાય છે. અજિતનાથ તીર્થંકરનું લાંછન ગજ છે અને તે પ્રતીક મહાયક્ષનું પણ છે. મહાયક્ષને ચાર મુખ હોવાને કારણે આઠ હાથ બતાવેલા છે. આ યક્ષની કોઈ સ્વતંત્ર પ્રતિમા જાણવામાં આવી નથી, પરંતુ અજિતનાથ ભગવાનના પરિકરોમાંથી તેની કેટલીયે નાની મોટી મૂર્તિઓ જોવામાં આવે છે.

૩. **ત્રિમુખ**: ત્રીજા તીર્થંકર સંભવનાથ–સ્વામિના યક્ષ ત્રિમુખ છે. દિગમ્બર અને શ્વેતામ્બર પ્રમાણે યક્ષને ત્રણ નેત્ર, ત્રણ મુખ, છ હાથ હોય છે.

આ યક્ષનો વર્ણ શ્યામ છે. તે મયૂર ઉપર સ્વારી કરે છે. પરંતુ હાથમાંના શસ્ત્રો માટે બંને સંપ્રદાયના ગ્રંથો એકમત થતા નથી. શ્વેતામ્બર પ્રમાણે તેની જમણી બાજુની ભુજાઓમાં નકુલ, ગદા અને અભયમુદ્રા અને ડાબી ત્રણ ભુજાઓમાં બિજોરું, અક્ષસૂત્ર અને માળા (હાર) હોય છે. દિગમ્બર પ્રમાણે તેના હાથમાં નીચે પ્રમાણે ૭ ચીજો હોય છે: જમણા હાથમાં ચક્ર, તલવાર અને અંકુશ, ડાબા હાથમાં દંડ, ત્રિશૂળ અને કટારી (કરવત) હોય છે. ત્રિમુખની સ્વતંત્ર પ્રતિમાઓ મળતી નથી. પરંતુ ત્રીજા જિન સંભવનાથના પરિકરોમાં યક્ષની નાની મોટી આકૃતિઓ કંડારેલી નજરે પડે છે. આ આકૃતિઓ શાસ્ત્રીય વર્ણનને બંધબેસતી આવે છે. તેનું વાહન મોર છે અને યક્ષિણીનું વાહન કેટલાંકના મતે હંસ છે. યક્ષિણી પ્રજ્ઞપ્તિ વિદ્યાદેવી ગણાય છે. બીજી વિદ્યાદેવીઓનું વાહન મયૂર છે. આયક્ષને ત્રણ મુખ હોવાને કારણે તે ત્રિમુખના નામે ઓળખાય છે.

**૪. યક્ષેશ્વર—યક્ષનાયક :** ચોથા તીર્થંકર અભિનન્દનના યક્ષ યક્ષેશ્વર છે. તેનું વાહન હાથી છે. તેનો વર્ણ શ્યામ છે. તેને ચાર હાથ છે. તેના વર્ણનમાં જુદા જુદા સંપ્રદાય જુદા જુદા મત ધરાવે છે. શ્વેતામ્બર પ્રમાણે યક્ષના જમણા હાથમાં બિજોરું, અક્ષમાળા અને ડાબા હાથમાં નકુલ અને અંકુશ હોય છે. જ્યારે બીજા મત પ્રમાણે તેના હાથમાં ધનુષ, ઢાલ, તલવાર વગેરે આયુધો ધારણ કરે છે. બીજા યક્ષોની જેમ આ યક્ષની પણ સ્વતંત્ર પ્રતિમાઓ મળતી નથી. અભિનન્દન જિનની પ્રતિમાના પરિકરમાં આ યક્ષની આકૃતિ કંડારેલી હોય છે. શાસ્ત્રીય ગ્રંથોની સાથે તેનું લાંછન મળતું આવે છે. યક્ષોના રાજા તરીકે આ યક્ષ યક્ષેશ્વરને વર્ણવવામાં આવે છે. આ યક્ષને શિલ્પ રત્નાકરમાં ઈશ્વર નામ આપવામાં આવ્યું છે. યક્ષોનો રાજા હોઈને ખૂબ શક્તિશાળી હોય છે. તેનું પ્રતીક હાથી છે. તેના હાથમાં અંકુશ છે. અંકુશ હાથી માટે ઉપયોગી બને છે. તે હાથીના વાહન ઉપર બેસનાર છે. યક્ષેશ્વર એ સર્વે યક્ષોનો અધિપતિ મનાતો હોઈ તેનું વર્ણન રાજા જેવું દબદબાભર્યું શાસ્ત્રકારોએ કલ્પ્યું છે. યક્ષોનો પ્રમુખ કુબેર મનાય છે, અને આ યક્ષનું વર્ણન પણ કુબેરને મળતું આવે છે. બૌદ્ધ સંપ્રદાયમાં કુબેરનું સ્થાન જંભલે લીધું છે, તેને અનુરૂપ વર્ણન જૈન સંપ્રદાયમાં યક્ષનાયકનું છે. યક્ષનાયક યક્ષની એક પ્રતિમા શત્રુંજ્ય ઉપર ચોમુખજીની ટુંકમાં, ઉપરના એક મંદિરની અંદર ગોખલામાં બેસાડેલી છે, તેમાં તેને ચાર હાથ છે, પરંતુ બે હાથ ઢીંચણ ઉપર ટેકવેલા છે અને બીજા બે હાથમાં આયુધો આપેલાં છે તેના વાહન તરીકે તેની પાસે હાથી મૂકેલો છે.

**૫. તુમ્બુરૂ :** પાંચમા તીર્થંકર સુમતિનાથ પ્રભુના તીર્થમાં શ્વેત વર્ણ-

વાળો, ગરૂડના વાહનવાળો, બે દક્ષિણ ભુજામાં વરદ અને શક્તિને ધારણ કરવાવાળો તથા બે વામ ભુજામાં ગદા અને પાશને રાખનારો તેમજ સદા સાનિધ્યમાં રહેનારો તુંબુરૂ નામે યક્ષ શાસનદેવતા થયો. તેનું વાહન ગરૂડ જૈનધર્મના બંને સંપ્રદાયોમાં સ્વીકારાયેલું છે. દિગમ્બર પ્રમાણે તેના બે હાથમાં બે સર્પ, ફળ અને વરદ હોય છે. આ ઉપરાંત દિગમ્બર શાસ્ત્રો તુમ્બુરૂના યજ્ઞોપવિત રૂપે પણ સર્પ બતાવે છે. ધર્મમાં તુમ્બુરૂને ગંધર્વ તરીકે જણાવે છે તેમજ દેવોના વાદ્ય વગાડનાર તરીકે ઓળખાવે છે. જૈન દેવતાગણમાં તે સુમતિનાથના અનુચર તરીકે જણાવે છે તેથી વાજિંત્રોને બદલે તેના હાથમાં નિષ્પ્રાણ આયુધો બતાવેલા છે. તે અને તેની યક્ષિણી પુરૂષદત્તા પક્ષી ઉપર સ્વારી કરે છે. યક્ષનું વાહન ગરૂડ અને યક્ષિણીનું ચક્રવાક પક્ષી છે. જિન સુમતિનાથનું વાહન પણ ચક્રવાક (હંસ) છે. તુંબુરૂ યક્ષની નાની મોટી કેટલીક પ્રતિમાઓ સુમતિનાથ ભગવાનના પરિકરોમાંથી મળે છે. પરંતુ તુંબુરૂ યક્ષની સ્વતંત્ર પ્રતિમાઓ હજુ સુધી મળી નથી.

**૬. કુસુમ અથવા પુષ્પયક્ષ** : છઠ્ઠા તીર્થંકર પદ્મપ્રભ ભગવાનના કુસુમ યક્ષનો વર્ણ નીલ છે. શ્વેતામ્બર અને દિગમ્બર પ્રમાણે તેનું પ્રતીક કાળિયાર (મૃગ) છે. છતાં પણ આ બંને સંપ્રદાયમાં તેના હાથમાંના આયુધો માટે ભિન્ન મત છે. શ્વેતામ્બર પ્રમાણે યક્ષને ચાર હાથ હોય છે તેમાંના જમણાં હાથમાં ફળ અને અભય અને ડાબા હાથમાં અક્ષમાળા અને નકુલ હોય છે. દિગમ્બર પ્રમાણે યક્ષના હાથમાં કુન્ત (ભાલો), વરદમુદ્રા, ખેટક (ઢાલ) અને અભયમુદ્રા હોય છે. યક્ષનું નામ કુસુમ અથવા પુષ્પ છે. તેના તીર્થંકરનું પ્રતીક પણ પુષ્પ (રાતું કમળ) છે. તેનું (યક્ષનું) પ્રતીક હરણ છે, તે તેની ચપળતા, ઝડપ વગેરેનો ભાવ રજૂ કરે છે. માટે જ તેની યક્ષિણીનુ નામ મનોવેગા એટલે મનના જેવા વેગવાળી ઉચિત આપેલું છે. આ યક્ષની પણ સ્વતંત્ર મૂર્તિઓ મળતી હોવાનું માલમ પડયું નથી.

**૭. માતંગ અથવા વરનન્દિ** : સુપાર્શ્વનાથ પ્રભુના તીર્થમાં થયેલો શ્યામ શરીરવાળો, 'હસ્તીના વાહન ઉપર બેસનારો', બે જમણી ભુજામાં બિલ્વ અને પાશને ધારણ કરવાવાળો અને બે વામભુજામાં નકુલ અને અંકુશને ધારણ કરવાવાળો માતંગ નામે યક્ષ સુપાર્શ્વ પ્રભુની પાસે રહેનારો શાસન દેવતા થયો. તેનું પ્રતીક બંને સંપ્રદાયમાં જુદું છે. શ્વેતામ્બર તેને હાથીનું વાહન આપે છે. જ્યારે દિગમ્બર ગ્રંથકારો તેને સિંહ ઉપર સ્વારી કરાવે છે. તેવી જ રીત યક્ષના હાથમાં ધારણ કરવાની વસ્તુઓમાં પણ ફરક છે. શ્વેતામ્બર પ્રમાણે તેના હાથમાં બિલ્વફળ, પાશ, નકુલ અને અંકુશ હોય છે. જ્યારે દિગમ્બર ગ્રંથકારો પૈકી પ્રવચનસારોદ્ધાર પ્રમાણે દંડ, ભાલો, સ્વસ્તિક અને ધ્વજ તેના હાથમાં

બતાવે છે. પ્રતિષ્ઠાસાર સંગ્રહકાર તેને બે હાથ હોવાનું અને તેનું મોઢું વાંકુ હોવાનું કહે છે. સુપાર્શ્વનાથની પ્રતિમાના પરિકર ઉપર આ યક્ષની આકૃતિ હોય છે તે મૂર્તિલક્ષણ પ્રમાણે યથાર્થ જણાય છે. તેનું નામ માતંગ (હાથી) છે તેથી તેને હાથીનું વાહન આપેલું છે. તેથી જ તેના હાથમાં અંકુશ પણ આપેલું છે. દિગમ્બર પ્રમાણે તેના હાથમાં સ્વસ્તિક છે તે તેના જિન સુપાર્શ્વનાથનું લાંછન છે. 'ગુજરાતનું મૂર્તિવિધાન' (પૃ. ૪૭૯)માં લેખક લખે છે કે "મૃતિવિધાયક શિલ્પિઓ આયુધો કે ઉપકરણો મૂકવામાં કેટલીક વખત સ્વતંત્રતા લેતા હોય છે તેથી જ માતંગ યક્ષની પ્રતિમામાં નકુલના બદલે સર્પ મૂકયો હોય તે બનવા જોગ છે."

૮. **વિજય :** તીર્થંકર ચંદ્રપ્રભુનો શાસનદેવતા વિજય નામે યક્ષ હંસના વાહનવાળો, દક્ષિણ ભુજામાં ચક્ર, અને વામ ભુજામાં મુદ્દગરને ધારણ કરનારો છે. દિગમ્બર ગ્રંથ પ્રમાણે તેને ત્રણ આંખો હોય છે. તેના ચાર હાથની અંદર ફળ, અક્ષમાળા, પરશુ અને વરદમુદ્રા ધારણ કરે છે. શ્વેતામ્બરો પણ થોડાંક ફેરફાર સાથે તેને ત્રણ ચક્ષુઓ હોય છે તેમ જણાવે છે. વળી તેનું વાહન હંસ હોય છે તેના બે હાથમાં ચક્ર અને ગદા ધારણ કરે છે. તે વિજય નામે જાણીતો છે. તેનો વર્ણ શ્યામ કરવામાં આવે છે. આ યક્ષની સ્વતંત્ર પ્રતિમા મળતી નથી પણ ચંદ્રપ્રભ તીર્થંકરના શિલ્પમાં યક્ષની આકૃતિ હોય છે.

૯. **અજિત** : બંને સંપ્રદાયોએ જિન સુવિધિનાથના આ યક્ષનું વાહન કૂર્મ સ્વીકારેલું છે. બીજાં લક્ષણોમાં બંને સંપ્રદાયોમાં ફેર છે. શ્વેતામ્બર મૂર્તિના હાથમાં બિજોરું, અક્ષમાળા, નકુલ અને કુન્ત (ભાલો) હોય છે. દિગંબર ગ્રંથ પ્રમાણે મૂર્તિના હાથમાં શક્તિ, વરદમુદ્રા, ફળ, અને અક્ષમાળા હોય છે. તેનું પ્રતીક તેની યક્ષિણીના પ્રતીકની જેમ (દિગમ્બર પ્રમાણે) કૂર્મ હોય છે. શ્વેતાંબર પ્રમાણે તેના હાથમાં ઘટ હોય છે. ઘટને જળ સાથે સંબંધ હોય છે જો કે બધા સંપ્રદાયો જિન સુવિધિનાથના લાંછનની જેમ તેનો સંબંધ જળચર–મગર કે કરચલા સાથે સ્વીકારે છે. શ્રી ત્રિષષ્ઠિશલાકાપુરુષ (પર્વ ૩ સર્ગ ૭) પ્રમાણે પ્રભુશ્રી સુવિધિનાથના તીર્થમાં શ્વેત અંગવાળો, કાચબાના વાહનવાળો, બે દક્ષિણ ભુજાઓમાં બિજોરૂં અને અક્ષસૂત્ર તથા બે વામ ભુજાઓમાં નકુલ અને ભાલાને ધારણ કરનારો અજિત નામે યક્ષ પ્રભુની નજીક રહેનારો શાસનદેવતા થયો.

૧૦. **બ્રહ્મયક્ષ :** પ્રભુ શીતલનાથના આ યક્ષને ચાર મુખ, ત્રણ આંખો, આઠ હાથ અને પદ્માસન હોય છે. શ્વેતામ્બર પ્રમાણે શ્વેતવર્ણવાળા યક્ષની જમણી ભુજામાં બિજોરૂં, મુદ્દગર, પાશ અને અભય છે અને ડાબી ભુજામાં નકુલ, મુદ્દગર, અંકુશ અને અક્ષમાલા છે. દિગમ્બર ગ્રંથકારો બ્રહ્મયક્ષનું આવું જ વર્ણન આપે છે પણ તેમાં આયુધની

બાબતમાં થોડો ફરક છે. ધનુષ, દંડ, ઢાલ, તલવાર વરદ મુદ્રા વગેરે જણાવી બાકીના શ્વેતામ્બર પ્રમાણે કહે છે. બ્રાહ્મણધર્મના દેવ બ્રહ્માની સાથે આ યક્ષમાં ઘણું સામ્ય જણાય છે. જેમકે બ્રહ્માને ચારમુખ (ચતુર્મુખ) છે, પદ્માસન પણ બ્રહ્માની જેમ આ યક્ષને પણ આપવામાં આવેલું છે. શ્વેતામ્બર પ્રમાણે તેની યક્ષિણી અશોકાને પદ્માસન હોય છે. પરંતુ દિગમ્બર પ્રમાણે યક્ષિણીને તેના રથ માટે કાળા વરાહ હોય છે. તેનું ચિહ્ન ઉષા હોવાથી તે જૈનોની ઉષાદેવી કહેવાય છે.

**૧૧. ઈશ્વરયક્ષ :** અગિયારમા તીર્થંકર શ્રેયાંસનાથના યક્ષને બધા સંપ્રદાયો વૃષભનું વાહન આપે છે. તેને ત્રણ આંખો અને ચાર હાથ હોય છે. દિગમ્બર પ્રમાણે આ યક્ષના હાથમાં ત્રિશૂલ, દંડ, અક્ષમાળા અને ફળ હોય છે. આ યક્ષની મૂર્તિના હાથમાં શ્વેતામ્બર પ્રમાણે બે દક્ષિણ હાથમાં બિજોરું અને ગદા છે અને બે વામ ભુજામાં નકુલ અને અક્ષમાળા છે. આ યક્ષ વૃષભ વાહનવાળો છે. તે શ્વેતકાંતિને ધારણ કરે છે. બ્રાહ્મણ ધર્મના શિવ કે ઈશ્વરના જેવું તેનું સામાન્ય વર્ણન લાગે છે. તેની યક્ષિણીનું નામ દિગમ્બર પ્રમાણે ગૌરી છે. શ્વેતામ્બર પ્રમાણે યક્ષિણી માનવી નામે છે અને તે હાથી ઉપર સ્વારી કરે છે. આમાં જોઈ શકાય છે કે બ્રાહ્મણધર્મના જૂના દેવો પણ તીર્થંકરની પાસે ગૌણ બને છે અને સપત્ની સેવામાં હાજર થાય છે.

**૧૨. કુમાર :** વાસુપૂજ્ય તીર્થંકરનો યક્ષ કુમાર નામે છે. દિગમ્બર અને શ્વેતામ્બર યક્ષ કુમારને શ્વેતવર્ણના કહે છે. ઉપરાંત તેને હંસનું વાહન આપે છે. દિગમ્બર તેને ત્રણમુખવાળા અને છ ભુજાવાળા કહે છે, શ્વેતામ્બર તેને ચતુર્ભુજ કહે છે. દિગમ્બર પ્રમાણે ધનુષ, નકુલ, ફલ, ગદા, વરદ વગેરે આયુધો તેના હાથમાં હોય છે. જ્યારે શ્વેતામ્બર પ્રમાણે બીજોરું, તીર, નકુલ અને ધનુષ તેના હાથમાં હોય છે. આ યક્ષનું નામ કુમાર છે તેનું સામ્ય બ્રાહ્મણધર્મના કુમાર શિવપુત્ર –કાર્તિકેય સાથે છે. પરંતુ કાર્તિકેયનું વાહન મયૂર છે જ્યારે આ યક્ષ કુમારનું વાહન હંસ છે. પરંતુ બીજા યક્ષ ચતુર્મુખ જે બ્રહ્માનું બીજું નામ છે. તેનું વાહન મોર છે જ્યારે બ્રહ્માનું વાહન હંસ છે. આ બંને યક્ષોના વાહનો કે પ્રતીકોમાં ન સમજાય તેવું વૈષમ્ય છે. કુમાર યક્ષની સ્વતંત્ર પ્રતિમાઓ કોઈ સ્થળે મળી હોય તેવું જાણવામાં નથી.

**૧૩. ષણ્મુખ અથવા ચતુર્મુખ યક્ષ :** આ યક્ષનો વર્ણ શ્વેત હોય છે. દિગમ્બર પ્રમાણે તે ચતુર્મુખ યક્ષ કહેવાય છે અને શ્વેતામ્બર પ્રમાણે તે ષણ્મુખ યક્ષ છે. બંને સંપ્રદાય તેને વાહન મયૂર આપે છે. એક મત પ્રમાણે ચતુર્મુખને બાર હાથ હોય છે અને બીજા મત પ્રમાણે તેને આઠ હાથ હોય છે. ષણ્મુખને બાર હાથ હોય છે. તેમાં તે નીચેના આયુધો ધારણ કરે છે :

ફળ, ચક્ર, બાણુ, તલવાર પાશ, અક્ષસૂત્ર, નકુલ, ચક્ર, ધનુષ, ઢાલ, અંકુશ અને અભય. ચતુર્મુખના આઠ હાથ હોય તો તેમાં પરશુ, વાંકી કટાર, અક્ષમણિ (?), ઢાલ, દંડ વગેરે આયુધો હોય છે. હિંદુધર્મશાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે કુમાર કે કાર્તિકેય સાથે ષણ્મુખ યક્ષનું સામ્ય જણાય છે. શ્વેતામ્બર યક્ષ ષણ્મુખ કહેવાય છે જેને છ મુખ અને બાર હાથ હોય છે જે કાર્તિકેયનુ બીજું નામ છે વળી તેનું વાહન મયૂર છે, જેના ઉપર કાર્તિકેય સ્વારી કરે છે. મયૂર તે કાર્તિકેયનું પ્રતીક છે. આ યક્ષ જિન વિમલનાથનો છે.

**૧૪. પાતાલયક્ષ** : અનંતનાથ ભગવાનનો આ યક્ષ છે. શ્વેતામ્બર અને દિગમ્બર પ્રમાણે આ યક્ષને ત્રણ મુખ અને છ હાથ હોય છે. તેનો વર્ણ રાતો હોય છે તેનું વાહન મગર છે. દિગમ્બરના મતે તેના હાથમાં અંકુશ, ભાલો, ધનુષ, પાશ, હળ અને ફળ હોય છે. તેના મસ્તક ઉપર નાગની ત્રણ ફણાવાળું છત્ર હોય છે. શ્વેતામ્બર પ્રમાણે તેના જમણા હાથમાં પદ્મ, તલવાર, અને પાશ, હોય છે. ડાબા હાથમાં નકુલ, ફળ અને અક્ષમાળા હોય છે. તેનું નામ પાતાલ નાગરાજા અનન્ત સાથે સંકળાયેલું જણાય છે.

નાગરાજા પણ પાતાલલોકના કહેવાય છે. તેથી જ તેને પ્રતીક રૂપે ત્રણ ફણાવાળા નાગનું છત્ર આપવામાં આવેલું છે. નાગ લોકોનો તે અધિષ્ઠાતા દેવ જણાય છે અને તેની સાથેનું હળ ખેતીનું પ્રતીક બને છે. આ યક્ષની પરિકર સિવાયની કોઈ પ્રતિમા મળી હોય એમ જણાતું નથી.

**૧૫. કિન્નરયક્ષ** : બંને સંપ્રદાયો પ્રમાણે આ યક્ષને છ હાથ અને ત્રણ મુખ હોય છે. જ્યારે શ્વેતામ્બર પ્રમાણે તેનું વાહન કૂર્મ છે અને દિગમ્બર તેનું વાહન મત્સ્ય (માછલું) આપે છે. શ્વેતામ્બર પ્રમાણે તેના હાથમાં બિજોરું, ગદા, અભય, નકુલ, પદ્મ, અને અક્ષસૂત્ર હોય છે. રક્તવર્ણી અને તેજસ્વી કિન્નર નામનો યક્ષ શાસનદેવતા થયો. દિગમ્બર ચક્ર, વજ્ર, અંકુશ, ગદા, અક્ષસૂત્ર અને વરદમુદ્રા યક્ષના હાથમાં હોવાનું જણાવે છે. કેટલીકવાર યક્ષના પ્રતીકો સમસ્યારૂપ હોય છે. તેથી સ્પષ્ટ થાય છે કે યક્ષનો વિચાર (કલ્પના) પ્રાચીન પ્રણાલીમાંથી ઉદ્‌ભવ્યો હોય. સામાન્ય રીતે કિન્નરો અશ્વમુખી માનવ આકૃતિઓ મનાય છે અને કુબેર તેમનો નાયક ગણાય છે. ધીરે ધીરે આ યક્ષોને નાગ, કિન્નર, ગરૂડ, ગંધર્વ વગેરે સાથે સંકળાયેલા જોઈએ છીએ. જો કે જિનોની સાથે જે સ્વરૂપે આપણે આ યક્ષોને જોઈએ છીએ તે જૈનોની નવી શોધ છે. જૈનો પ્રમાણે યક્ષને ત્રણ મુખ તે મૌલિક વિચાર છે. યક્ષને દિગમ્બરે આપેલું મત્સ્યનું પ્રતીક

શ્વેતામ્બરે આપેલા યક્ષિણી કંદર્પાના પ્રતીક સાથે મેળ ખાય છે. આ યક્ષ ધર્મનાથ ભગવાનનો છે.

**૧૬. ગરૂડયક્ષ :** શ્રી ત્રિષષ્ઠિશલાકાપુરુષ ચરિત (સર્ગ ૫, પર્વ ૫) પ્રમાણે વરાહ વાહનવાળો શ્યામવર્ણ ધારણ કરનારો, વરાહના જેવા મુખવાળો ગરૂડ નામે યક્ષ શાંતિનાથ પ્રભુનો શાસનદેવતા થયો. હેમચંદ્રાચાર્ય તેને હાથીનું વાહન આપે છે. આ યક્ષને ચાર હાથ હોય છે. શ્વેતામ્બર પ્રમાણે તેના હાથમાં બિજોરૂં, પદ્મ, નકુલ અને અક્ષસૂત્ર હોય છે. જ્યારે દિગમ્બર પ્રમાણે તેના હાથમાં પદ્મ, ફળ વજ્ર અને ચક્ર હોય છે. ગરૂડયક્ષ શાન્તિનાથ તીર્થંકરના સેવક છે. કેટલીક પ્રતિમામાં તે વાહન વરાહ ઉપર સ્વારી કરે છે અને તેના હાથમાં ગદા, અક્ષસૂત્ર બિજોરૂં અને સર્પ હોય છે. પૌરાણિક પક્ષી ગરૂડ તેના એક પંજામાં હાથી અને બીજામાં કૂર્મ પકડે છે તેથી ગરૂડયક્ષનું પ્રતીક હાથી સાભિપ્રાય આપેલું જણાય છે.

**૧૭. ગંધર્વયક્ષ :** આ કુંથુનાથ જિનનો યક્ષ છે. દિગમ્બર પ્રમાણે આ યક્ષ પક્ષી (પક્ષીનું નામ નથી આપેલું) ઉપર સવારી કરે છે અને તેને ચાર હાથ હોય છે. તેના ઉપલા હાથમાં સર્પ, અને પાશ ને નીચેલા બે હાથમાં ધનુષ હોય છે. શ્વેતામ્બર તેનું વાહન હંસ આપે છે અને તેના ચાર હાથમાં વરદ, પાશ, બિજોરૂં અને અંકુશ આપે છે. ગંધર્વો ગૌણ દેવતાઓ તરીકે ગણાય છે અને તેઓ દેવોના ગવૈયાઓ તરીકે જાણીતા છે. યક્ષો દરેક જાતના ગૌણ દેવોમાંથી ઉદ્ભવેલા છે. તેથી સ્વાભાવિક રીતે ગંધર્વોને પણ યક્ષોમાં સ્થાન મળેલું છે. તેનું વાહન પક્ષી કે હંસ છે. પક્ષીઓ એટલે આકાશમાંથી આવતો કલરવ. આકાશમાં ગંધર્વનગર હોવાની કલ્પના છે તેથી તેના વાહનનો અર્થ અહીં બંધબેસતો કરવામાં આવેલો છે. ત્રિષષ્ઠિશલાકાપુરુષ ચરિત્ર (પર્વ–૬ સર્ગ–૬) પ્રમાણે ગંધર્વ યક્ષને રથનું વાહન હોય છે. તેમજ તે શ્યામ વર્ણવાળા હોય છે.

**૧૮. યક્ષેન્દ્ર :** આ યક્ષ અરનાથ તીર્થંકરના છે. તે શ્યામવર્ણના છે. જૈનધર્મના બંને સંપ્રદાયોના મતે આ યક્ષને છ મુખ, બાર હાથ અને ત્રણ નેત્ર હોય છે. શ્વેતામ્બર પ્રમાણે આ યક્ષને છ મુખ હોઈને તે ષણ્મુખ નામે પણ ઓળખાય છે. તેનું વાહન શંખરથ છે અને તેમના હાથમાં બિજોરૂં, બાણ, તલવાર, મુદ્ગર, પાશ અને અભય તેમજ નકુલ, ધનુષ, ઢાલ, શૂળ, અંકુશ અને અક્ષસૂત્ર હોય છે. દિગમ્બર ગ્રંથ પ્રવચનસારોદ્ધાર તેનું વાહન મયૂર હોવાનું કહે છે દિગમ્બર તેને ખેન્દ્ર કહે છે, અને તેના બાર હાથમાં ધનુષ, વજ્ર, પાશ, ગદા, અંકુશ, વરદ, બાણ, ફળ, માળા વગેરે હોવાનું સૂચવ્યું છે. જુદા જુદા ગ્રંથકારો તેના વાહનો માટે વિવિધતાઓ નોંધે છે. ત્રિષષ્ઠિશલાકા અને શિલ્પરત્નાકર તેનું

વાહન શંખ સૂચવે છે. નામ અને વર્ણન પ્રમાણે બ્રાહ્મણધર્મના—ષડાનન—કાર્તિકેય સાથે જૈનધર્મના આ યક્ષનું વિધાન મોટે ભાગે સામ્ય ધરાવે છે. ષડાનનનું વાહન મયૂર છે તે હિંદુ અને જૈન બંને એ સ્વીકારેલું છે. વિમલનાથના ષણ્મુખ યક્ષની સાથે આ યક્ષનું સામ્ય જણાય છે. ખેન્દ્ર નામ (ખ = આકાશ અને ઈન્દ્ર) આકાશી ઈન્દ્રનો ભાવ ધરાવે છે. ઈન્દ્ર દિક્‌પાલોમાંના એક છે. યક્ષ હાથમાં વજ્ર ધારણ કરે છે.

**૧૯. કુબેર :** દિગમ્બર તેમજ શ્વેતામ્બર બંને સંપ્રદાયો મલ્લિનાથ ભગવાનના આ યક્ષ કુબેરની મૂર્તિઓ અંગેના લક્ષણો સરખાં આપે છે. શિલ્પરત્નાકર અને ત્રિષષ્ઠિશલાકા કુબેરનો વર્ણ મેઘધનુષ જેવો જણાવે છે. બીજા ગ્રંથકાર શ્વેતવર્ણ કહે છે. તેનું વાહન હાથી છે. તેને આઠ હાથ અને ચાર મુખ કરવામાં આવે છે. શ્વેતામ્બર કુબેરયક્ષના જમણા હાથમાં વરદ, પરશુ, ત્રિશૂલ અને અભય બતાવે છે જ્યારે ડાબા ચાર હાથમાં બિજોરૂં, શક્તિ, મુદ્‌ગર અને અક્ષસૂત્ર આપે છે. દિગમ્બર મૂર્તિના હાથમાં ઢાલ, ધનુષ, દંડ, પદ્‌મ, તલવાર, પરશુ, પાશ અને વરદમુદ્રા આપે છે. કુબેર મલ્લિનાથના યક્ષ છે. યક્ષોની યાદીમાં કુબેર યક્ષોના અધિપતિ મનાય છે. કુબેરની કલ્પના વૈદિક, જૈન અને બૌદ્ધ ત્રણે સંપ્રદાયોમાં એક સરખી સ્વીકારી હોવા છતાં ત્રણેના વિધાનોમાં ફેર જણાય છે. તેને સ્વતંત્ર દેવ તરીકે સ્વીકારતાં નથી. કુબેર ઉત્તર દિશાનો દિક્‌પાલ મનાય છે. યક્ષ કુબેરની દિક્‌પાલ તરીકેની અનેક પ્રતિમાઓ મળી આવે છે પણ આ યક્ષની કોઈ સ્વતંત્ર મૂર્તિ જૈન યક્ષ તરીકે મળતી નથી.

**૨૦. વરૂણ :** ત્રણ નેત્રવાળો, ચાર મુખવાળો, શ્વેતવર્ણી, જટાધારી, વૃષભપર બેસનારો, ચાર દક્ષિણ ભુજામાં બિજોરૂં, ગદા, બાણ તથા શક્તિ અને ચાર વામ ભુજામાં નકુલ, અક્ષસૂત્ર, ધનુષ્ય અને પરશુ ધારણ કરનાર વરૂણ નામે યક્ષ મુનિ-સુવ્રતસ્વામીના શાસનદેવતા થયા. દિગમ્બર ગ્રંથો પ્રમાણે તેને આઠ મસ્તક અને ચાર હાથ હોય છે, પરંતુ શ્વેતામ્બર તેને આઠ મસ્તક અને આઠ હાથવાળો ગણાવે છે. દિગમ્બર પ્રમાણે તેના હાથમાં ઢાલ, તલવાર, ફળ અને વરદ હોય છે. શ્વેતામ્બર પ્રમાણે બિજોરૂં, ગદા, ભાલો તીર, નકુલ, પદ્મ, ધનુષ અને પરશુ તેના હાથમાં હોય છે. હિંદુ ધર્મશાસ્ત્રના સમુદ્રના દેવ વરૂણ અને પશ્ચિમ દિશાના દિક્‌પાલને જિન મુનિસુવ્રતના યક્ષનૃં વરૂણ સાથેનું સામ્ય બતાવવાનો પ્રયત્ન જણાય છે. તેનું વિધાન લગભગ ચતુર્મુખ શિવના જેવું નિરૂપ્યું છે તે તેના હાથમાં માતુલુંગ, ગદા, અને નકુલ ધારણ કરે છે. આ વસ્તુઓ બૌદ્ધધર્મના જંભલ અને હિંદુધર્મના કુબેરના પણ પ્રતીકો છે.

**૨૧. ભ્રૃકુટિ :** શ્વેતામ્બર અને દિગમ્બરના વર્ણન પ્રમાણે ત્રણ નેત્રવાળો, ચાર મુખવાળો, સુવર્ણ જેવા વર્ણવાળો, વૃષભના વાહન ઉપર બેસનારો યક્ષ ભ્રૃકુટિ છે. તેની ચાર દક્ષિણ ભુજામાં બીજોરૂં, શક્તિ, મુદ્ગર અને અભય તથા ચાર વામ ભુજામાં નકુલ, ફરસી, વજ્ર અને અક્ષમાલાને ધારણ કરનારો આ યક્ષ નમિનાથ ભગવાનનો છે. દિગમ્બર ગ્રંથકારો પ્રમાણે તેના હાથમાં ઢાલ, તલવાર, ધનુષ, બાણ, અંકુશ, પદ્મ, ચક્ર અને વરદ હોય છે. જયારે શ્વેતામ્બર તેના હાથમાં કેટલીક જૂદી ચીજો મૂકે છે. જેમકે બિજોરૂં, ભાલો, મુદ્ગર, અભય, નકુલ, પરશુ, વજ્ર અને અક્ષસૂત્ર. આ યક્ષનું બીજું નામ નન્દિગ (શિવના નંદિ ઉપર સ્વારી કરનાર) છે. શિવના મુખ્ય અનુચર નન્દિ સાથે આ યક્ષે સંબંધ જોડયો હોય એમ લાગે છે. તેણે એક વખત ભ્રૃકુટિયુક્ત સ્વરૂપ ધારણ કરેલું તેને કારણે તે જૈન યક્ષમાં ભ્રૃકુટિ તરીકે ઓળખાય છે.

**૨૨. ગોમેધ અથવા ગોમેદ :** નેમિનાથ તીર્થંકરના આ યક્ષ છે. નેમિનાથનું બીજું નામ અરિષ્ટનેમિ પણ છે. જૈન ધર્મના બંને સંપ્રદાયો શ્વેતામ્બર અને દિગમ્બર આ યક્ષને ત્રણ મુખ, છ હાથ હોવામાં સંમત છે. આ યક્ષ શ્યામવર્ણી છે. તેનું વાહન માનવ છે. જેમ નૈઋત્ય દિક્પાલનું વાહન પણ નરવાહન છે. બીજા યક્ષોએ પશુ કે એવું વાહન સ્વીકારેલું છે. યક્ષનું વાહન તદ્દન જુદું છે. શ્વેતાંબર તેના હાથમાં બિજોરૂં, પરશુ, ચક્ર, નકુલ ત્રિશૂળ, અને શક્તિ (ભાલો) આપે છે. દિગમ્બર સંપ્રદાય તેના હાથમાં નીચેની વસ્તુઓ આપે છે : હથોડો, પરશુ, દંડ, ફળ, વજ્ર અને વરદમુદ્રા ગોમેધની કેટલીક આકૃતિઓ મળી આવી છે આ આકૃતિઓ શાસ્ત્રીય ગ્રંથોમાં આપેલા લક્ષણો પ્રમાણે જણાય છે તે યક્ષ છે, અને તેનું સ્વરૂપ કુબેર જેવું છે. બંને સંપ્રદાયો તેને જુદાં પ્રતીકો આપે છે. આ બે પ્રતીકો આનું સમર્થન કરે છે. એક તો 'નરવાહન' નામ જે કુબેરનું છે દિગમ્બરો પ્રમાણે પુષ્પયાન પણ કહેવાય છે (અર્થાત્ પુષ્પ નામના રથમાં ફરતો). આ પ્રતીક પણ કુબેરનો સ્પષ્ટ ખ્યાલ આપે છે. કારણ કુબેરના રથને પુષ્પ અથવા પુષ્પકમ્ નામે ઓળખવામાં આવે છે. આ પુષ્પરથ પહેલા રાવણ અને પછી રામ પાસેથી છીનવી લીધેલો હોય તેમ જણાય છે.

**૨૩. પાર્શ્વયક્ષ અથવા ધરણેન્દ્ર :** યક્ષોમાં તીર્થંકર પાર્શ્વનાથનો યક્ષ ઘણું અગત્યનું સ્થાન ભોગવે છે. શ્વેતામ્બર કે દિગમ્બર બંને સંપ્રદાય પ્રમાણે તેનું પ્રતીક સર્પ અને સર્પની ફણાનું છત્ર છે. કૂર્મ તેનું વાહન છે. શ્વેતામ્બર પ્રમાણે તેના ચાર હાથમાં નકુલ, સર્પ, બિજોરૂં અને સર્પ (ફરીથી) હોય છે. દિગમ્બર પ્રમાણે સર્પ, પાશ અને વરદ હોય છે. પાર્શ્વનાથની મૂર્તિઓમાં પાર્શ્વયક્ષ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે.

જૈન સાહિત્યમાંથી જાણી શકાય છે કે કઠ નામના ઢોંગી સાધુ (પાછળથી મેઘમાલિન્) તેને (સર્પને) પવિત્ર અગ્નિમાં બાળી નાંખતાં હતાં અને તેમાંથી જિન પાર્શ્વનાથે તેને કેવી રીતે બચાવ્યો તેની વિગતો જાણવા મળે છે. જ્યારે પાર્શ્વનાથ જિન કાયોત્સર્ગ આસનમાં હતા ત્યારે મેઘમાલિને તેમના ઉપર હુમલો કર્યો ત્યારે તે જ સર્પે આભારવશ થઈને પાર્શ્વનાથનું રક્ષણ કર્યું. આ સર્પ પાતાળલોકમાં ધરણેન્દ્ર અથવા નાગેન્દ્ર યક્ષ તરીકે જન્મ્યો. તેનું નામ ધરણેન્દ્ર અથવા ધરણીધર શેષનાગ (સર્પોના રાજા) સાથે સામ્ય ધરાવે છે. મૂર્તિશાસ્ત્ર પ્રમાણે યક્ષનું પ્રતીક સર્પ જણાય છે અને સાથોસાથ સર્પની ફણા પણ હોય છે. તેના હાથમાં સર્પોના રાજા વાસુકિ કે જે કાશ્યપના પુત્ર હતા તેને ધારણ કરે છે. તેનું વાહન કૂર્મ તે કમઠ. કૂર્મ ઉપર તે પોતાનું પ્રભુત્વ બતાવે છે તે ઘણા યુગો સુધી તેના અને તેના દેવના દુશ્મન રહેલા છે. શ્રી ત્રિષષ્ઠિશલાકાપુરુષ ચરિત્ર (પર્વ–૯, સર્ગ–૩)માં પાર્શ્વ યક્ષ વિશે લખે છે કે પાર્શ્વનાથના તીર્થમાં કાચબાના વાહનવાળો, કૃષ્ણ વર્ણ ધરનારો હાથીના જેવાં મુખવાળો, નાગની ફણાના છત્રથી શોભતો, ચાર ભુજાવાળો, બે વામ ભુજામાં નકુલ તથા સર્પ તથા બે દક્ષિણ ભુજામાં બિજોરું અને સર્પ ધારણ કરનારો પાર્શ્વ નામે યક્ષ શાસનદેવતા થયો.

**૨૪. માતંગ યક્ષ :** તે મહાવીર ભગવાનના યક્ષ છે. બધા યક્ષોમાં ખૂબ અગત્યના અને છેલ્લા છે. તેના મૂર્તિવિષયક લક્ષણોમાં બંને સંપ્રદાયોમાં ઝાઝો ફરક જણાતો નથી. બંને સંપ્રદાય તેમને બે હાથવાળા અને હાથી ઉપર સ્વારી કરતાં વર્ણવે છે. તે કૃષ્ણવર્ણી છે પરંતુ શ્વેતામ્બર તેના જમણા હાથમાં નકુલ અને ડાબા હાથમાં બિજોરું આપે છે, જ્યારે દિગમ્બર વરદમુદ્રા અને બિજોરું આપે છે. વધારામાં દિગમ્બર તેના મસ્તક પાછળ ધર્મચક્રનું પ્રતીક મૂકવાનું સૂચવે છે. માતંગ યક્ષની સ્વતંત્ર પ્રતિમાઓ મળતી નથી. પરંતુ જિન મહાવીરની પ્રતિમાની સાથે માતંગ યક્ષની પ્રતિમા જણાય છે અને યક્ષની પ્રતિમા મૂર્તિશાસ્ત્રના લક્ષણને અનુરૂપ દેખાય છે. આ યક્ષનું પ્રતીક હાથી છે અને તે તેના માતંગ હાથી નામ સાથે બિલકુલ અનુરૂપ છે. તેનાં બીજાં પ્રતીકો શ્વેતામ્બર અથવા દિગમ્બર પ્રમાણે નકુલ અને બિજોરું (માતુલુંગ કે બીજપૂરક) યક્ષોના અધિપતિ કુબેરની સાથે તેનું સામ્ય જણાય છે. દિગમ્બર ગ્રંથને આધારે તેના મસ્તક પાછળ ધર્મચક્રનું પ્રતીક છે. ગોમુખ, આદિનાથના યક્ષ અને મહાવીર સ્વામી જે જૈનધર્મનો પુનરુદ્ધાર કરનાર છે તેના યક્ષનું પ્રતીક પણ ધર્મચક્ર છે. માતંગ સુપાર્શ્વના પણ યક્ષ છે અને શ્વેતામ્બર પ્રમાણે તે હાથી ઉપર સવારી કરે છે. પરંતુ સુપાર્શ્વના માતંગને ચાર હાથ હોવાનું જણાવેલું છે જ્યારે મહાવીરના માતંગ યક્ષને ફક્ત બે હાથ હોવાનું કહ્યું છે.

## પ્રકરણ ૪

# યક્ષિણીઓ

યક્ષોની જેમ યક્ષિણીઓ પણ જૈન ધર્મમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. તેઓ માત્ર કાલ્પનિક નથી પણ જૈન ગ્રંથો પ્રમાણે તીર્થંકરની યક્ષિણીઓ શ્રાવિકાઓની અગ્રણીઓ હોઈ તીર્થંકરોની અનુચારીઓ મનાય છે અને તેઓએ પણ યક્ષની જેમ અર્ધ દેવત્વ મેળવેલું છે. જૈન મૂર્તિઓમાં યક્ષિણીઓની રજૂઆત પ્રમાણે તેઓ દૈવી તત્ત્વોની સાથે સંકળાયેલી છે અને તેઓને માટે વિવિધ પ્રતીકો છે. યક્ષિણીઓની મૂર્તિઓમાં તેનું મૂલ્ય જોતાં કેટલાંકમાં જૈન અને બ્રાહ્મણધર્મનું મિશ્રણ જણાય છે. કેટલીક શાસનદેવીના નામ અને પ્રતીકો જેમ કે ચક્રેશ્વરી, નિર્વાણી દેવી, અંબિકા વગેરેમાં પ્રાચીન બ્રાહ્મણ ધર્મની દેવીઓના મૂળ વિચારો જણાય છે. યક્ષિણીઓમાંની મોટી સંખ્યા જૈન વિદ્યાદેવીઓના વર્ગમાં સમાયેલી જણાય છે. આ દેવીઓ બ્રાહ્મણો-સ્ત્રીદેવતાઓ સાથે ઘણું સામ્ય ધરાવે છે. ટૂંકમાં, બ્રાહ્મણ ધર્મના દેવ-વૃંદમાંથી જૈન યક્ષિણીઓની કલ્પના કરવામાં આવેલી છે. યક્ષિણીઓ અને તેઓના યક્ષોની મૂર્તિઓ ધ્યાનપૂર્વક શિલ્પીઓએ તીર્થંકરની મૂર્તિઓ જોડે કોરેલી જણાય છે.

**૧. ચક્રેશ્વરી** : ગોમુખ યક્ષ સાથેની શાસનદેવી ચક્રેશ્વરી છે. શ્વેતામ્બરો અને દિગમ્બરો યક્ષિણી ચક્રેશ્વરીને બંને હાથમાં ચક્ર આપે છે અને તેની સાથે ગરૂડ ઉપર સ્વાર થયેલી વર્ણવે છે. તેનો વર્ણ ગોમુખની માફક સુવર્ણ જેવો કાંતિવાળો કરવામાં આવે છે. શ્વેતામ્બર પ્રમાણે આ યક્ષિણીને આઠ હાથ હોય છે અને તેમાં વરદ, બાણ, ચક્ર, પાશ, ધનુષ, વજ્ર, ચક્ર અને અંકુશ ધારણ કરે છે. રૂપમંડન, રૂપાવતાર, નિર્વાણકલિકા, ત્રિષષ્ઠિશલાકા પુરુષ, પ્રવચનસારોદ્ધાર વગેરે તેનું વાહન ગરૂડ હોવાનું જણાવે છે. દિગમ્બર ચક્રેશ્વરીને બાર અથવા ચાર હાથ હોવાનું કહે છે. જો બાર હાથ હોય તો તેમાં નીચે પ્રમાણે વસ્તુઓ હોય છે: આઠમાં ચક્રો, એકમાં બિજોરું એકમાં અભયમુદ્રા અને બેમાં વજ્રો. જો ચાર હાથ હોય તો તેના ચારહાથમાં ચક્રો ધારણ કરે છે. ચક્રેશ્વરીની પ્રતિમાઓ ઋષભ જિનની મૂર્તિ સાથે અથવા સ્વતંત્ર પ્રતિમાઓ જૈન સ્થાનકમાંથી મળી આવે છે. યક્ષિણી ચક્રેશ્વરી પહેલા તીર્થંકરની શાસનદેવી હોઈને તેની અગત્યના કારણે તેની અનેક મૂર્તિઓ મળી આવે છે. તેનું નામ અને ચક્રના પ્રતીક અને ગરૂડવાહનને કારણે તે વિષ્ણુની પત્ની વૈષ્ણવી પ્રકારની છે. આ રીતે હિન્દુધર્મમાં વૈષ્ણવી અને જૈનોની ચક્રેશ્વરીનું કલાવિધાન કેટલેક અંશે નહિ પણ મોટેભાગે સંપૂર્ણ મળતું આવે છે. વિષ્ણુનું બીજું નામ ચક્રેશ્વર છે, કેટલાક ગ્રંથો તેના પ્રતીક તરીકે બિજોરું આપે છે. જે સામાન્ય રીતે ઘણા યક્ષો સાથે સંકળાયેલું છે. યક્ષિણીઓ ઉપર બ્રાહ્મણધર્મની દેવીઓની તેમજ ગૌણ-દેવતા યક્ષોની પણ અસર જણાય છે. રૂપાવતારના કર્તા યક્ષિણી ચક્રેશ્વરીને ગરૂડ

ઉપર પદ્માસનવાળીને બેઠેલી નિરૂપે છે. કોઈ કોઈ ગ્રંથકારો તેના માટે સોળ હાથના ઉલ્લેખો પણ નોંધે છે. આ બધાં વર્ણનો ઉપરથી ચક્રેશ્વરીના વધુ પ્રકારો જાણી શકાય છે.

**૨. અજિતા અથવા રોહિણી :** એક જ સંપ્રદાયની જુદી જુદી શાસ્ત્રીય રચનાઓમાં તેના વાહનમાં ભેદ જણાય છે. ઘણા શ્વેતામ્બર ગ્રંથો અને દિગમ્બર ગ્રંથો જેવાંકે નિર્વાણકલિકા શિલ્પરત્નાકર ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર વગેરે તેનું આસન લોહાસન જણાવે છે પરંતુ "આચારદિનકર" નામનો શ્વેતામ્બર ગ્રંથ તેનું વાહન વૃષભ આપે છે, રૂપાવતારનો કર્તા તેનું વાહન મકર જણાવે છે. તેનો વર્ણ શ્વેત છે તેના હાથમાં જે આયુધો હોય છે તે શ્વેતામ્બર પ્રમાણે વરદમુદ્રા, પાશ, બિજોરૂં અને અંકુશ અને દિગમ્બર પ્રમાણે વરદ, અભય, શંખ અને ચક્ર છે. આ યક્ષિણીની મૂર્તિઓ ભાગ્યે જ મળે છે, જે એકાદ મળી આવી છે તેમાં તેનું વાહન વૃષભ જણાય છે. યક્ષિણીનું નામ અને તેનું પ્રતીક તેના જિન અજિતનાથ સાથે સંકળાયેલા છે. અજિતનાથના નામ ઉપરથી તે અજિતા "અજેય" કહેવાય છે. દિગમ્બર સંપ્રદાયમાં તેનું અપર નામ રોહિણી નોંધેલું છે. તેનું આસન લોહાસન તેનામાં રહેલી દઢતા અને ધાતુ જેવી તાકાત બતાવે છે. અજિતાની સ્વતંત્ર પ્રતિમા જૂજ મળે છે. પણ અજિતનાથ ભગવાનના પરિકરોમાંથી તેની પ્રતિમાઓ મળી આવે છે.

**૩. દુરિતારિ અથવા પ્રજ્ઞપ્તિ :** યક્ષિણી દુરિતારિ નામ શ્વેતામ્બર પ્રમાણે છે જ્યારે તેનું બીજું નામ પ્રજ્ઞપ્તિ દિગમ્બર પ્રમાણે છે. નિર્વાણકલિકા તથા શિલ્પ-રત્નાકર પ્રમાણે દુરિતારિનું વાહન ઘેટું (મેષ) છે. તેનો ગૌર વર્ણ છે. યક્ષિણીને ચાર હાથ છે તેના જમણા બે હાથમાં વરદ, અક્ષસૂત્ર અને ડાબા બે હાથ સર્પ અને અભયથી શોભે છે. દિગમ્બર પ્રમાણે પ્રજ્ઞપ્તિને પક્ષીનું વાહન હોય છે. તેને છ હાથ હોય છે. તેના હાથમાં પરશુ, અર્ધચંદ્ર, ફળ, તલવાર, યષ્ટિ (દંડો) અને વરદમુદ્રા ધારણ કરે છે. દુરિતારિનું પ્રતીક મેષ, અગ્નિની પત્ની સાથેનો તેનો સંબંધ હોવાનું બતાવે છે. તેવી જ રીતે વરદમુદ્રા અને અક્ષસૂત્ર પણ તે ધારણાને સમર્થન આપે છે. પ્રજ્ઞપ્તિનો વિચાર વિદ્યાની દેવી સરસ્વતીમાંથી ઉદ્ભવેલો જણાય છે. તેનું વાહન પક્ષી તે મોર હોવાનું સંભવે છે. કોઈ કોઈ ગ્રંથકારો તેનું હંસ વાહન નોંધે છે. આ યક્ષિણીના પતિ ત્રિમુખ પણ મયૂર ઉપર સવારી કરે છે. પ્રજ્ઞપ્તિ એટલે જેનામાં પ્રજ્ઞા છે તે. તેથી તેનો સંબંધ સરસ્વતી સાથે ગાઢ રીતે સંકળાયેલો જોઈ શકાય છે. ત્રિમુખ યક્ષ અને દુરિતારિ દેવી બન્ને સંભવનાથ પ્રભુના શાસન-દેવતા થયા તેઓ નિરંતર પ્રભુની પાસે આત્મરક્ષકની જેમ રહે છે. સંભવનાથના પરિકરમાંથી આ યક્ષિણીની મૂર્તિઓ મળે છે.

**૪. કાલિકા :** તીર્થંકર અભિનન્દનની આ યક્ષિણીના વર્ણન માટે બંને સંપ્રદાયો જુદા પડે છે. દિગમ્બરો તેને બીજું નામ વજ્રશૃંખલા આપે છે, તેનું વાહન હંસ આપે છે. અને તેના ચાર હાથમાં સર્પ, પાશ, અક્ષસૂત્ર અને ફળ ધારણ કરાવે છે. શ્વેતામ્બર પ્રમાણે યક્ષિણી કાલી નામ પ્રમાણે શ્યામ વર્ણવાળી પદ્માસન ઉપર બેઠેલી હોય છે. અને તેના હાથમાં વરદ, પાશ, સર્પ, અને અંકુશ હોય છે. આ નિત્ય પ્રભુ પાસે રહેનારી હોઈને શાસનદેવતા થઈ. વજ્રશૃંખલા કે કાલી યક્ષિણી છે અને તે વિદ્યાદેવીઓમાં પણ સ્થાન ધરાવે છે. યક્ષિણીના લક્ષણ પ્રમાણે તેના હાથમાં બિજોરું અને અંકુશ હોય છે અને વિદ્યાદેવી પ્રમાણે તેની પાસે અક્ષસૂત્ર અને હંસ વાહન હોય છે. કાલી વિદ્યાદેવી પ્રમાણે કેટલાંક પ્રતીકો ધારણ કરે છે. અને તે વરદ અને નાગ છે. અને યક્ષિણી તરીકેના બીજાં પ્રતીકો પાશ અને અંકુશ છે. વજ્રશૃંખલાને વિદ્યાદેવી તરીકે ગણવામાં આવે તો તે હાથમાં શૃંખલા ધારણ કરે છે આ શૃંખલાથી તેનું નામ સાર્થ થાય છે. તેનો યક્ષ યક્ષેશ્વર તરીકે ઓળખાય છે. હિંદુધર્મની કાલીદેવીની તો સેંકડો પ્રતિમાઓ મળે છે, પરંતુ જૈન યક્ષિણી તરીકેની તેની મૂર્તિ અભિનંદન જિનના પરિકર સિવાય ક્વચિત્ જ જોવામાં આવે છે.

**૫. મહાકાલી અથવા પુરૂષદત્તા :** શ્વેતામ્બર પ્રમાણે મહાકાલી કમલાસન ઉપર બિરાજે છે. તે તેના ચાર હાથમાં વરદ, પાશ, બિજોરું અને અંકુશ ધારણ કરે છે. સુવર્ણના જેવી કાંતિવાળી આ યક્ષિણી નિરંતર પ્રભુ પાસે રહેનારી મહાકાલી શાસનદેવી થઈ. દિગમ્બર પ્રમાણે પુરૂષદત્તા ગજસ્વારી કરે છે અને તેના હાથમાં ચક્ર, વજ્ર, ફળ અને વરદમુદ્રા ધારણ કરે છે. બિજોરૂં, અંકુશ અને પાશ મહાકાલીના હાથમાં તેના યક્ષિણી તરીકેના લક્ષણ પ્રમાણે છે. તેનું બીજું લક્ષણ પુરૂષદત્તા તે અડધું વિદ્યાદેવી અને અડધું યક્ષિણીનું સ્વરૂપ છે. વિદ્યાદેવી પ્રમાણે પુરૂષદત્તા કોયલ ઉપર સ્વારી કરે છે અને હાથમાં વજ્ર અને પદ્મ ધારણ કરે છે. તે ગજેન્દ્ર (ગજસ્વાર) છે અને તેના હાથમાં વજ્ર અને બિજોરું યક્ષિણી તરીકે ધારણ કરે છે. આ યક્ષિણી સુમતિનાથ જિનની છે. તેનો યક્ષ તુંબુરૂ સદા પ્રભુના સાંનિધ્યમાં રહેનારો શાસનદેવતા થયો.

**૬. અચ્યુતા અથવા શ્યામા, મનોવેગા :** પદ્મપ્રભ જિનની યક્ષિણી શ્વેતામ્બર પ્રમાણે અચ્યુતા અથવા શ્યામાના નામે ઓળખાય છે અને દિગમ્બર પ્રમાણેનું તેનું નામ મનોવેગા છે. શાસ્ત્ર પ્રમાણે શ્વેતામ્બરની મૂર્તિ માનવસ્વાર હોય છે અને તેના ચાર હાથમાં વરદ, વીણા, ધનુષ, અને અભય હોય છે. દિગમ્બર યક્ષિણી મનોવેગા ઘોડેસ્વાર હોય છે અને તેના હાથમાં તલવાર, ભાલો, ફળ અને

વરદમુદ્રા ધારણ કરે છે. અચ્યુતા અથવા શ્યામા નામનો સંબંધ સ્વાભાવિક રીતે અચ્યુત અથવા વિષ્ણુ અથવા શ્યામ સાથે જોડાયેલો જણાય છે. નિર્વાણકલિકાકાર બાણના બદલામાં તેના હાથમાં વીણા હોવાનું સૂચવે છે. તેનું વીણાનું પ્રતીક તેને વિદ્યાદેવી તરીકે લાયક બનાવે છે. દિગમ્બરની મનોવેગા ઘોડેસ્વાર હોય છે તેથી તેના હાથમાં તલવાર, તીર વગેરે ધારણ કરે છે. તેનું વાહન મનુષ્ય હોવાથી તે યક્ષિણીનું સ્વરૂપ બતાવે છે. યક્ષ પણ નરવાહન હોય છે. મનોવેગા એટલે "મનના જેવું ઝડપી" તે તેના અશ્વના વાહન સાથે બંધબેસતું આવે છે. અશ્વ ઝડપી હોય છે. યક્ષિણી અચ્યુતા કુસુમ યક્ષ સાથેની છે. તે શ્યામ અંગવાળી, પુરુષના વાહનવાળી, બે દક્ષિણ ભુજામાં વરદ તથા બાણને ધારણ કરનારી અને બે વામ ભુજામાં કાર્મુક તથા અભયને રાખનારી અચ્યુતા નામે યક્ષિણી પદ્મપ્રભુની શાસનદેવી થઈ.

**૭. શાન્તા અથવા કાલી :** શ્વેતામ્બર ગ્રંથો પ્રમાણે શાન્તા હાથી ઉપર સ્વારી કરે છે. તેના હાથ વરદ, અક્ષસૂત્ર, ત્રિશૂલ અને અભયથી શોભે છે. તે સુવર્ણ સરખી કાંતિવાળી છે. દિગમ્બર પ્રમાણે યક્ષિણીનું નામ કાલી છે. તે વૃષભ ઉપર સ્વારી કરે છે અને તેના હાથમાં ત્રિશૂળ, ફળ, વરદ અને ઘંટા ધારણ કરે છે. માતંગ એટલે હાથી, માતંગ યક્ષની પત્ની સ્વાભાવિક રીતે હાથીનું વાહન રાખે છે તે યોગ્ય છે. તેનાં બીજાં પ્રતીકો લડાયક યક્ષિણીના તેમજ વિદ્યાદેવીના એટલે કે બંનેના લક્ષણને લાયક છે. કાલીએ પણ પોતાનું સ્થાન વિદ્યાદેવીઓમાં જમાવેલું છે તેના પ્રતીકો વૃષભ, ઘંટા, અને ત્રિશૂળ હિંદુ શૈવ દેવી તરીકે તેનું સામ્ય બતાવે છે. જ્યારે બીજા હાથમાં રહેલું બિજોરૂં તેને અચૂક યક્ષિણીના લક્ષણ તરીકે ઓળખાવે છે. જિન સુપાર્શ્વની આ યક્ષિણી છે

**૮. ભ્રૂકુટિ અથવા જ્વાલામાલિની** : ભગવાન ચંદ્રપ્રભ પ્રભુની શાસનદેવી, હંસના વાહનવાળી અને પીળા અંગવાળી છે. તેના ચાર હાથમાં તલવાર, મુદ્દગર પરશુ અને ઢાલ શોભે છે. દિગમ્બર પ્રમાણે આ શાસનદેવી જ્વાલામાલિની અથવા જ્વાલાના નામે ઓળખાય છે. તે મહિષ ઉપર સ્વારી કરે છે. તેને અષ્ટભુજા હોય છે. તેના હાથમાં ચક્ર, વજ્ર, બાણ, પાશ, ઢાલ, ત્રિશૂલ, તલવાર અને ધનુષ વગેરે હોય છે. કેટલાક ગ્રંથકારો તેનું વાહન વરાહ, હંસ કે બિડાલ (બિલાડી) હોવાનું પણ કહે છે. શ્રી હેમચંદ્રાચાર્ય પ્રમાણે ભૃકુટિ હંસવાહિની છે. તેના પતિ યક્ષ વિજયનું પણ વાહન હંસ છે. તેના બીજાં પ્રતીકોમાં કેટલાંક તેના હાથમાં યક્ષિણી–શાસનદેવતાને યોગ્ય આપે છે. જ્વાલામાલિની કે જ્વાલિની અથવા મહાજ્વાલા શ્વેતામ્બરમાં પણ જાણીતી છે અને તે વિદ્યાદેવીના કાર્યો કરે છે. તેનું પ્રતીક મહિષ

તેના પતિ વિજયની સાથે સામ્ય ધરાવે છે. વિજય બ્રાહ્મણ ધર્મમાં મહિષસ્વાર યમના સમાન જણાય છે. ચંદ્રપ્રભ ભગવાનના પરિકરોમાંથી આ યક્ષિણીની કેટલીક મૂર્તિઓ મળે છે.

**૯. સુતારા અથવા મહાકાલી :** શ્વેતામ્બર સંપ્રદાય પ્રમાણે સુતારા યક્ષિણી સુવિધિનાથ તીર્થંકર સાથે સંકળાયેલી છે. આ ગ્રંથો પ્રમાણે તે વૃષભવાહન રાખે છે. તેને ચાર હાથ હોય છે જેમાં વરદ, અક્ષસૂત્ર, કુંભ અને અંકુશ ધારણ કરે છે. દિગમ્બર તેને મહાકાલીના નામે ઓળખે છે. તેનું વાહન કૂર્મ છે અને તેના હાથમાં વજ્ર, મુદ્દગર, ફળ અને વરદમુદ્રા ધારણ કરે છે. યક્ષિણીની જેમ તેના પતિ અજિત યક્ષનું વાહન પણ કૂર્મ છે. સુતારા અથવા મહાકાલીના નામ પ્રમાણે તેનામાં યક્ષિણીના ગુણો છે. સુતારા કે મહાકાલી યક્ષિણીમાં શૈવ લક્ષણો જણાય છે અને મહાકાલી યક્ષિણીમાં વિદ્યાદેવીના લક્ષણો છે અને તે પ્રમાણે તેના હાથમાં પ્રતીકો આપેલાં છે. આ યક્ષિણી સુવિધિનાથ પ્રભુની પાસે રહેનારી શાસનદેવી થઈ.

**૧૦. અશોકા અથવા માનવી :** તીર્થંકર શીતલનાથની યક્ષિણીનું વર્ણન જૈન ધર્મનાં બંને સંપ્રદાયોમાં જુદું છે. શ્વેતામ્બર ગ્રંથો પ્રમાણે યક્ષિણી અશોકાની મૂર્તિ કમળ ઉપર બેઠેલી કરવામાં આવે છે અને તેના હાથમાં વરદ, પાશ, ફળ અને અંકુશ ધારણ કરે છે. દિગમ્બર ગ્રંથો બ્રહ્મયક્ષ સાથે માનવી યક્ષિણીને વરાહ ઉપર સ્વારી કરતી બતાવે છે. તેનો વર્ણ હરિત્ છે અને તેના હાથમાં ફળ, વરદ, ધનુષ વગેરે હોવાનું નોંધે છે. મોટા ભાગની યક્ષિણીઓની જેમ આ યક્ષિણીમાં પણ બે પ્રકારના લક્ષણો છે. એક યક્ષિણીનું અને બીજું વિદ્યાદેવીનું લક્ષણ. વિદ્યાદેવી પ્રમાણે તેનું નામ માનવી છે અને તેને નીલોત્પલ ઉપર બેઠેલી વર્ણવેલી છે. યક્ષિણી પ્રમાણે પણ શ્વેતામ્બર તેને વાદળી કમળ ઉપર બેસાડે છે. તેના યુધ્ધવિષયક શસ્ત્રો જેવાં કે અંકુશ, પાશ, ધનુષ વગેરે યક્ષિણીના લક્ષણને બરાબર બંધ બેસે છે. વિદ્યાદેવીના સ્વરૂપે તેના હાથમાં યોગ્ય રીતે વરદ અને ફળ આપેલાં છે અને તે નીલ કમળ ઉપર બેસે છે. આ યક્ષિણી મૃગ જેવાં નીલવર્ણવાળી, મેઘના વાહનવાળી અને ચતુર્ભુજા છે. આ યક્ષિણી બ્રહ્મયક્ષની છે.

**૧૧. માનવી અથવા ગૌરી :** આ અગિયારમી યક્ષિણી અગિયારમા તીર્થંકર શ્રેયાંસનાથની શાસનદેવતા છે. દિગમ્બર પ્રમાણે યક્ષિણી ગૌરી મૃગ ઉપર સ્વારી કરે છે. અને તેના હાથમાં મુદ્દગર પદ્મ, કુંભ, કળશ અને વરદ શોભે છે. શ્વેતામ્બર પ્રમાણે જ આ યક્ષિણીનું નામ માનવી અથવા શ્રીવત્સાદેવી છે[૧] અને તે સિંહ ઉપર સ્વારી કરે છે. તે ગૌર વર્ણની છે તેના હાથમાં વરદ, મુદ્દગર, નકુલ, અને અંકુશ

૧. ત્રિષષ્ઠિશલાકા પુરુષચરિત્ર પર્વ ૪ સર્ગ ૧.

હોય છે. ત્રિષષ્ઠિકારે નકુલના બદલે વજ્ર નોંધ્યું છે. જ્યારે શિલ્પરત્નાકર નકુલના બદલે કળશ હોવાનું કહે છે. ગૌરી નામ બ્રાહ્મણધર્મની ગૌરી શિવની પત્ની સાથે સામ્ય ધરાવે છે. અહીં ગૌરી દિગમ્બર પ્રમાણે યક્ષ ઈશ્વરની પત્ની છે તેનું બીજું લક્ષણ વિદ્યાદેવીનું છે. શ્વેતામ્બર તેનું નામ શ્રીવત્સા કે માનવી આપે છે. આ નામ દિગમ્બર યક્ષિણી માનવી જે શાન્તિનાથની યક્ષિણી છે તેની સાથે વિરોધાભાસી જણાય છે. શીતલનાથનું પ્રતીક શ્રીવત્સ છે તેમાંથી તેનું નામ શ્રીવત્સા થયું હોય તેમ સંભવી શકે છે. દેવીના હાથમાં જે સાધનો છે તે યુધ્ધવિષયક છે અને તે યક્ષિણીને લાયક છે અને બીજાં સાધનો વિદ્યાદેવીના પ્રતીક જેવાં છે. માનવીદેવીનાં ત્રણ જુદાં જુદાં વિધાનો જુદાં જુદાં ગ્રંથોમાંથી જાણવા મળે છે.

**૧૨. ચંડા અથવા ગાંધારી :** શ્વેતામ્બર તેને ચંડા અથવા પ્રચંડા નામે ઓળખે છે. તે કુમાર યક્ષ સાથે હોય છે તે નામ પ્રમાણે શ્યામવર્ણવાળી છે. તે અશ્વ ઉપર સ્વારી કરે છે. અને તેના હાથમાં વરદ, શક્તિ, પુષ્પ અને ગદા ધારણ કરે છે. દિગમ્બર પ્રમાણે આ યક્ષિણી મગર ઉપર સવારી કરે છે અને તેના હાથ ગદા, બે કમળ અને વરદમુદ્રાથી સજ્જ હોય છે. ઉપરની યક્ષિણીઓની જેમ આ યક્ષિણી પણ વિદ્યાદેવી તરીકે કામ કરે છે તેથી તેનું બીજું નામ ગાંધારી છે. યક્ષિણી ગાંધારીનું વાહન મગર અને જૈનોની સોળ વિદ્યાદેવીઓમાં દશમી વિદ્યાદેવી ગાંધારીનું વાહન કૂર્મ છે તેથી આ બંને વચ્ચે કાંઈ સંબંધ હોય તેમ લાગે છે. ચંડા કે પ્રચંડા નામ બ્રાહ્મણધર્મના ચંડા કે ચંડીદુર્ગા સાથેના સામ્યનો નિર્દેશ કરે છે. આ યક્ષિણી વાસુપૂજ્ય તીર્થંકરની છે. ચંડા યક્ષિણીની કોઈ સ્વતંત્ર મૂર્તિ મળ્યાનું જાણમાં નથી પણ તે વાસુપૂજ્યના પરિકરોમાં યક્ષ સાથે હોય છે

**૧૩. વિદિતા અથવા વિજ્યા અથવા વૈરોટી :** ષણ્મુખ યક્ષની નાયિકા વિદિતા છે જે વિજ્યા નામે પણ ઓળખાય છે શ્વેતામ્બર આ યક્ષિણીને વિદિતા કે વિજ્યાના નામે ઓળખે છે. તેમના શાસ્ત્રીય ગ્રંથો પ્રમાણે તે હરિતાળના જેવાં વર્ણવાળી અને કમલાસના છે અને તેના ચાર હાથમાં બાણ, પાશ, ધનુષ અને સર્પ ધારણ કરે છે. દિગમ્બરો વિમલનાથની શાસનદેવી વૈરોટી જણાવે છે. વૈરોટી સર્પ ઉપર સ્વાર થાય છે અને તેના બે હાથમાં સર્પ, ત્રીજામાં ધનુષ અને ચોથામાં બાણ ધારણ કરે છે. વૈરોટી બીજી યક્ષિણીઓની જેમ વિદ્યાદેવી પણ છે. વિદિતાનો અર્થ "જ્ઞાનયુક્ત" કરવામાં આવે છે આ અર્થ પણ વિદ્યાદેવીનો મધ્યમવર્તી વિચાર બતાવે છે. વિદિતા અથવા વિજ્યા પીતવર્ણી છે, તેના હાથમાં ધનુષ્ય બાણ, સર્પ, અને યક્ષ હોય છે તેનુ વાહન સર્પ દુર્ગાના પ્રતીકમાંથી લીધેલું લાગે છે. વિજ્યા તેનું પ્રાચીન વિજ્યા નામ જાળવી રાખે છે. તેરમા તીર્થંકર વિમલ-

નાથની આ યક્ષિણી છે. આ યક્ષિણીની નાનીમોટી કેટલીક મૂર્તિઓ વિમલનાથ ભગવાનના પરિકરોમાંથી મળવા સંભવ છે.

**૧૪. અંકુશા અથવા અનન્તમતી :** મૂર્તિશાસ્ત્રના નિયમ પ્રમાણે શ્વેતામ્બરની યક્ષિણી અંકુશા કમલાસન ઉપર બિરાજે છે અને તે ગૌરવર્ણી છેતેને ચાર હાથ હોય છે તેમાં તે તલવાર–ખડ્ગ પાશ, ઢાલ અને અકુંશ ધારણ કરે છે. તેથી તે અંકુશા પણ કહેવાય છે. દિગમ્બર સંપ્રદાયમાં આ યક્ષિણી અનન્તમતીના નામે જાણીતી છે અને તેના વર્ણનમાં તેને હંસવાહિની કહેલી છે. તેના હાથમાં ધનુષ, બાણ, ફળ અને વરદ હોય છે, યક્ષિણી અંકુશા–અનન્તમતી અનંતનાથ જિનની શાસનદેવતા છે. આથી અનન્તમતી નામ જિનના નામ અનન્તનાથમાંથી સ્પષ્ટપણે પડેલું જણાય છે. બીજી યક્ષિણીઓની જેમ આ યક્ષિણી પણ વિદ્યાદેવી છે. બ્રાહ્મણધર્મમાં બ્રહ્માની પત્ની સરસ્વતી ગણાય છે (?) તેનું વાહન હંસ છે. અનન્તમતી વિદ્યાદેવી હોઈને તેને હંસવાહિની તરીકે ઓળખવામાં આવે છે. યક્ષિણી અંકુશા પાતાલ નામના યક્ષ સાથે સંકળાયેલી છે.

**૧૫. કંદર્પા–માનસી :** કિન્નર યક્ષ સાથેની યક્ષિણી કંદર્પા છે. તે ગૌરવર્ણી છે. શ્વેતામ્બર ગ્રંથો તેનું અશ્વવાહન અથવા મત્સ્યવાહન બતાવે છે. શિલ્પમાં તેના ચાર હાથ કરવામાં આવે છે. તેમાં ઉત્પલ, અંકુશ, પદ્મ અને અભય શોભે છે. આ યક્ષિણીને દિગમ્બર ગ્રંથો ધર્મનાથની યક્ષિણી તરીકે માનસીને જણાવીને તેનું વાહન વ્યાઘ્ર બતાવે છે. તેને છ હાથ હોય છે તેમાં તે પદ્મ, ધનુષ, વરદ, અંકુશ, બાણ અને ઉત્પલ ધારણ કરે છે. યક્ષિણીનું પ્રતીક મત્સ્ય છે કારણ દિગંબર ગ્રંથો પ્રમાણે તેના યક્ષ કિન્નરનું વાહન પણ મત્સ્ય છે. (धर्मस्य किन्नरो यक्ष...मीनवाहन) કંદર્પા અને બ્રાહ્મણધર્મના દેવ કંદર્પ અથવા કામદેવની સાથે તેને કાંઈક સંબંધ હોય એમ લાગે છે. તેવી જ રીતે માનસીને પણ "મનસીજ" સાથે મેળ જણાય છે. બંનેનો સમાન અર્થ થાય છે. આ રીતે બીજું નામ પન્નગાદેવી–સર્પોની દેવી પણ મનસામાંથી ઉદ્‌ભવેલી જણાય છે. મનસા સર્પોની દેવી છે. માનસીની ગણના વિદ્યાદેવીમાં પણ કરવામાં આવી છે. તેનું પ્રતીક સર્પ છે. તેનું વ્યાઘ્રવાહન–વાગીશ્વરી વિદ્યાદેવીની સાથે બંધબેસતું આવે છે. આ યક્ષિણી જિન ધર્મનાથની છે.

**૧૬. નિર્વાણી અથવા મહામાનસી :** ગરૂડ યક્ષની આ યક્ષિણી છે. શ્વેતામ્બર ગ્રંથોના અહેવાલ પ્રમાણે ગૌર અંગવાળી નિર્વાણી પદ્માસનમાં હોય છે તેને ચાર ભુજા કરવામાં આવે છે તેમાં તે પુસ્તક, ઉત્પલ, કમંડલુ અને કમળ ધારણ કરે છે. દિગંબર ગ્રંથો મહામાનસીનું વર્ણન આપે છે તે પ્રમાણે તેનું

વાહન મયૂર છે અને તેના હાથમાં ચક્ર, ફળ, તલવાર અને વરદમુદ્રા હોય છે. તેનું બીજું નિર્વાણી નામ નિર્વાણનો પણ ભાવ રજૂ કરે છે. તેના હાથમાંનું પુસ્તક, પદ્મ, કમડલું વગેરે બ્રહ્માની પત્ની સરસ્વતીના પ્રતીકો. મહામાનસીને વિદ્યાદેવી તરીકે માનેલી છે તેથી મહામાનસી યક્ષિણી તેના હાથમાં જે વસ્તુઓ ધારણ કરે છે તેમાં સરસ્વતી–શ્રુતદેવતા વિદ્યાદેવીનો ખ્યાલ આવે છે. માનસી એટલે સરસ્વતી અને મહામાનસી એટલે કે "વિદ્યાની મહાનદેવી" દેવીઓમાં સર્વશ્રેષ્ઠ દેવી, તેનું મયૂરનું પ્રતીક સરસ્વતી સાથે સંકળાયેલું છે. સરસ્વતી નદીની દેવી છે વિદ્યાદેવી તરીકે તેનું વાહન મયૂર પક્ષી છે. સોળમા તીર્થંકર શાન્તિનાથની આ યક્ષિણી છે.

**૧૭. બલા અથવા વિજયા :** યક્ષ ગંધર્વની આ યક્ષિણી છે. શ્વેતામ્બર ગ્રંથો પ્રમાણે ગૌરવર્ણી, આ યક્ષિણી મયૂર ઉપર સ્વારી કરે છે અને તેના હાથમાં બિજોરૂં, ત્રિશૂળ, ભુશણ્ડી અને પદ્મ હોય છે. શિલ્પરત્નાકર તેને સુવર્ણ જેવા વર્ણવાળી જણાવે છે. દિગબર શાસ્ત્રો પ્રમાણે વિજયાનું વર્ણન જુદું જણાઈ આવે છે. વિજયાનું વર્ણન સાહિત્ય પ્રમાણે તે દિગંબરની યક્ષિણી છે અને તે શ્યામ વરાહ (कृष्ण शूकर) ઉપર સવારી કરે છે. તેના હાથમાં શંખ, તલવાર, ચક્ર અને વરદમુદ્રા ધારણ કરે છે. શ્વેતામ્બરની યક્ષિણી બલા કે અચ્યુતા મયૂરવાહન ધરાવે છે. મયૂર સરસ્વતીનું વાહન છે તેનો યક્ષ ગંધર્વ સૂર્ય ઉપર સ્વાર થાય છે અને તે દૈવી ગવૈયો છે. સરસ્વતી પણ સંગીતકલાની અધિષ્ઠાતા મનાય છે. બિજોરૂં પ્રતીક યક્ષનું લક્ષણ છે અને તે પતિ અને પત્ની બંને ધારણ કરે છે દિગંબરની વિજયા વરાહ ઉપર સ્વારી કરે છે તે હિંદુધર્મશાસ્ત્રની વારાહી દેવીની સાથે કેટલુંક સામ્ય ધરાવે છે આ યક્ષિણીનું સ્વરૂપ બૌદ્ધધર્મની મારીચીને પણ કેટલેક અંશે અનુસરે છે. તેનાં બીજાં પ્રતીકો દિગમ્બર ગ્રંથોના આધારે ચક્ર, તલવાર, શંખ અને વરદ છે, જે વારાહીમાંથી લીધેલાં જણાય છે. જિન કુંથુનાથની આ યક્ષિણી છે.

**૧૮. ધારિણી અથવા તારા :** યક્ષેન્દ્ર સાથેની આ યક્ષિણીને જૈનધર્મના બંને સંપ્રદાયો જુદી રીતે વર્ણવે છે. શ્વેતામ્બર ગ્રંથો યક્ષિણી ધારિણીને કમળ ઉપર બેઠેલી, નીલવર્ણવાળી, ચાર હાથવાળી વર્ણવે છે તેના હાથમાં માતુલિંગ, બે કમળ અને અક્ષસૂત્ર હોય છે. દિગમ્બર પ્રમાણે યક્ષિણી તારા હંસવાહિની છે અને તેના હાથમાં સર્પ, વજ્ર, મૃગ અને વરદમુદ્રા ધારણ કરે છે. યક્ષિણી ધારિણી યક્ષનું પ્રતીક બિજોરૂં બીજાં પ્રતીકોની સાથે ધારણ કરે છે. તારાનો સંબંધ બ્રાહ્મણધર્મની તારા સાથે સાંકળી શકાય એમ છે. તેના હાથમાં સર્પનું પ્રતીક બીજા સંપ્રદાયના દેવતાના હાથમાં હોય છે તેમ બતાવેલું છે. અઢારમા તીર્થંકર અરનાથની આ યક્ષિણી છે.

**૧૯. વૈરોટિ અથવા અપરાજિતા** : શ્વેતામ્બર પ્રમાણે યક્ષિણી પદ્માસના કરવામાં આવે છે. તેના હાથમાં વરદ, અક્ષસૂત્ર, બિજોરૂં અને શક્તિ હોય છે. દિગંબરો મલ્લિનાથ ભગવાનની યક્ષિણી તરીકે અપરાજિતાને જણાવીને તેને સિંહનું વાહન આપે છે. તેના હાથમાં બિજોરૂં, તલવાર, ઢાલ અને વરદમુદ્રા કરવામાં આવે છે. બિજોરૂં બન્ને પ્રકારની યક્ષિણીમાં છે. યક્ષિણી બિજોરૂં અવશ્ય ધારણ કરે છે. વૈરોટિ નામ વિદ્યાદેવીના સંબંધમાં ગણાય છે. વિદ્યાદેવી તરીકે તેનું વાહન સિંહ કરવામાં આવે છે દિગમ્બરનું યક્ષિણી સ્વરૂપ અપરાજિતા છે. તેનું પ્રતીક સિંહ છે. તેરમા તીર્થંકર વિમલનાથની યક્ષિણી વૈરોટીને દિગમ્બરની વિજયા તરીકે આપણે જોઈ ગયા. વિજયા અને અપરાજિતા બંનેનો અર્થ સરખો કરવામાં આવે છે આ બંને પાછળનો મૂળ વિચાર બ્રાહ્મણધર્મની દુર્ગામાંથી ઉદ્ભવેલો હોય એમ જણાય છે. ઓગણીસમા મલ્લિનાથ પ્રભુની આ શાસન દેવતા છે. તેનો યક્ષ કુબેર છે. આ યક્ષિણીનો વર્ણ શ્યામ કરવામાં આવે છે.

**૨૦: નરદત્તા અથવા બહુરૂપિણી** : શ્વેતામ્બર સાહિત્ય પ્રમાણે ગૌરવર્ણી, ભદ્રાસન પર બેસનારી નરદત્તા નામે મુનિસુવ્રતનાથની શાસન દેવી થઈ. તેના ચાર હાથ કરવામાં આવે છે. તેમાં વરદ, અક્ષસૂત્ર, બિજોરૂં અને ત્રિશૂળ (અથવા કુંભ) ધારણ કરે છે. દિગમ્બર ગ્રંથકારો તેનું બહુરૂપિણી નામ આપે છે. આ યક્ષિણી કૃષ્ણસર્પ (નાગ) ઉપર સ્વારી કરે છે. અને તેના હાથમાં ઢાલ, ફળ, ખડ્ગ અને વરદ હોય છે. વરૂણ યક્ષ સાથેની યક્ષિણી વરદત્તા હોવાનું રૂપાવતાર કહે છે. જ્યારે શિલ્પરત્નાકર તેનું નરદત્તા કે અચ્છુપ્તા નામ જણાવતાં, તેનો વર્ણ સુવર્ણ સમાન અને ભદ્રાસનવાળી બેઠેલી હોવાનું કહે છે. નરદત્તા અથવા બહુરૂપિણીના પ્રતીકો અને તેમના યક્ષનો શૈવ ગુણ બતાવે છે કે આ યક્ષિણીઓ દુર્ગાનું સ્વરૂપ અથવા બ્રાહ્મણધર્મની શક્તિનું સ્વરૂપ છે. તે રીતે વરદત્તાનું વાહન સિંહ જણાવે છે. યક્ષિણી પ્રમાણે તેના હાથમાં બિજોરૂં અને ઘટ હોય છે. વરૂણની પત્નીની સાથે કુંભ સંકળાયેલો હોય છે. નરદત્તા અને સુમતિનાથની યક્ષિણી પુરૂષદત્તા બંને એકસરખો અર્થ બતાવે છે અને તેમનું ઉદ્ભવસ્થાન પણ એક જ હોવાનું સંભવે છે.

**૨૧. ગાંધારી અથવા ચામુંડા** : શ્વેતામ્બર પ્રમાણે હંસના વાહન ઉપર બેસનારી છે. તે શ્વેત અંગવાળી છે. યક્ષિણી ગાંધારી અશ્વ ઉપર સ્વારી કરે છે. તેને ચાર હાથ હોય છે. તેના હાથમાં વરદમુદ્રા, ખડ્ગ, બિજોરૂં અને ભાલો (કુન્ત) હોય છે. દિગમ્બર પ્રમાણે આજ યક્ષિણીનું સ્વરૂપ ચામુંડા મકર ઉપર સ્વારી કરે છે. અને તેના હાથમાં અક્ષસૂત્ર, દંડ, ઢાલ અને ખડ્ગ હોય છે. ગાંધારી

અને ચામુંડા નામો વાસુપૂજ્યની યક્ષિણીના સંબંધમાં વપરાયેલા છે તેથી એમ જણાય છે કે સુવ્રતનાથની ગાંધારી અથવા ચામુંડા યક્ષિણીની કાંઈક અકળ રીતે અદલાબદલી થઈ ગઈ હોય એમ માનવાને કારણ મળે છે. વાસુપૂજ્યની બાબતમાં શ્વેતામ્બરની યક્ષિણી ચંડા છે. જ્યારે ગાંધારી જે અહીં શ્વેતામ્બર પ્રમાણે યક્ષિણી છે તે દિગમ્બર પ્રમાણે વાસુપૂજ્યની યક્ષિણી બને છે. વાસુપૂજ્ય સાથે સંકળાયેલી યક્ષિણી ગાંધારી મકર ઉપર સ્વારી કરે છે જ્યારે શ્વેતામ્બર પ્રમાણે યક્ષિણી અશ્વ ઉપર સ્વારી કરે છે. વિદ્યાદેવી તરીકે પણ ગાંધારીની ગણના કરેલી છે યક્ષિણી ગાંધારીના પ્રતીકો વરદ, બિજોરું અને હંસ વાહન તેને વિદ્યાદેવી તેમજ યક્ષિણી બંને માટે યોગ્ય ગણાવે છે. દિગમ્બર પ્રમાણે ચામુંડા કુસુમમાલિની તરીકે ઓળખાય છે. તેનું વાહન મકર નામ પ્રમાણે યોગ્ય જ છે કારણ કુસુમમાલી અથવા કામદેવનું વિશિષ્ટ ચિહ્‌ન મકરકેતન છે. જિન નમિનાથની આ યક્ષિણી છે.

**૨૨. અંબિકા કુષ્માણ્ડિની અથવા આમ્રા :** બાવીસમા તીર્થંકર નેમિનાથની યક્ષિણીનું શ્વેતામ્બર પ્રમાણેનું વર્ણન સુવર્ણસમાન કાંતિવાળી, સિંહના વાહન પર બેસનારી છે તેના હાથમાં આંબાની લૂમ પાશ, બાળક અને અંકુશ હોય છે. યક્ષિણીની દિગમ્બર મૂર્તિ પણ અંબિકાને સિંહ સ્વાર કહે છે અને તેને બે હાથ હોય છે તેમાં આંબાની લૂમ અને બાળક હોય છે. આ બંને પ્રકારની મૂર્તિઓ જૈન સ્થાનકોમાં મળી આવે છે. તેના હાથમાં આંબાના ફળને કારણે તે આમ્રા કહેવાય છે. તેના નામ અને દેખાવથી તે દુર્ગા સાથે સામ્ય ધરાવે છે. અંબા, અંબાલિકા અને અંબિકા દુર્ગાનાં નામો છે. તેનું બીજું નામ કુષ્માણ્ડી છે તે પણ દુર્ગાનું નામ છે. ભગવાન શિવની સાથે સંકળાયેલી કુષ્માણ્ડ નામની પર્વતાળ પ્રદેશની આ એક જાત છે. તેથી શકય છે કે યક્ષિણી કુષ્માણ્ડી આ જાતિની યક્ષિણી હોય. આ જાતિ ઉત્તર હિમાલયના પ્રદેશની છે.

જૈન સંપ્રદાયમાં અંબા—અંબિકાની પૂજા થાય છે. ભગવાન નેમિનાથની શાસનદેવી તરીકે અંબિકાનું સ્થાન છે છતાંપણ તેનું મહત્ત્વ શાસનદેવી કરતાં એક સ્વતંત્રદેવી તરીકે જૈનધર્મના બંને સંપ્રદાયો–શ્વેતામ્બર અને દિગમ્બરે સ્વીકારેલું છે. અનેક સ્થળોએ આવેલાં જૈનમંદિરોમાં અંબિકાની પ્રતિમાઓ નજરે પડે છે આચાર દિનકરના ભગવતી મંડલમાં અંબિકાને જ મુખ્ય દેવી તરીકે જણાવેલ છે ઉપરાંત તેના પરિવારમાં માતૃકાઓ, સોળ વિદ્યાદેવીઓ, ચોસઠ યોગિણીઓ, બાવન વીર, અષ્ટ ભૈરવ, દસ દિક્‌પાલ, નવગ્રહ અને ક્ષેત્રપાલ વગેરે દેવતાઓની નોંધ આપેલી છે. કેટલાંક ગ્રંથકારો તેને કુષ્માંડી અગર આમ્રકુષ્માંડી તરીકે પણ ઓળખાવે છે.

બ્રાહ્મણધર્મમાં અંબિકાનું સ્થાન જગદંબિકા તરીકે બતાવવામાં આવ્યું છે. તેને સાક્ષાત્ ભગવતી દુર્ગાનું મુખ્ય સ્વરૂપ માની પૂજવામાં આવે છે. અર્થાત્ અંબાનું સ્થાન સર્વશ્રેષ્ઠ દેવી તરીકે મનાય છે. છતાં પણ જૈન શાસનદેવી અંબિકા અને બ્રાહ્મણધર્મમાં અંબા-બંનેના સ્વરૂપો જૂદાં જ છે.

અંબિકા યક્ષિણીની ઘણી પ્રતિમાઓ (નાની અને મોટી) મળી આવે છે. તેવી જ રીતે અંબિકાની [2]પ્રાચીન પ્રતિમાઓ મળી આવ્યાના ઉલ્લેખો છે. તેને કલા-કૌશલ્યના સુંદર નમૂના તરીકે ગણાવી શકાય.

અંબિકાદેવીની આરાધના અનેક આચાર્યોએ કરી હોવાની નોંધ આવશ્યકસૂત્ર ઉપરની હરિભદ્રની ટીકામાંથી પ્રાપ્ત થાય છે.

**૨૩. પદ્માવતી** : શ્રી ત્રિષષ્ઠિશલાકાપુરૂષ ચરિત્ર (પર્વ–૯ સર્ગ–૩)માં પદ્માવતીનું વર્ણન આ રીતે કરેલું છે. કુર્કટ જાતિના સર્પના વાહનવાળી, સુવર્ણના જેવા વર્ણવાળી, બે દક્ષિણ ભુજામાં પદ્મ અને પાશને ધારણ કરતી તથા બે વામ ભુજામાં ફળ અને અંકુશ ધારણ કરનારી પદ્માવતી નામે યક્ષિણી શાસનદેવી થઈ. જૈનધર્મના બંને સંપ્રદાયોમાં પદ્માવતી આવકાર પામેલી યક્ષિણી છે. શ્વેતામ્બર પ્રમાણે પદ્માવતીને સર્પ સાથે કુકડાનું વાહન હોવાનું નોંધાયેલું છે. તેના હાથમાં પદ્મ, પાશ, ફળ અને અંકુશ ધારણ કરે છે. દિગમ્બર સંપ્રદાય પ્રમાણે પદ્માવતી યક્ષિણીને તેના હાથની સંખ્યા પ્રમાણે ચાર પ્રકારની વર્ણવેલી છે. કેટલાક ગ્રંથ તેને સર્પ અને કુકડાનું વાહન આપે છે. બીજા તેને પદ્માસના કહે છે. તેના ચતુર્ભુજ સ્વરૂપમાં તેના હાથમાં અંકુશ અક્ષસૂત્ર અને બે પદ્મ હોય છે. જો તેને છ ભૂજાવાળી બતાવવામાં આવે તો તેના છ હાથમાં આ પ્રમાણે શસ્ત્રો હોય છે: પાશ, ખડ્ગ, ભાલો, અર્ધચંદ્ર, ગદા અને મુશલ. જો તેને આઠ હાથ હોય તો પાશ અને બીજાં સાધનો ધારણ કરે છે. ચોવીસ હાથ હોય તો તેના હાથમાં શંખ, તલવાર, ચક્ર, અર્ધચંદ્ર, પદ્મ, નીલોત્પલ, ધનુષ્ય, શક્તિ, પાશ, ઘંટા, બાણ, મુશલ, ઢાલ, ત્રિશૂળ, પરશુ, કુન્ત, વજ્ર, માળા, ફળ, ગદા, પત્ર, પલ્લવ, પર્ણ અને વરદમુદ્રા હોય છે. પાર્શ્વનાથ તીર્થંકરની સાથે પદ્માવતી યક્ષિણીની મૂર્તિ નજરે પડે છે. પદ્માવતીની કથામાં તે હંમેશ સર્પ સાથે સંકળાયેલી હોય છે અને તે પાતાળદેશવાસિની કહેવાય છે. તેનું સર્પનું પ્રતીક શિલ્પમાં સુંદર રીતે કંડારેલું હોય છે, તે જ પ્રમાણે તેનું બીજું પ્રતીક પદ્મ, તેમાંથી તેનું નામ પદ્માવતી પડેલું જણાય છે. બંગાળમાં પદ્માવતી તેના પ્રતીક સર્પ સાથે સર્પની દેવી મનસા તરીકે પણ પૂજાય છે અને તે જરત્કારૂની પત્ની છે. પદ્મપુરાણ અને બેહુલા (વિપુલા) ચરિતમાં બેહુલા વેપારી

૨. ગુજરાતનું મૂર્તિવિધાન (પૃ. ૪૯૪)–ક ભા. દવે.

ચંદ અને પદ્માવતીની કથા આપેલી છે. જૈન પદ્માવતી અને બ્રાહ્મણધર્મની મનસાનો ઉદ્ભવ જૈન કથાઓમાંથી થયેલો જણાય છે. સાધુ જરત્કારૂ તે જ જૈન કથાઓમાં કઠ છે અને તે જ પાછળથી પાતાળના રાજા શેષ થયા એવી માન્યતા છે. તેનો યક્ષ પાર્શ્વ છે. અને તે જિન ભગવાન પાર્શ્વનાથની શાસનદેવી છે. પદ્માવતીની સંખ્યાબંધ પ્રતિમાઓ મળે છે.

વૈદિકધર્મમાં પદ્માવતીની કલ્પના દેવી–કવચમાં થયેલી છે તેમાં पद्मावती पद्मकोशे જણાવી તેનું સ્થાન પદ્મકોશ ઉપર હોવાનું વરાહ પુરાણકારે સૂચવ્યું છે. જૈનસંપ્રદાયમાં પદ્માવતીનું સ્થાન એક તાંત્રિકદેવી તરીકે ઊંચું મહત્ત્વ ધરાવે છે તેની ઉપાસનાનો ગ્રંથ "ભૈરવ પદ્માવતી કલ્પ" વધારે જાણીતો છે. અનેક તંત્રગ્રંથો તેની ઉપાસના માટે ઉપલબ્ધ છે. જૈન સંપ્રદાયમાં જે ચાર તીર્થંકરો અને ચાર શાસનદેવીઓ મુખ્ય ગણાય છે તેમાં પદ્માવતીની પણ ગણના થાય છે. બૌદ્ધગ્રંથ સાધનમાલામાં બૌદ્ધોની તારા સાથે જૈન યક્ષિણી પદ્માવતીની પ્રતિમામાં સામ્ય છે તેમ નોંધેલું છે.

**૨૪. સિદ્ધાયિકા :** શ્વેતાંબર પ્રમાણે છેલ્લા તીર્થંકર મહાવીરની આ યક્ષિણી નીલવર્ણી છે અને સિંહની સ્વારી કરે છે. તેને ચાર હાથ હોય છે તેના હાથમાં તે પુસ્તક, અભય, બિજોરું અને બાણ ધારણ કરે છે. નિર્વાણકલિકા અને ત્રિષષ્ઠિકાર બિજોરાંને બદલે વીણા જણાવે છે. દિગમ્બર પ્રમાણે આ યક્ષિણીને બે હાથ હોય છે અને તેમાં તે વરદમુદ્રા અને પુસ્તક ધારણ કરે છે અને તેનું વાહન સિંહ છે. સિદ્ધાયિકા નામ વૈદિક સિદ્ધાંબિકા સાથે કેટલુંક સામ્ય ધરાવે છે પણ બંનેના આયુધોમાં સામાન્ય તફાવત જણાય છે. તેનો યક્ષ માતંગ છે. પદ્માવતીની જેમ સિદ્ધાયિકાની મૂર્તિઓ મહાવીરના શિલ્પોમાં જણાય છે. આ મૂર્તિઓમાં સિંહ અને પુસ્તકનું પ્રતીક મહત્ત્વનું સ્થાન ભોગવે છે. સિદ્ધાયિકા સાથે સંકળાયેલું ખુબ અગત્યનું પ્રતીક સિંહ છે. તેનું પ્રતીક સિંહ તેના દેવ મહાવીર સાથે પણ જોડાયેલું છે. તેના બીજાં પ્રતીકો પુસ્તક અને વીણા તેને વિદ્યાદેવીના સ્વરૂપ તરીકે ઓળખાવે છે. વિદ્યાદેવીને સિંહનું વાહન આપવાનું માત્ર જૈનોમાં જ જણાય છે. તેવી જ રીતે બનારસમાં વાગીશ્વરીની પ્રતિમા સિંહ ઉપર બિરાજેલી છે. સિદ્ધાયિકાનું બીજું પ્રતીક બિજોરૂં છે અને તે પ્રતીક તેનું યક્ષિણીનું સ્વરૂપ વ્યક્ત કરે છે.

## પ્રકરણ ૫

# દિક્‌પાલો અને પ્રતિહારો

બ્રાહ્મણધર્મમાં જેમ દિક્‌પાલોનું સ્થાન મહત્ત્વનું છે તેમ જૈનધર્મના બંને સંપ્રદાયોએ અગત્યના કેટલાક દેવતાઓને દિક્‌પાલોનું સ્થાન આપેલું છે. હિંદુ શાસ્ત્રકારોએ ચાર દિશા અને ચાર વિદિશા મળી કુલ આઠ દિક્‌પાલોની કલ્પના કરી છે આ આઠે દિશાના અધિપતિ દેવો પોતપોતાની દિશાનું રક્ષણ કરતાં હોવાને કારણે દિશાઓનું પૂજન અર્ચન વગેરેમાં તેઓનું પૂજન કરવામાં આવે છે. પૂર્વથી આરંભી ઈશાન પર્યંત આઠે દિશાઓના અનુક્રમે ઈન્દ્ર, અગ્નિ, યમ, નિઋતી, વરૂણ, વાયુ, કુબેર અને ઈશાન તેના દેવો છે. તેમાં જૈનોએ નાગ અને બ્રહ્માની ગણતરી કરીને દસ દિક્‌પાલો કલ્પ્યાં છે. કુબેર અને નિઋતીને દેવો તરીકે કલ્પ્યા હોવા છતાં તેનાં વર્ણનો યક્ષ જેવાં નોંધાયાં છે. આ દિક્‌પાલો દિશાઓનું રક્ષણ કરવા માટે જાણીતા છે તેમનો ઉદ્‌ભવ અથવા તેમની કલ્પના અર્ધદૈવી રાજવીઓ કે જે ચોક્કસ દિશાઓના પ્રદેશોના રક્ષણની જવાબદારી લે છે તેમાંથી થયેલી જણાય છે. આ વિચારો બ્રાહ્મણધર્મ સાથે વધુ બંધબેસતા આવે છે. જૈન દેવવૃંદમાં ઘણા દેવો બ્રાહ્મણધર્મમાંથી સ્વીકારાયેલા છે તેવી જ રીતે જૈનોએ દિક્‌પાલોને પણ સીધેસીધા સ્વીકારી લીધેલા જણાય છે. જૈનધર્મના દિક્‌પાલોના મુખ્ય લક્ષણો બ્રાહ્મણધર્મના દિક્‌પાલોને પૂરેપૂરાં મળતાં આવે છે. છતાં પણ જૈનધર્મમાં દિક્‌પાલોનું સ્થાન સ્પષ્ટ છે. તે હંમેશ તીર્થંકરોના ગૌણ (મદદનીશ) ગણાય છે. તેવી જ રીતે બૌદ્ધધર્મમાં પણ દિશાઓના મુખ્ય દેવતા સર્વસંભાળ રાખે છે. કેટલાંક યક્ષોના નામ અને સ્વભાવ દિક્‌પાલોમાં તેમનું મૂળ જુએ છે. સૌ પ્રથમ કોણ? યક્ષો કે દિક્‌પાલો એ વિવાદાસ્પદ પ્રશ્ન છે છતાં પણ દિક્‌પાલો ઉપર યક્ષોની અસર સ્પષ્ટપણે જોઈ શકાય છે. દિક્‌પાલો જેવાં કે ઈન્દ્ર, ઈશાન, બ્રહ્મા, અને નાગને જૈન દેવવૃંદોમાં દાખલ કરેલાં છે અને તેમની પત્નીઓના વર્ણન પણ સ્વતંત્ર રીતે શિલ્પના ગ્રંથોમાં આલેખેલાં છે. દિક્‌પાલોનું બીજું લક્ષણ લોકપાલોનું અને તેથી તેઓ તે રીતે ઓળખાય છે, તેને વાસ્તુદેવતા તરીકે પણ પૂજવામાં આવે છે. એક શ્વેતામ્બર ગ્રંથ પ્રમાણે તેઓ કુમારો તરીકે કાર્ય બજાવે છે અને તેઓ દિક્‌પાલો કરતાં થોડાંક જુદાં પડે છે. શ્વેતામ્બરો અને દિગમ્બરો પ્રમાણે દસ દિક્‌પાલોનું વર્ણન નીચે પ્રમાણે છે.

૧. ઈન્દ્ર : ઋગ્વેદમાં ઈન્દ્ર મુખ્ય દેવોમાંના એક છે. તે જગતના પાલક દેવ ગણાય છે. ઈન્દ્ર અંગેના ઘણાં સૂક્તો ઋગ્વેદમાંથી મળી આવે છે. જૈન મંદિરોમાં બહારની બાજુ દિક્પાલોના મૂર્તિશિલ્પો મૂકેલાં જોવામાં આવે છે. જૈનોના નિર્વાણકલિકા, આચાર દિનકર અને પ્રતિષ્ઠાસારોદ્ધારમાં દિક્પાલોનાં વર્ણન આપેલાં છે તે બધાં હિંદુ મૂર્તિવિજ્ઞાનને અક્ષરશઃ મળતાં આવે છે, છતાં પણ શ્વેતામ્બર અને દિગમ્બર ગ્રંથો પ્રમાણે દિક્પાલ ઈન્દ્રના વર્ણનમાં સહેજ ફરક છે. ઈન્દ્રના મુખ્ય લક્ષણોમાં તેનો હાથી ઐરાવત અને તેનું શસ્ત્ર વજ્ર છે. ઈન્દ્ર પૂર્વદિશાના રખેવાળ છે તેની પત્ની શચીના નામે ઓળખાય છે. એક ગ્રંથ પ્રમાણે ઈન્દ્રને એક હજાર આંખવાળો કહેલો છે અને બ્રાહ્મણધર્મમાં ઈન્દ્રને એક હજાર આંખો છે તેવા ઉલ્લેખ મળે છે. તે જ વિચાર જૈનધર્મે અપનાવેલો જોઈ શકાય છે. મહાવીરના માતંગ યક્ષ અથવા અરનાથના મહેન્દ્ર યક્ષનું વર્ણન ઈન્દ્રના ખ્યાલ સાથે બંધબેસતું આવે છે. પંચમહાભૂતનો મૂર્તિમંતદેવ ગણાય છે, તેથી તે દેવો અને મનુષ્યો વચ્ચે મધ્યસ્થ હોઈને મનુષ્યોએ આપેલા હવિને દેવતાઓને પહોંચાડવાનું કાર્ય કરે છે.

૨. અગ્નિ : શ્વેતામ્બર અને દિગમ્બર બંનેના મત પ્રમાણે અગ્નિ મેષ ઉપર સ્વારી કરે છે. તે શક્તિ અને સાત શિખા (જ્યોત) ધારણ કરે છે. શ્વેતામ્બર ગ્રંથ પ્રમાણે તેના હાથમાં ધનુષ અને બાણ હોય છે. આચારદિનકર તેના બે હાથમાં શક્તિ તથા માલા આપે છે. પણ તેના વાહનો વેશભૂષા વગેરે હિંદુમૂર્તિ વિધાનને અનુરૂપ છે. જ્યારે દિગમ્બર તેના હાથમાં યક્ષનો કુંભ અને વલયમાં અક્ષસૂત્ર આપે છે. તે અગ્નિકોણનો પ્રદેશ સંભાળે છે. બ્રાહ્મણધર્મના અગ્નિદેવ અને જૈનધર્મના દિક્પાલ અગ્નિમાં ઝાઝો ફરક નથી. વૈદિક દેવોમાં અગ્નિનું સ્થાન મહત્ત્વનું છે. પૌરાણિક દૃષ્ટિએ તે બ્રાહ્મણધર્મમાંથી જૈન અગ્નિની મૂર્તિ ઉદ્ભવી હોય તેમ જણાય છે. તેના હાથમાં રહેલા ધનુષ અને બાણ ધ્યાન ખેંચે છે. કાર્તિકેય ના હાથમાં જે આયુધો આપેલાં છે તે અગ્નિની પાસે પણ છે. અગ્નિ કાર્તિકેયના દેવ ગણાય છે. આધ્યાત્મિક રીતે અગ્નિને શિવનું અપર સ્વરૂપ માનવામાં આવે છે. યક્ષનો કુંભ તેમજ અક્ષસૂત્ર આ બંને પ્રતીકોથી અગ્નિને યક્ષના પુરોહિત ગણી શકાય.

દિક્પાલોની પ્રતિમાઓ પ્રાચીન મંદિરોની ફરતી જંઘાઓમાંથી મળે છે. તેવી જ રીતે દિક્પાલ અગ્નિની નાનીમોટી પ્રતિમાઓ મળી આવે છે. અગ્નિની ભાગ્યે જ સ્વતંત્ર પ્રતિમા મળી આવે છે.

તેની પત્નીનું નામ સ્વાહા છે. સ્વાહા પણ યજ્ઞનો ખ્યાલ આપે છે. સ્વાહા સ્વાયંભુવ મન્વંતરના બ્રહ્માના માનસપુત્ર દક્ષ પ્રજાપતિની સોળ કન્યાઓ પૈકીની એક હતી. તેને બ્રહ્માએ કલ્પના પ્રારંભમાં તેને પૂર્વ અને દક્ષિણ દિશાની મધ્યમાં આવેલી વિદિશામાં સ્થાન આપી અગ્નિને તેનો અધિપતિ બનાવ્યો.

**૩. યમ :** મૃત્યુના રાજા યમ દક્ષિણ દિશાના રખેવાળ છે. શ્વેતામ્બર અને દિગમ્બર પ્રમાણે તે મહિષ ઉપર સ્વારી કરે છે અને હાથમાં દંડ ધારણ કરે છે. જૈન સંપ્રદાયમાં યમને સૂર્યપુત્ર તરીકે ઓળખવામાં આવે છે અને તેની સાથે તેની પત્ની છાયા હોય છે. તેનું રૂપવિધાન હિંદુ મૂર્તિવિધાન પ્રમાણે છે. તેનું મુખ્ય કાર્ય માત્ર દિશાઓની રખેવાળી નહીં પણ જે આત્માઓ મૃત્યુલોકમાંથી ચાલ્યા જાય તેના ગુણ અને દુર્ગુણને આધારે ન્યાય આપવાનું કાર્ય છે. જૈન યમ અને બ્રાહ્મણધર્મના યમ બંનેના કાર્યો એકસરખાં છે. જૈન યમની પત્નીનું નામ છાયા છે જ્યારે બ્રાહ્મણધર્મમાં સૂર્યની પત્નીનું નામ છાયા છે. આ એક મહત્ત્વનો ફરક છે. જૈનો યમની પત્નીને છાયા નામ આપે છે તે સાર્થ છે કારણ યમ ધર્મરાજાના નામે પણ ઓળખાય છે અને સૂર્ય પણ તે જ સંજ્ઞાથી જાણીતા છે. આના અનુસંધાનમાં ચંદ્રપ્રભના યક્ષ વિજય અથવા શ્યામની વચ્ચે સામ્ય છે. આ સામ્ય યમના નામ અને તેના પ્રતીકો સાથેનું છે. વિજયનો અર્થ યમ થાય છે. અને શ્યામની પત્ની જ્વાલિની મહિષ ઉપર સ્વારી કરે છે તેમજ દક્ષિણ દિશાના દિક્પાલનું વાહન પણ મહિષ છે. યમને દક્ષિણ દિશાના અધિપતિ કહેવામાં આવે છે. દિક્પાલોની સ્વતંત્ર પૂજા થતી નહીં હોવાને કારણે તેમનાં બીજાં દેવોનાં જેવાં સ્વતંત્ર મંદિરો મળતાં નથી.

**૪. નૈઋત :** નૈઋત્ય દિશાના રક્ષકદેવ નૈઋત છે તે દિક્પાલ હોવા છતાં તેનું સ્વરૂપ રાક્ષસ જેવું ક્રૂર હોવાનું જણાય છે અને શ્વેતામ્બર ગ્રંથો પ્રમાણે તેનું વાહન શબ અથવા પ્રેતવાહન હોય છે. આ દિક્પાલ વ્યાઘ્રચર્મ પહેરે છે અને તેના હાથમા મુદ્‌ગર, ગદા અથવા ખડ્ગ અને ધનુષ (પિનાક) હોય છે. દિગમ્બર પ્રમાણે આ દેવનું વાહન રીંછ છે અને તેમના હાથમાં શ્વેતામ્બર પ્રમાણેના આયુધો હોય છે. દિક્પાલ કે લોકપાલનો ખ્યાલ બ્રાહ્મણધર્મની અસર પ્રમાણે છે. છતાં તેનું મૂળ જૈન છે તે માટે તેના પ્રતીકમાં રીંછનું વાહન અને વ્યાઘ્રચર્મ તેમજ ધનુષ છે. ઈન્દ્ર અને યમની માફક નૈઋત્યની પ્રતિમાઓ મળી નથી. પરંતુ કેટલાંક પ્રાચીન મંદિરોની ઝંઘામાં તેની મૂર્તિઓ નૈઋત્ય ખૂણા ઉપર મૂકેલી હોય છે.

**૫. વરૂણ :** પશ્ચિમ દિશાના દિક્પાલ વરૂણ છે. તેમના વાહન માટે શ્વેતામ્બર ગ્રંથોની અંદર પણ ફરક છે. દિગમ્બર ગ્રંથો પ્રમાણે તેનું વાહન મકર છે, જ્યારે શ્વેતાંબરના મતે મત્સ્ય છે. છતાં બંને સંપ્રદાયો પ્રમાણે તેના હાથમાં પાશ છે અને સમુદ્રરૂપી વસ્ત્રો ધારણ કરે છે. દિગંબર પ્રમાણે તેની મૂર્તિઓમાં અલંકારો મોતી અને પરવાળા બતાવવામાં આવે છે અને હાથમાં પાશ ધારણ કરે છે. વરૂણ વેદમાં જાણીતો દેવ છે. વેદના કેટલાંક સૂક્તોમાં વરૂણની સ્તુતિ ઈન્દ્ર સાથે પણ કરેલી જોવામાં આવે છે. વરૂણ એ વૈદિક દેવ હોઈ, દેવ-મંદિરમાં દિક્પાલ તરીકે જ નહિ પણ પંચમહાભૂતો પૈકી એકના અધિપતિ તરીકે તેનું સ્થાન ઊંચું છે. વરૂણનું જૈનસ્વરૂપ મત્સ્યના પ્રતીકથી જુદું તરી આવે છે. બ્રાહ્મણધર્મના પશ્ચિમ દિશાના રખેવાળ દેવની સાથે આ યક્ષ વરૂણનું સામ્ય જણાય છે. મકર, પાશ, મૌક્તિક વગેરે તેનાં પ્રતીકો છે. આ તમામ પ્રતીકો પશ્ચિમ અને સમુદ્રની સાથે સંકળાયેલાં છે. યક્ષોમાં એક યક્ષનું નામ વરૂણ છે. જે મુનિસુવ્રતનાથનો યક્ષ છે. તેનું વાહન વૃષભ છે. જિન અનન્તનાથનો યક્ષ પાતાલ નામે છે તેનું વાહન મકર છે અને તેના પ્રતીકોમાં પાશ છે. દિક્પાલ વરૂણમાં યક્ષો વરૂણ અને પાતાલની તે અસર થઈ હોઈ તે સંભવિત છે. જૈનોના આચારદિનકર અને પ્રતિષ્ઠાસારોદ્ધાર નામના ગ્રંથોમાં હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણેનાં વર્ણનો આપેલાં છે. શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાય પ્રમાણે વરૂણના વાહનમાં માત્ર ફરક છે. બાકી બધું હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે જ વર્ણન છે.

**૬. વાયુ :** બ્રાહ્મણ ધર્મમાં વાયુ પંચમહાભૂતોમાંનો એક દેવ ગણાય છે. તેનું સ્થાન દિક્પાલોમાં પણ છે. જૈન ગ્રંથોના આધાર પ્રમાણે તેનું વાહન મૃગ છે. કેટલાંક શ્વેતામ્બર ગ્રંથો તેને વજ્રનું આયુધ આપે છે. તેનો વર્ણ શ્વેત કહે છે જ્યારે બીજા ગ્રંથો તેને ધ્વજનું પ્રતીક આપે છે. દિગમ્બર ગ્રંથ પ્રતિષ્ઠાસારોદ્ધાર પ્રમાણે તેના હાથમાં કાષ્ઠનું આયુધ (વૃક્ષાયુધ) હોય છે. વાયુ વાયવ્ય કોણના રખેવાળ કે અધિષ્ઠાતા દેવ ગણાય છે. જૈન વાયુ અને બ્રહ્મણધર્મના વાયુમાં ખાસ ફરક જણાતો નથી. વાયુના હાથમાં વજ્ર તે કાંઈક નવો વિચાર બતાવે છે તેવી જ રીતે તેના હાથમાં વૃક્ષાયુધ (લાકડાનું આયુધ) છે તે બ્રાહ્મણધર્મમાં જાણીતું નથી. વાયુ દિક્પાલની સાથે જિન પદ્મપ્રભુનો કુસુમ યક્ષ કાંઈક સામ્ય ધરાવે છે. યક્ષ કુસુમને બંને સંપ્રદાયો પ્રમાણે મૃગનું વાહન હોય છે.

**૭. કુબેર :** ઉત્તર દિશાના રખેવાળ કુબેરને શ્વેતામ્બર જૈનો નરવાહન આપે છે. તે ખૂબ અલંકારો પહેરે છે અને હાથમાં ગદા ધારણ કરે છે. શ્વેતામ્બર

પ્રમાણે તે ઈન્દ્રનો કોષાધ્યક્ષ અને યક્ષોનો રાજા છે. કૈલાસ ઉપર તે પ્રભુત્વ ધરાવે છે. દિગમ્બર ગ્રંથ પ્રતિષ્ઠાસારોદ્ધારમાં તે પુષ્પક વિમાનમાં બેઠેલા હોવાનું જણાવ્યું છે. આ વર્ણન ઉપરથી તેનું સ્વરૂપ સુખી વાણિયા જેવું લાગે છે. કુબેરને ઓળખવા માટે તેની સ્થૂળ કાયા, વિશાળ ઉદર, ગદા અને નાણાંની કોથળી ધ્યાન ખેંચે છે. એક મત પ્રમાણે તેને બે હાથ અને બીજા મત પ્રમાણે તેને ચાર હાથ હોય છે. જૈન કુબેરના શિરોભૂષણમાં જિનની નાની આકૃતિ મૂકવામાં આવે છે. કુબેર શિવને બદલે ઇન્દ્રના ખજાનચી સિવાય કોઈપણ રીતે, જૈન કુબેર બ્રાહ્મણધર્મના કુબેરથી જુદા દેખાતા નથી. જૈન અને બ્રાહ્મણ બંને ધર્મોમાં કુબેરના નરવાહન, અલંકારો, ગદા વગેરે સમાન છે. શિવને બદલે શક્ર કે ઈન્દ્રના ખજાનચી કહેવામાં તેની શ્રેષ્ઠતા જણાય છે. જૈન અને બૌદ્ધધર્મમાં ઈન્દ્રની જયેષ્ઠતા બતાવેલી છે. જિનોના અનુચરોમાં કુબેર (ભગવાન મલ્લિનાથનો) યક્ષ છે અને તે હાથી ઉપર સ્વારી કરે છે, અને તેના હાથમાં ગદા અને બિજોરું છે. કારણ કે તે યક્ષોનો રાજા છે. બીજો યક્ષ ગોમેધ નામે છે તે ભગવાન નેમિનાથનો છે. તે કુબેર જેવો જ છે તેનું નરવાહન છે અને તેનું બૌદ્ધ કુબેર સાથે પણ સામ્ય જણાય છે, તે અહીં નોંધવું જરૂરી છે કે નરવાહન અથવા પુષ્પક–વિમાન એક (પ્રકારની પાલખી) હિમાલયના પ્રદેશમાં ખૂબ પ્રચલિત છે અને કૈલાસ હિમાલયનો એક ભાગ છે. કુબેરની સ્વતંત્ર પ્રતિમાઓ વૈદિક, જૈન અને બૌદ્ધ ત્રણે સંપ્રદાયોમાંથી મળે છે. તે યક્ષરાજ હોવાથી યક્ષ પૂજામાં તેનું સ્થાન અગ્ર ભાગ ભજવે છે. મંદિરોની બહારની બાજુ ઉત્તર દિશાની ભીંતમાં કુબેરની મૂર્તિઓ મૂકેલી છે.

૮. **ઈશાન :** ઈશાનકોણનો રખેવાળ દેવ છે. શ્વેતામ્બર પ્રમાણે તેનું વૃષભવાહન છે અને તેના હાથમાં ધનુષ અને ત્રિશૂળ હોય છે. તે જટામુકુટ ધારણ કરે છે, તેના શરીર ઉપર સર્પો વીંટળાયેલા હોય છે. દિગમ્બર ગ્રંથો તેના પ્રતીક તરીકે ધનુષને બદલે કપાલ (ખોપરી) આપે છે.

બ્રાહ્મણધર્મમાં ઈશાનને શિવ તરીકે ઓળખવામાં આવે છે અને તેમાંથી જૈન દેવવૃંદમાં તે સ્વિકારાયેલા જણાય છે. કપાલ, ધનુષ કે જે પિનાક નામે જાણીતું છે અને સર્પો શિવના જાણીતાં પ્રતીકો છે. પ્રાગૈતિહાસિક કાળમાં શૈવધર્મ ભારતના ઈશાનકોણના પ્રદેશો, તેમાં ખાસ કરીને તિબેટ, સિક્કિમ અને ભૂતાનમાં ફેલાયાની શકયતા છે. ત્યાંના લોકો આજે પણ શૈવધર્મમાં શ્રધ્ધા ધરાવે છે. શ્રેયાંસનાથના યક્ષ ઈશ્વર ઉપર ઈશાનની અસર જણાય છે કારણ તેનું વાહન વૃષભ છે. તેને ત્રણ ચક્ષુઓ છે, ઉપરાંત તેના હાથમાં ત્રિશૂળ વગેરે ધારણ કરે છે.

ઈશાન એટલે શિવ. ઈશાન સ્વરૂપે દિક્પાલનું કામ કરતા હોવાથી, દરેક મંદિરમાં ઈશાનખૂણામાં તેમની મૂર્તિ મૂકવામાં આવે છે. તેમના નામ ઉપરથી તેઓ જે વિદિશાના અધિપતિ છે તેનું નામ ઈશાન પાડવામાં આવ્યું છે.

**૯. બ્રહ્મા** : બ્રાહ્મણધર્મની જેમ જૈનધર્મમાં દિક્પાલ બ્રહ્માને ઉર્ધ્વ પ્રદેશની સંભાળનું કામ સોંપાયેલું છે. શ્વેતામ્બર ગ્રંથો તેને ચતુર્મુખ કહે છે તેનું હંસ વાહન છે. પુસ્તક અને કમળ હાથમાં ધારણ કરે છે. દિગમ્બરો આઠ દિક્પાલથી વધુ સ્વીકારતા નથી તેને કારણે તેઓએ બ્રહ્મા અને નાગને દિક્પાલોની યાદીમાં રજૂ કરેલા નથી.

**૧૦. નાગ** : નાગનું આસન કમલ છે. તેના હાથમાં સર્પ હોય છે. તે પાતાળ-લોક કે જે સર્પોનો પ્રદેશ છે તેના ઉપર રાજ કરે છે.

બ્રહ્મણધર્મમાં બ્રહ્મા અને નાગને જે રીતે વર્ણવ્યા છે તે રીતે જ જૈનધર્મમાં વર્ણવેલા છે. બંને દિક્પાલોનાં પ્રતીકો એક સરખાં છે. બ્રહ્મા તેના ચાર હાથમાંના એકમાં પુસ્તક ધારણ કરે છે. પુસ્તક તે જ વેદો છે. એ નોંધવું ઘણું રસપ્રદ છે કે જૈનોએ જેની ઉપેક્ષા કરી છે તે વેદને બ્રહ્માના પ્રતીક તરીકે અહીં જૈનો સ્વીકારે છે તે ઘણું વિચિત્ર જણાય છે.

સામાન્ય રીતે દિશા અને વિદિશાના અધિપતિઓને લોકપાલ કહેવામાં આવે છે જ્યારે દિક્પાલોની સંખ્યા દસ છે. ઉપર આકાશ અને નીચે પાતાળ (ઊર્ધ્વ અને અધો)ને દિશાઓ તરીકે સ્વીકારતાં તેના બ્રહ્મા તથા અનંત (નાગ)ને દિક્પાલોમાં ગણાવવામાં આવે છે. હિંદુધર્મશાસ્ત્રે આઠ લોકપાલ ગણાવ્યા છે, પણ જૈનગ્રંથો દશની નોંધ આપે છે અને એ રીતે દશે દિક્પાલોનાં વિધાનો રજૂ કર્યાં છે. સામાન્ય રીતે મંદિરોની બહારની જંઘામાંથી આઠ દિક્પાલોની મૂર્તિઓ મળી આવે છે પણ નાગ (અનંત) અને બ્રહ્માની દિક્પતિ તરીકેની મૂર્તિઓ મળી હોય એમ જાણમાં નથી.

## પ્રતિહારો

હિંદુ મંદિરોની જેમ જૈન ધર્મમાં પણ મુખ્ય દેવના દ્વારપાળો (પ્રતિહારો) ને દ્વારની શાખામાં મૂકવાનો નિયમ શિલ્પના ગ્રંથોમાંથી જણાય છે. તે પ્રમાણે જૈનમંદિરોમાં તેની દિશા પ્રમાણે દરેક દ્વારના દ્વારપાળો બનાવવામાં આવે છે. રૂપમંડન અને રૂપાવતાર જેવા ગ્રંથો આ દ્વારપાળોના આયુધો, ઉપકરણો અભિધાનો શાસ્ત્રીય રીતે બનાવવાની સૂચના આપે છે તે આ પ્રમાણે છે :

| નામ | દિશા | કઈ બાજુ | જમણા હાથમાં | ડાબા હાથમાં |
|---|---|---|---|---|
| ૧ ઈંદ્ર | પૂર્વ દિશા | ડાબી બાજુ | ફલ—વજ્ર | અંકુશ—દંડ |
| ૨ ઈંદ્રજય | ,, | જમણી બાજુ | અંકુશ—દંડ | ફલ—વજ્ર |
| ૩ માહેન્દ્ર | દક્ષિણ | ડાબી બાજુ | વજ્ર—વજ્ર | ફલ—દંડ |
| ૪ વિજય | ,, | જમણી બાજુ | ફલ—દંડ | વજ્ર—વજ્ર |
| ૫ ધરણેન્દ્ર | પશ્ચિમ | ડાબી બાજુ | વજ્ર—અભય | સર્પ—દંડ |
| ૬ પદ્મક | ,, | જમણી બાજુ | સર્પ—દંડ | વજ્ર—અભય |
| ૭ સુનાભ | ઉત્તર | ડાબી બાજુ | ફલ—બંસી | બંસી—દંડ |
| ૮ સુર—દુંદુભિ | ,, | જમણી બાજુ | બંસી—દંડ | ફલ—બંસી |

પ્રાચીન જૈનમંદિરોમાં શાસ્ત્રીય લક્ષણયુક્ત દ્વારપાળો પ્રત્યેક દ્વારે મૂકેલા જોવામાં આવે છે. આ રીતે પ્રતિહારો દેવમંદિરોમાં મુકવામાં આવે તો ગામ, નગર અને પુરના સર્વ વિઘ્નોનો નાશ થાય એવી ફલશ્રુતિ શિલ્પશાસ્ત્રકારો જણાવે છે.

## પ્રકરણ ૬

# જૈન સંપ્રદાયમાં ગ્રહો

પ્રાચીન બ્રાહ્મણધર્મની પ્રણાલીને અનુસરીને ગ્રહોની પદ્ધતિને મૂર્તિ સ્વરૂપે જૈનોએ આલેખ્યાં. તેમાંથી એક પ્રકાર દેવોનો ઊભો થયો તે જ્યોતિષ્ક દેવો તરીકે જાણીતો થયો. આ બધા દેવો ગૌણદેવો મનાય છે. આ દેવોના લક્ષણો શિલ્પમાં તેના મૂળ સ્વભાવ પ્રમાણે રજૂ થયાં પરંતુ તેના વિશિષ્ટ લક્ષણોને કારણે તે સ્પષ્ટપણે જૈન ભાવના હોય તેમ જણાય છે. આ દેવોની સાથે જે વિધિવિધાન સંકળાયેલાં છે તેમાંથી અનુમાન કરી શકાય એમ છે કે વ્યક્તિગત અને સંયુક્ત રીતે આ ગ્રહોની પૂજા જૈનોમાં પ્રચલિત છે. તેથી આ ગ્રહોની મૂર્તિઓ જુદી કે સમૂહમાં, બ્રાહ્મણધર્મની જેમ નવગ્રહોની તક્તી જૈનોમાં થવા લાગી. જૈન શાસ્ત્રીય ગ્રંથોને આધારે નવે ગ્રહોની જુદી જુદી આકૃતિઓ ભાગ્યે જ મળે છે. કારણ આ બધા ગ્રહો જુદા જુદા કે એક જ પટ્ટામાં બનાવવાની પરંપરા જૈનમંદિરોમાં હોવાનું માલુમ પડયું છે. જૈન મૂર્તિશાસ્ત્રમાં દિશાઓના દેવ તરીકે ગ્રહોનું પ્રાધાન્ય વિશેષ બતાવેલું છે. જ્યોતિષશાસ્ત્રના દેવોનું જૈન મૂર્તિશાસ્ત્રમાં આ નવું લક્ષણ છે. ગ્રહોની સંખ્યા નવ ગણાય છે. તેમનાં નામો આ પ્રમાણે છે. સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ (બૃહસ્પતિ), શુક્ર, શનિ, રાહુ અને કેતુ.

**૧. સૂર્ય :** જૈનધર્મના શ્વેતાંબર ગ્રંથો પ્રમાણે સૂર્યદેવ સાતઘોડાથી ખેંચાતા રથમાં વિહાર કરે છે અને તેના બેઉ હાથમાં કમળ ધારણ કરે છે. તે પૂર્વદિશાનો દેવ છે અને રન્ના દેવીનો પતિ છે. રન્ના દેવી આ સંપ્રદાયમાં વિશેષ સ્થાન મેળવે છે. દિગંબર વર્ણન પણ લગભગ તેને મળતું આવે છે. આ રીતે સૂર્યનું વર્ણન હિંદુ વૈદિકધર્મ પ્રમાણે જ મળે છે. સૂર્ય પૂર્વમાંથી ઊગતો હોવાથી તે પૂર્વ દિશાનો અધિપતિ ગણાય છે. દિગંબર ગ્રંથ આચાર-દિનકરમાં સૂર્યનું સાદું સ્વરૂપ આપેલું છે.

**૨. ચંદ્ર :** શ્વેતાંબર પ્રમાણે ચંદ્ર દસ શ્વેત ઘોડાઓથી ખેંચાતા રથમાં સ્વારી કરે છે. તેના હાથમાં અમૃતકુંભ હોય છે. આચારદિનકર પણ હાથમાં અમૃત કુંભ હોવાનું સૂચવે છે. તે તારાઓનો અધીશ છે, તે વાયવ્ય કોણની દિશાઓનો ખ્યાલ રાખે છે. આ રીતે હિંદુધર્મશાસ્ત્રો પ્રમાણેનું ચંદ્રનું વર્ણન આપેલું છે. દિગમ્બર પ્રમાણે આ ગ્રહના વર્ણનમાં તેનાં પ્રતીકો બતાવેલાં નથી. છતાં પણ નિર્વાણકલિકા નામના

ગ્રંથમાં તો શિલ્પરત્નના શ્લોકો નવગ્રહના વિધાન માટે શબ્દેશબ્દ લીધેલા હોય તેમ જણાય છે.

૩. **મંગળ** : શ્વેતાંબર ગ્રંથો પ્રમાણે મંગળ ગ્રહની મૂર્તિ જમીન ઉપર ઊભેલી કરવામાં આવે છે. આચારદિનકર તેના હાથમાં કુહાડો આપે છે. બીજા પ્રકારની મૂર્તિ શિલ્પરત્નાકર પ્રમાણે તેને ચાર હાથ હોય છે. તેમાં વરદ, શક્તિ, ત્રિશૂળ અને ગદા હોય છે. આ વર્ણન સાથે નિર્વાણકલિકાકાર સંમત થાય છે. તે ભૂમિપુત્ર તરીકે જાણીતો છે તે દક્ષિણ દિશાનો અધિષ્ઠાતા દેવ છે. દિગંબર ગ્રંથ પ્રમાણે આ ગ્રહના હાથમાં માત્ર ભાલો હોય છે. આ રીતે મંગળ માટે બે પ્રકારનાં વર્ણનો મળે છે. તેનાં વાહન માટે પણ મત જુદાં પડે છે. વિષ્ણુધર્મોત્તરકાર આઠ ઘોડા જોડેલા સોનાના રથમાં તેને બેસાડે છે. જ્યારે શ્રીતત્ત્વનિધિકાર આઠ બકરાં જોડેલાં રથમાં બેઠેલાં જણાવે છે.

૪. **બુધ** : બુધની મૂર્તિ માટે શ્વેતાંબર ગ્રંથો બે પ્રકાર બતાવે છે. એક પ્રકારમાં બુધને હંસવાહન હોય છે અને તેના હાથમાં પુસ્તક ધારણ કરે છે. બીજા પ્રકાર પ્રમાણે તેનું વાહન સિંહ છે અને તેના હાથમાં ખડ્ગ, શૂલ, ગદા અને વરદ હોય છે. આચારદિનકર બુધને ચંદ્રના પુત્ર તરીકે ઓળખાવે છે અને ઉત્તર દિશાના અધિપતિ જણાવે છે. દિગંબરો આ ગ્રહના લક્ષણમાં માત્ર પુસ્તક તેના હાથમાં હોવાનું જણાવે છે. બાકીનું વર્ણન હિંદુમૂર્તિ વિધાનને અનુરૂપ છે.

૫. **બૃહસ્પતિ** શ્વેતાંબર ગ્રંથો પ્રમાણે આ દેવોના જુદા હેવાલો મળે છે. એક પ્રકારમાં હંસવાહન અને હાથમાં પુસ્તક હોય છે. બીજા પ્રકારમાં તેને ચાર હાથ હોય છે અને તેના હાથમાં અક્ષસૂત્ર, દંડ, કમંડલુ અને વરદ ધારણ કરે છે. તેને ઇશાન કોણનો અધિષ્ઠાતા દેવ તરીકે આચાર દિનકરકાર જણાવે છે. દિગંબર પ્રમાણે બૃહસ્પતિ કમળ ઉપર બિરાજે છે અને તેના હાથમાં પુસ્તક, કમંડળુ, અક્ષસૂત્ર અને કમળ હોય છે. તેઓ દેવોના પુરોહિત અથવા ગુરૂ હોવાથી તેમને કેવળ ગુરૂથી પણ ઓળખવામાં આવે છે.

૬. **શુક્ર** : શ્વેતાંબર ગ્રંથો પ્રમાણે તેનું વાહન સર્પ છે અને તેનું પ્રતીક કુંભ છે. તે દૈત્યોના આચાર્ય તરીકે જાણીતા છે અને અગ્નિ કોણના પ્રદેશોના અધિષ્ઠાતા દેવ છે. દિગંબર શાસ્ત્ર પ્રમાણે તેને ચાર હાથ હોય છે તેમાં તે સૂત્ર, સર્પ, પાશ અને અક્ષસૂત્ર ધારણ કરે છે. પ્રતિષ્ઠાસારોદ્ધાર પણ તે જ મત ધરાવે છે. આચાર દિનકર પણ શુક્રના સર્પવાહન અને તેના હાથમાં કુંભ આપવા સાથે સંમત થાય છે.

**૭. શનિ** : શ્વેતાંબર પ્રમાણે શનિનું વાહન કૂર્મ છે અને તેના હાથમાં પરશુ ધારણ કરે છે. તે પશ્ચિમ દિશાના અધિષ્ઠાતા દેવ છે. દિગંબર વધુમાં તેના હાથમાં ત્રિસૂત્ર (ઉપવીત) આપે છે. તેના વાહનમાં જુદા જુદા ગ્રંથકારો જુદો જુદો મત દર્શાવે છે. અભિલષિતાર્થચિન્તામણિમાં તેને ગીધ ઉપર બેઠેલા જણાવે છે જ્યારે રૂપમંડનકાર તેને પાડા ઉપર બેઠેલા કહે છે. અંશુમદ્ભેદાગમ પદ્મ ઉપર બેઠા હોવાનું સૂચન કરે છે અને શ્રીતતત્ત્વનિધિકાર તેને આઠ ગીધ જોડેલા રથમાં બેઠેલા જણાવીને તેના ચાર હાથમાં બાણ, તલવાર, ધનુષ અને અભય હોવાનું જણાવે છે.

**૮. રાહુ** : શ્વેતાંબર પ્રમાણે રાહુ સિંહસ્વાર છે. તેના હાથમાં પરશુ ધારણ કરે છે. તે નૈઋત્ય દિશાના અધિષ્ઠાતા દેવ છે. દિગંબર પ્રમાણે રાહુનું પ્રતીક ધ્વજ છે. શ્રીતત્ત્વનિધિકાર તેને સિંહ જોડેલા રથમાં બેઠેલા વર્ણવે છે. તેનું મુખ ભયંકર હોય છે. સામાન્ય રીતે નવગ્રહમંડળમાં રાહુનું માત્ર માથું જ કોતરેલું હોય છે તેથી તેનાં આયુધો વગેરે જણાતાં નથી.

**૯. કેતુ** : શ્વેતાંબર કેતુને સર્પદેવ તરીકે ગણે છે. તે નાગ ઉપર સવારી કરે છે. અને તેનાં પ્રતીકોમાં પણ નાગ ધારણ કરે છે. તે કોઈ પણ દિશાના અધિષ્ઠાતા દેવ નથી. હિંદુધર્મમાં છળકપટથી દેવમંડળમાં અમૃત પીતાં રાહુનો વિષ્ણુએ ચક્રથી વધ કર્યો, આથી માથાનો ભાગ તે રાહુ અને ધડનો ભાગ કેતુ કહેવાયો. અભિલષિતાર્થચિન્તામણી પ્રમાણે કેતુના પેટ નીચેનો ભાગ સર્પપુચ્છ જેવો હોય છે. શ્રીતત્ત્વનિધિ તેને કબૂતર જોડેલા રથમાં બેસાડે છે. જ્યારે વિષ્ણુધર્મોત્તકાર તેને દસ ઘોડાનો રથ જણાવે છે.

ટુંકમાં નવ ગ્રહના સ્વરૂપો માથે કિરીટ મુકુટવાળા અને શરીરના સર્વ આભૂષણોથી શોભતા કરવા, જૈન સંપ્રદાયમાં ગ્રહોનું મૂર્તિવિધાન, હિંદુમૂર્તિવિધાનને લગભગ મળતું આવે છે. જૈનમંદિરોમાં કેટલીક વખત મૂર્તિ નીચેના પાદપીઠમાં નવે ગ્રહ કોતરેલા મળે છે. આ સિવાય મંદિરોનાં શિલ્પો અને દ્વાર ઉપર પણ નવગ્રહો કંડારેલા મળી આવે છે. પણ નવ ગ્રહોની સ્વતંત્ર પ્રતિમા (સૂર્ય સિવાય) જોવામાં આવતી નથી.

## પ્રકરણ–૭

# શ્રુતદેવીઓ અને વિદ્યાદેવીઓ

જૈનમૂર્તિશાસ્ત્રમાં દેવો અંગેની જે કંઈ વિભાવનાઓ જોવા મળે છે તેમાં એક પણ વિભાવના મૌલિક નથી જણાતી, પરંતુ વિદ્યાદેવીઓની કલ્પના જૈનધર્મમાં મૌલિક છે. વિદ્યાદેવીઓની સંખ્યા સોળ છે. ભારતના કોઈપણ ધર્મોમાં વિદ્યાદેવીઓની વિપુલ સંખ્યા નથી. જૈનધર્મના બંને સંપ્રદાયો સોળ વિદ્યાદેવીઓનો સ્વીકાર કરે છે. પરંતુ એક શ્રુતદેવી અથવા સરસ્વતી તે બ્રાહ્મણધર્મની વિદ્યાદેવીઓને મળતી આવે છે. આ શ્રુતદેવી–સરસ્વતી સોળે વિદ્યાદેવીની અધિષ્ઠાતા દેવી છે અને તેની પૂજા સોળ ગૌણ વિદ્યાદેવીઓ પહેલાં થાય છે. સરસ્વતીનું નામ "શ્રુતદેવી" છે. "શ્રુતિની દેવી" અર્થાત્ વેદોની દેવી. વેદો સાંભળીને (શ્રુ–ધાતુ) સચવાયેલાં. આ નામ પાછળ રહસ્ય રહેલું છે. જૈન ગ્રંથો પ્રમાણે શ્રુતદેવીનું વર્ણન બ્રહ્માની પત્ની બ્રાહ્મણીની સાથે મળતું આવે છે. બ્રહ્માના પોતાના હાથમાં શાસ્ત્રીય ગ્રંથો અથવા વેદ હોય છે. બ્રાહ્મણોની જેમ જૈનો કાર્તિક માસની શુકલ પંચમીએ સરસ્વતીની ખાસ પૂજા કરે છે. આ દિવસને જ્ઞાનપંચમી તરીકે જૈનો ઓળખે છે. આ દિવસે ભકતો ઉપવાસ કરે છે અને શાસ્ત્રના ગ્રંથોની પૂજા કરે છે. બીજી સોળ વિદ્યાદેવીઓ અંગેનો ખ્યાલ તેમના નામ અને પ્રતીકોથી જોવામાં આવે તો તેઓનું સામ્ય જૈન યક્ષિણીઓ સાથે વધુ જણાય છે. તેથી એમ અનુમાન કરી શકાય કે વિદ્યાદેવીઓનો વિચાર યક્ષિણીઓમાંથી ઉદ્દભવ્યો હશે. યક્ષિણીઓ જૈનધર્મના તીર્થંકરો સાથે પુરાણોમાં અને વિધિવિધાનોમાં સંકળાયેલી છે. સોળ વિદ્યાદેવીઓ પ્રથમ દૃષ્ટિએ સોળ કળા અને વિજ્ઞાનની દેવી તરીકે જણાય છે. પરંતુ જૈનધર્મના ગ્રંથો બીજો જ વિચાર રજૂ કરે છે, કે તેમની પૂજાથી ભક્તો જ્ઞાન, ચારિત્ર, યત્ન અને અનેક પ્રકારના માનસિક ગુણો મેળવે છે. ખરું જોતાં આ ગુણો બધા જ શિક્ષણના પાયામાં હોય છે પછી તે સાહિત્ય હોય, કલા હોય કે વિજ્ઞાન હોય!

**સરસ્વતી અથવા શ્રુતદેવી:** શ્વેતાંબર પ્રમાણે આ દેવીનુ વાહન હંસ છે. તેને ચાર હાથ છે. તેમાં તે કમળ, વરદ, પુસ્તક અને અક્ષસૂત્ર ધારણ કરે છે. દિગમ્બર ગ્રંથો સરસ્વતીને મયૂરનું વાહન આપે છે. શ્રુતદેવીની ઘણી મૂર્તિઓ મળેલી છે. તેમાં પુસ્તક, કમળ અથવા હંસના પ્રતીકો ધ્યાન ખેંચે છે.

શ્વેતાંબર ગ્રંથો પ્રમાણે શ્રુતદેવી–વિદ્યાની દેવી દિક્પાલ બ્રહ્માની પત્ની સાથે સામ્ય ધરાવે છે. જેમકે વીણા, પુસ્તક અને અક્ષસૂત્ર સામાન્ય રીતે બંને પ્રકારની પ્રતિમામાં જણાય છે. બ્રહ્માના લક્ષણોમાં તેમનું વાહન હંસ મુખ્ય છે. દિગંબરોએ સરસ્વતીની બાબતમાં હંસવાહનને સ્થાને મયૂર વાહન આપેલું છે. સરસ્વતી બ્રાહ્મણધર્મ પ્રમાણે નદીની દેવી પણ છે. સરસ્વતી દેવીને વિશાળ જૈન સાહિત્યની અધિષ્ઠાતા દેવી ગણવામાં આવે છે.

**૧. રોહિણી વિદ્યાદેવી** જૈનોના બંને સંપ્રદાયો પ્રમાણે આ દેવીનું વર્ણન જુદું પડે છે. શ્વેતામ્બર પ્રમાણે તેનું વાહન ગાય છે, અને તેના હાથમાં શંખ, અક્ષસૂત્ર, ધનુષ અને બાણ ધારણ કરે છે. જ્યારે દિગંબર પ્રમાણે તેના હાથમાં કુંભ, શંખ, કમળ અને ફળ હોય છે.

દિગંબર સંપ્રદાયની ઘણી યક્ષિણીઓ અને વિદ્યાદેવીઓનાં નામ સરખાં જણાય છે તેવી જ રીતે અજિતનાથના યક્ષ મહાયક્ષની પત્નીનું નામ રોહિણી છે. શ્વેતાંબર ગ્રંથો પ્રમાણે રોહિણી સંગીતકલાની અધિષ્ઠાત્રી છે. દિગંબર માને છે કે આ વિદ્યાદેવી રોહિણીની પૂજા કરવાથી ભક્ત સાચી દૃષ્ટિ (સમ્યગ્ દૃષ્ટિ) પામે છે.

**૨. પ્રજ્ઞપ્તિ :** શ્વેતાંબર પ્રમાણે પ્રજ્ઞપ્તિનું વાહન મયૂર છે. તેનો વર્ણ શ્વેત છે. આચાર દિનકર પ્રમાણે તેને બે હાથ છે તેમાં તે કમળ અને શક્તિ ધારણ કરે છે. જ્યારે શ્વેતાંબરના નિર્વાણકલિકા ગ્રંથ પ્રમાણે તેના હાથમાં વરદ, શક્તિ, માતુલિંગ અને શક્તિ છે. દિગંબર ગ્રંથકારો પ્રજ્ઞપ્તિની મૂર્તિના હાથમાં તલવાર અને ચક્ર હોવાનું કહે છે.

સંભવનાથ તીર્થંકરની દિગંબર સંપ્રદાય પ્રમાણેની યક્ષિણીના નામ સાથે આ પ્રજ્ઞપ્તિના નામનું સામ્ય છે, તેથી એમ જણાય છે કે આ પ્રજ્ઞપ્તિએ યક્ષિણી પ્રજ્ઞપ્તિના પતિ યક્ષ ત્રિમુખ પાસેથી મયૂર વાહન આપનાવેલું હોય! વિદ્યાદેવીનું લક્ષણ પદ્મ અને મયૂર હોય છે. પ્રજ્ઞપ્તિ એટલે પ્રજ્ઞા = બુદ્ધિ અર્થાત્ સરસ્વતી. તેથી આ વિદ્યાદેવી પ્રજ્ઞપ્તિના નામે ઓળખાય છે.

**૩. વજ્રશૃંખલા** : શ્વેતાંબર ગ્રંથો પ્રમાણે વિદ્યાદેવી વજ્રશૃંખલાના બે સ્વરૂપો જાણીતાં છે. એક સ્વરૂપ પ્રમાણે તે કમલાસન ઉપર બિરાજે છે તેનો વર્ણ શંખ જેવો છે. તે હાથમાં શૃંખલા અને ગદા ધારણ કરે છે. બીજા સ્વરૂપ પ્રમાણે તે આસન કમળ ઉપર બેઠેલી હોય છે. પણ તેને ચાર હાથ હોય છે તેમાં વરદમુદ્રા, શૃંખલા, કમળ અને શૃંખલા ધારણ કરે છે. દિગંબર ગ્રંથ પ્રમાણે

આ વિદ્યાદેવીના હાથમાં માત્ર શૃંખલા જ હોય છે. આચાર દિનકર પ્રમાણે તેને બે હાથ છે તેમાં તે ગદા અને શક્તિ મૂકે છે.

અભિનન્દન તીર્થંકરની યક્ષિણીનું નામ પણ વજ્રશૃંખલા છે છતાં પણ બંને દેવીઓમાં સામ્ય જણાતું નથી. વિદ્યાદેવી વજ્રશૃંખલાની જેમ શ્વેતાંબર પ્રમાણે યક્ષિણીનું આસન કમળ છે. દિગંબર ગ્રંથ પ્રમાણે વજ્રશૃંખલા વિદ્યાદેવી તેના પૂજકોને શુભાશિષો અને સારી ટેવો આપે છે.

૪. **વજ્રાંકુશા** : શ્વેતાંબર સંપ્રદાયના ગ્રંથોમાં વજ્રાંકુશા વિદ્યાદેવીના બે સ્વરૂપો જણાય છે. તેનો વર્ણ સુવર્ણ સમાન છે. એકમાં તે ગજસ્વાર છે. આચાર દિનકર પ્રમાણે તેના હાથમાં તલવાર, વજ્ર, ઢાલ અને ભાલો ધારણ કરે છે. અને બીજાં સ્વરૂપમાં પણ તે ગજસ્વાર હોય છે પરંતુ તેના હાથમાં વરદમુદ્રા, વજ્ર, માતુલુંગ અને અંકુશ હોય છે. દિગંબર ગ્રંથકારો તેનું વાહન પુષ્પયાન (પુષ્પકવિમાન) કહે છે અને તેના હાથમાં અંકુશ અને વીણા આપે છે. આ વિદ્યાદેવીના વર્ણન પ્રમાણે શ્વેતાંબર સંપ્રદાયમાં અનન્તનાથની યક્ષિણીનું નામ અંકુશા સાથે સામ્ય જણાય છે. તેમાં કેટલાંક પ્રતીકો શ્વેતાંબરનાં અને કેટલાંક દિગમ્બરના પ્રતીકો છે. જેમકે તલવાર, ભાલો, અંકુશ, વગેરે યક્ષિણીને–મળતા આવે છે. હાથીનું પ્રતીક, વજ્રાંકુશા નામ એમ માનવાને પ્રેરે છે કે આ વિદ્યાદેવીને અને ઈન્દ્રને કાંઈક સંબંધ હશે. દિગંબરોએ તેના હાથમાં વીણા આપેલી છે જે માત્ર સરસ્વતીનું પ્રતીક બતાવે છે.

૫. **અપ્રતિચક્રા અથવા જંબુનદા** : શ્વેતામ્બર સંપ્રદાય પ્રમાણે અપ્રતિચક્રા વિદ્યાદેવીનું વાહન ગરુડ છે અને તેના ચારે હાથમાં ચક્ર હોય છે. દિગમ્બર તેને જંબુનદા તરીકે ઓળખે છે અને તેને મયૂરવાહન આપે છે અને તેના હાથમાં ખડ્ગ અને ભાલો હોય છે.

અપ્રતિચક્રા નામ અને પ્રતીક પ્રમાણે ઋષભનાથની યક્ષિણી ચક્રેશ્વરી સાથે સામ્ય ધરાવે છે. આ વિદ્યાદેવીને વિષ્ણુની પત્ની વૈષ્ણવી સાથે સંબંધ હોય તેમ લાગે છે જ્યારે જંબુનદાને કાર્તિકેયની પત્ની કૌમારી સાથેનો સંબંધ દેખાય છે. તે બંનેમાં મયૂર અને ભાલો સરખા જણાય છે.

૬. **પુરૂષદત્તા** : શ્વેતાંબર ગ્રંથોમાં વિદ્યાદેવી પુરુષદત્તાનાં બે સ્વરૂપો બતાવેલાં છે. આચાર દિનકર પ્રમાણે તેને બે હાથ હોય છે તેમાં ઢાલ અને તલવાર ધારણ કરે છે. બીજાં સ્વરૂપમાં તેનો વર્ણ સુવર્ણ જેવો છે. તેને ચાર હાથ હોય છે તેમાં તે વરદ, તલવાર, બિજોરૂં અને ઢાલ રાખે છે. તે મહિષ ઉપર સ્વારી કરે છે. દિગંબરો પ્રમાણે તેના હાથમાં વજ્ર અને કમળ હોય છે અને તે મયૂરની સ્વારી કરે છે. સુમતિનાથ તીર્થંકરના યક્ષ તુંબુરૂના યક્ષિણી પત્ની પુરુષદત્તાનું વર્ણન આ પ્રકારનું છે. મહિષ-

વાહન વિદ્યાદેવીનો મૂળ સંબંધ યમની પત્ની સાથેનો બતાવે છે. યમ હંમેશ મહિષની પીઠ ઉપર સ્વારી કરે છે.

**૭. કાલી :** આ વિદ્યાદેવીની દિગંબર પ્રમાણેની મૂર્તિ મૃગ ઉપર સ્વારી કરે છે. શ્વેતાંબર કાલીનાં બે સ્વરૂપો આપે છે તે કમળ ઉપર બિરાજે છે તેનો વર્ણ શ્યામ છે. આચારદિનકર તેના બે હાથમાં ગદા અને વરદ હોવાની નોંધ કરે છે. અથવા જો ચાર હાથ હોય તો તેમાં અક્ષસૂત્ર, ગદા, વજ્ર અને અભય હોવાનું જણાવે છે. દિગંબર ગ્રંથકારોના મતે તેના બે હાથમાં દંડ તથા ખડ્ગ હોય છે. અભિનંદન તીર્થંકરની શ્વેતાંબર પ્રમાણેની યક્ષિણી કાલિકાના નામ અને અમુક પ્રતીકો સાથે આ વિદ્યાદેવીને સામ્ય છે. દિગંબર દેવીને પણ સુપાર્શ્વનાથની આ જ સંપ્રદાયની યક્ષિણી (કાલી) સાથે પણ સામ્ય છે. અને તેની વાયુની પત્નીના ખ્યાલમાંથી તેની રચના થઈ હોય એમ જણાય છે કારણ આ બંનેમાં હરણ વાહન છે તેથી ચોક્કસ અનુમાન થઈ શકે છે.

**૮. મહાકાલી :** શ્વેતાંબર પ્રમાણે આ દેવીના બે પ્રકારનાં વર્ણન મળે છે. એક પ્રમાણે તેનું નરવાહન છે આચાર દિનકર પ્રમાણે તે હાથમાં ફળ, અક્ષસૂત્ર, ઘંટા અને વરદમુદ્રા ધારણ કરે છે. બીજા પ્રકારમાં પણ તેનું નરવાહન છે અને તેના હાથમાં અક્ષસૂત્ર, વજ્ર, અભયમુદ્રા અને ઘંટા હોય છે. તેનો વર્ણ તમાલ-વૃક્ષસમાન કાંતિવાળો છે. મહાકાલીના દિગંબર સ્વરૂપ પ્રમાણે તે શબ ઉપર ઊભેલી હોય છે, અર્થાત્ તેનું વાહન શબ કહેવાય છે. અને હાથમાં ધનુષ, ખડ્ગ, ફળ અને ચક્ર ધારણ કરે છે.

જૈન મૂર્તિશાસ્ત્રમાં મહાકાલી નામની યક્ષિણી શ્વેતાંબર સંપ્રદાય પ્રમાણે સુમતિનાથની અને દિગંબર પ્રમાણે સુવિધિનાથની મહાકાલી છે વિદ્યાદેવી મહાકાલીમાં બ્રાહ્મણધર્મની કાલીનો સ્વભાવ અને ગુણ વધારે જોવામાં આવે છે. આ યક્ષિણી સાથે ગુણમાં સામ્ય નથી. તલવાર, ઘંટા, અક્ષસૂત્ર વગેરે પ્રતીકો તાંત્રિક લક્ષણો જેવાં છે. કાલીનું સાચું નિશાન દેવીના પગ આગળ રહેલું શબ છે. દિગંબર સંપ્રદાયના ગ્રંથો જણાવે છે કે આ દેવી તેના ભકતોને સમાધિ આપે છે.

**૯. ગૌરી :** શ્વેતાંબર પ્રમાણે ગૌરીનું ગોધા (ઘો) આસન હોયછે. તેનો વર્ણ સુવર્ણ સમાન કાંતિવાળો છે તેને ચાર હાથ કરવામાં આવે છે તેમાં તે વરદ, મુસલ, અક્ષસૂત્ર અને કમળ ધારણ કરે છે. દિગંબર પ્રમાણે ગૌરીનું ગોધાસન હોય છે અને તેના બે હાથમાં માત્ર કમળ ધારણ કરે છે. શ્રેયાંસનાથની દિગંબર પ્રમાણે યક્ષિણી ગૌરી છે તેનાં કેટલાક પ્રતીકો જેવાંકે કમળ, વરદ આ વિદ્યાદેવીના જેમ જ છે. ગોધાસન બ્રાહ્મણ-ધર્મની ગૌરી કે દુર્ગા સાથે પૌરાણિક રીતે સંકળાયેલું છે. ગોધાસન,

કુંભ અને કમળ ઉપરથી અનુમાન કરી શકાય છે, કે બ્રાહ્મણધર્મની ગંગાદેવી સાથે આ વિદ્યાદેવીને સંબંધ હશે.

**૧૦. ગાંધારી**: શ્વેતાંબર સંપ્રદાયની ગાંધારીનું કમલાસન છે તેનો વર્ણ નીલ છે. અને તેના ચાર હાથમાં મુસલ, વરદ, વજ્ર અને અભય હોય છે અગર બે હાથમાં વજ્ર તથા વરદ હોય છે. દિગંબર પ્રમાણે દેવીનું વાહન કૂર્મ (કાચબો) હોય છે અને તેના બંને હાથમાં ચક્ર અને તલવાર ધારણ કરે છે. તીર્થંકર નમિનાથની શ્વેતાંબર પ્રમાણે યક્ષિણીનું પણ ગાંધારી નામ છે. પરંતુ તેનું વાહન હંસ છે, તે તેને સરસ્વતીની પ્રકૃતિ આપે છે. જિન વાસુપૂજ્યની દિગંબરો પ્રમાણે યક્ષિણી ગાંધારી મકર ઉપર સ્વારી કરે છે પરંતુ ગાંધારી વિદ્યાદેવી કૂર્મ ઉપર સ્વારી કરે છે. કૂર્મને કારણે યમુના સાથેનો તેનો સંબંધ વિચારી શકાય એમ છે. આ પહેલાંની વિદ્યાદેવી ગૌરી, ગંગા સાથે સંકળાઈ હોય તેવું અનુમાન કરવામાં આવ્યું હતું.

**૧૧. મહાજ્વાલા અથવા જ્વાલામાલિની**: શ્વેતાંબરનો ગ્રંથ આચાર દિનકર આ દેવીનું વાહન બિડાલ(બિલાડી) જણાવે છે અગ્નિજ્વાળાથી જેના બન્ને હાથ શોભે છે તેવી શ્વેત વર્ણવાળી મહાજ્વાલા હોય છે. પણ તે સિવાયના બીજાં પ્રતીકો તેમાં દર્શાવેલાં નથી, પરંતુ આ જ સંપ્રદાયનો બીજો ગ્રંથ નિર્વાણકલિકા તેનું વાહન વરાહ બતાવે છે, અને તેના હાથમાં અસંખ્ય આયુધો હોવાનું જણાવે છે, પણ તેનું વર્ણન તેમાં આપેલું નથી.

દિગંબરની મૂર્તિઓમાં તેનું વાહન મહિષ છે અને તેના હાથમાં આયુધો હોય છે. જેવાં કે ધનુષ, ઢાલ તલવાર અને ચક્ર. ચંદ્રપ્રભ તીર્થંકરની દિગંબર પ્રમાણે જ્વાલામાલિની યક્ષિણીનું પણ આવું જ નામ છે. શ્વેતાંબર યક્ષિણીનું વાહન બિડાલ છે જે આ વિદ્યાદેવીનું છે, જ્યારે દિગંબર યક્ષિણીનું વાહન મહિષ છે જ્વાલામાલિનીનો વિચાર યમનું વાહન મહિષ, અને તેની પત્નીમાંથી ઉદ્ભવેલો જણાય છે. બ્રાહ્મણધર્મની દેવી ષષ્ઠીનું વાહન બિડાલ છે. આ બે– બ્રાહ્મણ કે જૈન– માંથી કયો વિચાર જૂનો હશે તે કહેવું કઠીન છે.

**૧૨. માનવી**: આ શ્વેતાંબરના એક ગ્રંથ પ્રમાણે આ વિદ્યાદેવી નીલવર્ણી છે તેનું આસન કમલ અને વૃક્ષની શાખા છે. શ્વેતાંબરના બીજા ગ્રંથ પ્રમાણે તે કમળ ઉપર બિરાજે છે અને તેના ચાર હાથમાં વરદ, પાશ, અક્ષસૂત્ર અને વૃક્ષની શાખા હોય છે દિગંબર પ્રમાણે તે નીલવર્ણી છે. તેનું વાહન વરાહ છે અને હાથમાં માત્ર ત્રિશૂળ ધારણ કરે છે. શ્રેયાંસનાથની શ્વેતાંબર યક્ષિણીનું નામ અને શીતલનાથની દિગંબર યક્ષિણીનું નામ આ વિદ્યાદેવીને મળતું છે. દિગંબર પ્રમાણે શીતલનાથની

યક્ષિણીનું નામ અને વાહન સરખાં છે, વળી આ વિદ્યાદેવીને નીલવર્ણી કરવા ઉપર ભાર મુકવામાં આવેલો છે તેથી એમ જણાય છે કે બ્રાહ્મણધર્મની નીલ-સરસ્વતીને આ વિદ્યાદેવી સાથે કંઈક સબંધ હશે. વારાહીનું વાહન વરાહ છે તેની સાથે આ વરાહનું પ્રતીક સાંકળી શકાય એમ છે.

**૧૩. વૈરોટી :** શ્વેતાંબર ગ્રંથ પ્રમાણે આ દેવી સર્પવાહિની છે. તે શ્યામવર્ણી છે. અને તેના હાથમાં તલવાર, સર્પ, ઢાલ અને સર્પ ધારણ કરે છે. દિગંબરની વિદ્યાદેવી સિંહ ઉપર સ્વારી કરે છે અને તેના હાથમાં સર્પનું પ્રતીક છે. વિમલનાથની દિગંબર યક્ષિણીનું વૈરોટી નામ છે. આ બંનેમાં તેનું (યક્ષિણી) વાહન અને પ્રતીક સર્પ છે. દિગંબર ગ્રંથમાં યક્ષિણીને વિદ્યાદેવી તરીકે આહ્વાહન કરવામાં આવે છે. તેથી આ વિદ્યાદેવી અને દિગંબરની યક્ષિણીમાં સમાનતા છે.

**૧૪. અચ્યુપ્તા** શ્વેતાંબર સાહિત્યમાં અચ્યુપ્તાને અશ્વ ઉપર સ્વારી કરતી બતાવેલી છે. તે વિજળી સમાન કાંતિ ધારણ કરે છે અને તેના હાથમાં ધનુષ, તલવાર, ઢાલ અને બાણ હોય છે દિગંબર ગ્રંથકારો પણ આવું જ વર્ણન વિદ્યાદેવી અચ્યુપ્તાનું આપે છે. પણ વિશેષમાં તેના હાથમાં માત્ર ખડ્ગ હોવાનું સૂચવે છે. તેનું વાહન અશ્વ છે.

**૧૫. માનસી**: શ્વેતાંબરની કલ્પના પ્રમાણે માનસીની મૂર્તિના બે પ્રકાર છે. એક પ્રકાર પ્રમાણે તેનું વાહન હંસ છે. તેનો વર્ણ શ્વેત છે. આચાર દિનકર તેના હાથમાં વરદ અને વજ્ર હોવાનું કહે છે. બીજા પ્રકાર પ્રમાણે તેનું વાહન સિંહ છે તેને ચાર હાથ હોય છે, તેમાં તે વરદમુદ્રા, વજ્ર, અક્ષસૂત્ર અને વજ્ર ધારણ કરે છે. તેનાં હાથમાં અક્ષમાલાના કંકણ હોય છે. દિગંબરો શ્વેતાંબરોને મળતું જ વર્ણન રજૂ કરે છે પરંતુ વધુમાં તેના હાથમાં વાહન સર્પ આપે છે.

માનસી નામ, તેનું હંસવાહન, તેના પ્રતીક વજ્ર વગેરેમાં અનેક વિચારોનું મિશ્રણ જણાય છે. વાહન હંસનું પ્રતીક ખૂબ યોગ્ય રીતે બતાવેલું છે તેથી તે પ્રણાલીગત વિદ્યાદેવીના પ્રતીક સાથે સામ્ય ધરાવે છે. વિદ્યાની બૌદ્ધદેવી વાગીશ્વરી છે. તે સિંહસ્વાર છે અને તેનું મંદિર બનારસમાં છે. છતાં પણ કેટલાંક પ્રતીકો એક બીજા સાથે સંકળાયેલા હોય એમ જણાય છે. જેમકે વાહન સિંહ. દિગંબર સંપ્રદાયની વિદ્યાદેવીનું વાહન સર્પ છે. તેનું કારણ માનસી અને મનસાનો શાબ્દિક અર્થ એક હોવાથી શક્ય બને છે

**૧૬. મહામાનસી :** સોળમી અને છેલ્લી વિદ્યાદેવીનો વર્ણ શ્વેત છે. શ્વેતાંબરો તેને સિંહવાહન આપે છે અને તેને ચાર હાથ હોય છે તેમાં તે વરદ,

કમંડલુ, તલવાર અને ઢાલ રાખે છે. દિગંબર ગ્રંથકારો આ વિદ્યાદેવીને હંસવાહિની કહે છે અને તેના હાથમાં અક્ષસૂત્ર, વરદમુદ્રા, અંકુશ અને માળા હોય છે.

આ વિદ્યાદેવીનો ખ્યાલ વાગીશ્વરીના વિચારમાંથી ઉદ્ભવેલો જણાય છે. તેનું તલવારનું પ્રતીક જિન શાન્તિનાથની દિગંબર યક્ષિણી નિર્વાણી સાથે અનુરૂપ છે. તેના હાથમાંના પ્રતીકો પુસ્તક, કમંડલુ અને પદ્મ તેની પ્રકૃતિ યક્ષિણી કરતાં વિદ્યાદેવી સાથે વધુ બંધબેસતા આવે છે. શ્રુતદેવી મહામાનસીનો દિગંબર સંપ્રદાય પ્રમાણેનો ખ્યાલ યક્ષિણી કે વિદ્યાદેવી પ્રમાણે તેના પ્રતીક જેવાં કે મયૂર, હંસ, અક્ષસૂત્ર વગેરે વિદ્યાદેવી તરીકે વધુ યોગ્ય જણાયાં છે.

વિદ્યાદેવીઓની સ્વતંત્ર પ્રતિમાઓ જૈન મંદિરોમાં પૂજાતી હોવાનું જાણમાં નથી. પણ જૈનમંદિરનાં રંગમંડપનાં ગોળગુંબજના દરેક સ્તંભ ઉપર એક એક વિદ્યાદેવીને તેના આયુધો અને વાહનો સાથે મૂકેલી જોવામાં આવે છે. એમાં પ્રત્યેક દેવી ઊભી, શરીર ઉપર સુંદર અલંકારોયુક્ત તેમજ વસ્ત્રોથી શોભતી અને તેના વાહન સાથે કલાયુક્ત શિલ્પ અને સૌષ્ઠવસહિત શાસ્ત્રીય રીતે બનાવેલી નજરે પડે છે. ટૂંકમાં વિદ્યાદેવીઓની સેવ્યપ્રતિમાઓ મળતી નથી છતાં શંગારમૂર્તિઓ-માંથી તેનાં સ્વરૂપો મળી આવે છે.

## પ્રકરણ ૮

# અન્ય જૈનદેવતાઓ

કેટલાંક દેવતાઓનો સમાવેશ કોઈપણ વર્ગમાં થઈ શકે તેમ નથી પરંતુ જૈન મંદિરોમાં અને ખડક શિલ્પોમાં તેઓએ સ્થાન મેળવેલું હોઈને આ પ્રકરણમાં બીજા જૈન દેવતાઓનું વર્ણન કરવાનું ધાર્યું છે. નૈગમેષ અથવા નમેશો અને શાન્તિદેવીનું મૂળ બ્રાહ્મણ ધર્મનું જણાય છે. આ દેવો જૈનધર્મમાં છે પરંતુ તે રૂપાંતરિત થયેલા જણાય છે. જૈનધર્મનો મુખ્ય સિદ્ધાંત અહિંસાને પાછળથી બૌદ્ધધર્મએ અપનાવ્યો અને તેની સાથોસાથ તંત્રની ગૌણ દેવીઓને પણ સ્વીકારી. બ્રાહ્મણધર્મમાં સૌ પ્રથમ પૂજન ગણેશ અને લક્ષ્મીનું થાય એવો રિવાજ છે તેવી રીતે જૈનો વ્યાપારી વર્ગ સાથે આ દેવોને અગત્ય અને માન આપે છે.

**૧. હરિણેગમેષી અથવા નૈગમેષ:** જૈન કલામાં તેને પુરુષ તરીકે કંડારવામાં આવે છે. તેનું મસ્તક મેષ કે હરિણનું હોય છે. તે ઇન્દ્રના અનુચર છે. મથુરાના પ્રાચીન શિલ્પોમાં આ દેવની આકૃતિ મળી આવી છે. તેમાં આ દેવનું મસ્તક મેષનું છે.

આ દેવનાં વિવિધ નામો કલ્પસૂત્ર, નેમિનાથચરિત અને અંતગડદસાઓમાં મળી આવે છે. તે મુખ્યત્વે ઇન્દ્રના પાયદળનો સેનાપતિ છે. ઈન્દ્રના હુકમથી તેણે મહાવીરનો ગર્ભ બ્રાહ્મણી દેવનન્દાના શરીરમાંથી ક્ષત્રિયાણી ત્રિશલાના શરીરમાં મૂકયો હતો, તેથી તેને સંતાન જન્મનું વરદાન આપવાની શક્તિ પ્રાપ્ત થઈ. પાછળના સાહિત્યમાં તેથી તે બાળકોનાં જન્મ સાથે સંકળાયેલા દેવ ગણાય છે. તેના બે સ્વરૂપ છે એક ઉપકારક અને બીજું અપકારક.

આ દેવના સ્વરૂપનો ખ્યાલ મૌલિક જણાતો નથી. આ દેવની સાથે ત્રણ વિચારો સંકળાયેલા છે. હરિણમુખ, અજમુખ અને જન્મ આપવાની શક્તિ. તેથી એમ માની શકાય કે પુરાણના દક્ષ પ્રજાપતિમાંથી આ દેવની કલ્પના કરવામાં આવી હોય! પ્રજાપતિ તરીકે ઉત્પત્તિ અને જન્મોના કાર્યો સાથે મૂળભૂત રીતે સંકળાયેલાં હોય. બ્રાહ્મણધર્મના પુરાણોમાં શિવનો એક પ્રસંગ ટાંકેલો છે, કે પોતાની પત્ની સતીના આત્મબલિદાનથી ખૂબ ગુસ્સે થઈને દક્ષ કે જેણે મૃગનું સ્વરૂપ લીધું હતું તેનો પીછો કર્યો અને આખરે તેનો શિરચ્છેદ કર્યો. શિવે

પાછળથી તેને પુનર્જીવિત કર્યો. બીજી કથા પ્રમાણે શિવના કપાયેલા એક વાળમાંથી એક ક્રોધી રાક્ષસ પેદા થયો અને તેણે દક્ષનો શિરચ્છેદ કર્યો અને તેની ડોક ઉપર બકરાનું માથું મૂક્યું.

**૨. ક્ષેત્રપાલ :** શ્વેતાંબર ગ્રંથોમાં ક્ષેત્રપાલના સ્વરૂપના બે વર્ણન જોવા મળે છે. એક વર્ણનમાંથી આપણે જાણી શકીએ છીએ કે આયુધોયુક્ત તેને વીસ હાથ હોય છે. માથે જટા હોય છે. ઉપવીત તરીકે સર્પ હોય છે અને તે કુતરાની સ્વારી કરે છે. તે આનંદ અને બીજા ભૈરવોથી વીંટળાયેલા હોય છે, તેમજ તેની સાથે ચોસઠ યોગિણીઓ હોય છે. બીજાં વર્ણન પ્રમાણે તેને છ હાથ હોય છે. તેમાં મુદ્ગર, પાશ, ડમરૂ, ધનુષ, અંકુશ અને ગેડિકા હોય છે.

આ દેવતાની કેટલીક મૂર્તિઓ મળી આવી છે. ક્ષેત્રપાલ ભૈરવ છે અને તે યોગિણીઓનો અધિપતિ છે. તેના નામ પ્રમાણે તેનું કાર્ય ખેતરોનું રક્ષણ કરવાનું છે, તેથી તેની પાસે કૂતરો હોય છે જે ખેતરની સંભાળ રાખે છે અને તેના માલિકને કોઈ પણ આક્રમકોની સામે રક્ષણ આપે છે. બ્રાહ્મણધર્મના ભૈરવો જેવાં કે કાલભૈરવ અને બટુકભૈરવ હંમેશ કૂતરાની સાથે સંકળાયેલા છે. ટૂંકમાં, ક્ષેત્રપાળનો બટુકભૈરવ સાથેનો સંબંધ જૈન ગ્રંથોમાં બતાવેલો છે. દીપાર્ણવ ગ્રંથમાં ક્ષેત્રપાલનું વર્ણન ઉપર આપેલાં વર્ણન કરતાં કાંઈક જુદું છે. દીપાર્ણવના અ. ૨૪ : શ્લો. ૩૦–૩૧–૩૨માં ક્ષેત્રપાળનું સ્વરૂપ આ પ્રમાણે આપેલું છે :

ક્ષેત્રપાળનું સ્વરૂપ મહાકાય કરવામાં આવે છે. તે ઊંચા કેશવાળા, શ્યામ-વર્ણના હોય છે. તેને ત્રણ પીળી (પિંગલ) આંખો હોય છે. પગમાં પાદુકા પહેરેલા ક્ષેત્રપાળ નગ્ન અને વિકૃત દાંતોવાળા કરવામાં આવે છે. તેના છ હાથમાંના ડાબા હાથમાં મુદ્ગર, પાશ અને ડમરૂ તેમજ જમણા હાથમાં ચાપ, અંકુશ અને દંડ હોય છે. તે જિનપ્રભુની દક્ષિણ–જમણી બાજુ કે ઈશાન તરફ કે દક્ષિણાભિમુખે તેની સ્થાપના કરવામાં આવે છે. આ ઉપરાંત બીજું વર્ણન ક્ષેત્રપાલનું છે તેમાં તે નગ્ન હોય છે. તેમનું સ્વરૂપ ઘંટાથી શોભતું, કરવત અને ડમરૂ જમણા બે હાથમાં તથા ડાબા હાથમાં ત્રિશૂલ અને ખોપરીનું પાત્ર ધારણ કરે છે અને તેનું યજ્ઞોપવીત મુંડમાલાનું કરવામાં આવે છે.

**૩. ગણેશ :** ગણપતિની મૂર્તિઓમાં તેના હાથની સંખ્યા જુદી જુદી હોય છે જેમકે બે, ચાર, છ, નવ, અઢારથી એકસો આઠ સુધીની. આચાર દિનકરના વર્ણન પ્રમાણે ગણપતિ લંબોદર હોય છે અને તેના હાથમાં પરશુ, વરદ, મોદક અને અભય હોય છે. તેનું વાહન મૂષક કરવામાં આવે છે.

સામાન્ય રીતે ચાર હાથવાળા ગણપતિ પ્રમાણભૂત ગણાય છે. પ્રતીકો પરશુ, મોદક અને મૂષક બ્રાહ્મણ ધર્મના ગ્રંથોમાં હોય છે તેવાં જ પ્રતીકો જૈનધર્મના ગણેશને આપવામાં આવ્યા છે. તેથી આપણે અનુમાન કરી શકીએ કે જૈનધર્મે ઘણી બાબતોમાં બ્રાહ્મણ ધર્મના દેવોનું ઐક્ય સ્વીકાર્યું છે તેવું જ ઐક્ય ગણેશની મૂર્તિમાં પણ જણાય છે.

**૪. શ્રી અથવા લક્ષ્મી :** લક્ષ્મી ઐશ્વર્ય અને સૌંદર્યની મુખ્ય દેવી છે. ધનની દેવી શ્રીને દિગમ્બર ગ્રંથોમાં ચાર ભુજાળી કહી છે અને તેના હાથમાં પુષ્પ અને કમળ હોય છે. આ દેવી શ્વેતાંબર ગ્રંથ પ્રમાણે ગજારૂઢા–ગજસ્વાર છે અને તેના હાથમાં કમળો ધારણ કરે છે.

બન્ને સંપ્રદાયમાં જૂની માન્યતાને દઢપણે માનનારા જૈનો લક્ષ્મીની પૂજાને મહત્ત્વનું સ્થાન આપે છે. ખાસ કરીને ધનતેરસને દિવસે લક્ષ્મીની પૂજા ખૂબ વૈભવ સાથે કરવામાં આવે છે. તે જ દિવસે શ્વેતાંબર સ્ત્રીઓ તેમના અલંકારોને સાફ કરે છે, તેમાં દેવી લક્ષ્મી તરફનો તેમનો આદર જણાય છે. જૈન લક્ષ્મીનું વર્ણન જોતાં બ્રાહ્મણધર્મની શ્રી અથવા કમલામાં કાંઈ ફરક જણાતો નથી. પરંતુ એક મુદ્દો ધ્યાન ખેંચે તેવો છે કે જૈનલક્ષ્મી ગજસ્વારી કરે છે અને ગજસ્વારી તે જૈનધર્મનો મૌલિક વિચાર જણાય છે. જૈનધર્મમાં લક્ષ્મીનો ખ્યાલ ઘણો જૂનો હોય એમ લાગે છે કારણ ત્રિશલાના સ્વપ્નોમાંના એકમાં લક્ષ્મી છે અને તેનો ઉલ્લેખ સુવિખ્યાત જૈન ગ્રંથ કલ્પસૂત્રમાંથી મળી આવે છે.

**૫. શાન્તિદેવી :** શ્વેતાંબર ગ્રંથોમાં શાન્તિદેવીને કમળ ઉપર બેઠેલા વર્ણવવામાં આવેલા છે અને તેના ચાર હાથ હોય છે તેમાં વરદ, અક્ષસૂત્ર, કમંડળુ અને કુંભ ધારણ કરે છે. શાન્તિદેવીનો વિચાર જૈનધર્મનો મૌલિક છે. બ્રાહ્મણધર્મ કે બૌદ્ધધર્મમાં આ વિચારને મળતી સમાન દેવી જણાતી નથી. જૈનો માને છે કે આ દેવીનું કાર્ય જૈનોના ચાર પ્રકારના સંઘોના શાસનની ઉન્નતિ કરવાનું છે.

## ચોસઠ યોગિણીઓ

કેટલાંક જૈન ગ્રંથોમાં યોગિણીઓનો ઉલ્લેખ આવે છે, તેની સંખ્યા ચોસઠની બતાવેલી છે. તેમાંના કેટલાંક નામો આ પ્રમાણે છે : મહાયોગિની, સિદ્ધ-યોગિની, સુગેશ્વરી, પ્રેતાક્ષી, ડાકિણી, કાલી, કાલરાત્રિ, નિશાચરી, કિલંકારી, ભટ્ટાલી, ભૂતડામરી, કુમારિકા, ચંડિકા, વારાહી, કંકાલી, ભુવનેશ્વરી, કુણ્ડલી, લક્ષ્મી, કરાલી, વિસતી વગેરે. બીજા ગ્રંથોમાં થોડાંક ફેરફાર સાથે યોગિણીઓનાં નામોની યાદી નીચે પ્રમાણે આપેલી છે : દિવ્યયોગી, મહાયોગી, સિદ્ધયોગી, ગણે-

શ્વરી, પ્રેતાક્ષી, ડાકિણી, કાલી, કાલરાત્રિ, નિશાચરી, હ્રીંકારી, સિદ્ધિ, વૈતાલા, કિલંકારી, ભૂતડામરી, ઊર્ધ્વકેશી, મહાકાલી, શુષ્કાંગી, નરભોજિની, ફુત્કારી, વીરભદ્રાંશી, ધૂમ્રાક્ષી, કલહપ્રિયા, રાજસી, ઘોરરક્તાક્ષી, વિરૂપાક્ષી, ભયંકરી, વૈરી, કૌમારિકા, ચંડી, કંકાલી, ભુવનેશ્વરી, કુંડલા, જાલકી (?), લક્ષ્મી, યમદૂતી, કરતાપની, કોશકી,–ભક્ષણી, યક્ષ કૌમારી, યન્ત્ર–વાહિની, વિશાલા, કામકી, યક્ષિણી, પ્રેતભક્ષિણી, ધૂર્જટી, કિંકરી, કપાલા અને વિસંશ્લુલી. જૂદા જૂદા ગ્રંથોમાં આ નામોની યાદી ઘણી લાંબી છે. તેમાં કેટલાંક નામો અજાણ્યા જણાય છે. છતાં પણ તેઓની યાદીમાં કુલ ચોસઠ નામો જણાતા નથી. કેટલાંક નામો બ્રાહ્મણધર્મની યોગિણીઓના જેવાં જ છે છતાં પણ ઘણાં નામો જૈનધર્મમાં તદ્દન જૂદા જણાય છે. તાંત્રિક યોગિણીઓનો ધર્મ જૈનોમાં કેવી રીતે ચાલુ થયો તેનું કારણ જાણવા મળતું નથી. સામાન્ય રીતે યોગિણીઓ શિવ અથવા પાર્વતીના અનુચરો મનાય છે, પરંતુ જૈનધર્મમાં યોગિણીઓને ભૈરવોના સેનાપતિ ક્ષેત્રપાલથી ગૌણ ગણવામાં આવે છે.

આગમસારસંગ્રહમાં ચોસઠ યોગિણીના નામ આ પ્રમાણે છે :

૧. વારાહી, ૨. વામની, ૩. ગરૂડા, ૪. ઇન્દ્રાણી, ૫. આગ્નેયી, ૬. વામ્યા, ૭. નૈઋત્યા, ૮. વારૂણી, ૯. વાયવ્યા, ૧૦. સૌમ્યા, ૧૧. ઇશાની, ૧૨. બ્રાહ્મણી, ૧૩. વૈષ્ણવી, ૧૪. માહેશ્વરી, ૧૫. વૈમાનિકા, ૧૬, શિલા, ૧૭. શિવદૂતિ, ૧૮. ચામુંડા. ૧૯. જયા, ૨૦. વિજયા, ૨૧. અજિતા, ૨૨. અપરાજિતા ૨૩. હરસિદ્ધિ, ૨૪. કાલિકા, ૨૫. ચંડા, ૨૬. સુચંડા, ૨૭. કનકદત્તા, ૨૮. સુદંતા, ૨૯. ઉમા, ૩૦. ઘંટા, ૩૧. સુઘંટા, ૩૨. પાંસુપ્રિયા, ૩૩. આશાપુરા ૩૪. લોહિતા, ૩૫. અંબા, ૩૬. અસ્થિભક્ષી, ૩૭. નારાયણી, ૩૮. નારસિંહી, ૩૯. કૌમારા, ૪૦. વાનરતિ, ૪૧. અંગા, ૪૨. વંગા, ૪૩. દીર્ઘદંષ્ટ્રા, ૪૪. યમદંષ્ટ્રા, ૪૫. પ્રભા, ૪૬. સુપ્રભા, ૪૭. લંબા, ૪૮. લંબોષ્ઠિ, ૪૯. ભદ્રા, ૫૦. સુભદ્રા, ૫૧. કાલિ, ૫૨. રૌદ્રી, ૫૩. રૌદ્રમુખી, ૫૪. કરાળા, ૫૫. વિકરાળા, ૫૬. સાક્ષી, ૫૭. વિકટાક્ષી, ૫૮. તારા, ૫૯. સુતારા, ૬૦. રંજની કરી, ૬૧. રંજના, ૬૨, શ્વેતા, ૬૩. ભદ્રકાલી, ૬૪. ક્ષમાકરી.

**૬. મણિભદ્ર :** તીર્થંકરોના અનુચરો તરીકે યક્ષ–યક્ષિણીઓ, (શાસનદેવતા) સ્વીકારેલા છે. આ સિવાય પણ કેટલાક યક્ષોના ઉલ્લેખો જૈનધર્મશાસ્ત્રોમાંથી મળે છે. તેમાં મણિભદ્ર મુખ્ય હોઈ તેને યક્ષેન્દ્ર તરીકે સંબોધવામાં આવે છે. મણિભદ્ર યક્ષની પ્રતિમાઓ ગુજરાતમાંથી તેમજ સિરોહી રાજ્યના ગિરિવર, માલગામ અને મગરીવાડામાંથી પણ મળી આવે છે. દીપાર્ણવ તેનું સ્વરૂપ આ પ્રમાણે આપે છે :–

મણિભદ્ર દેવ શ્યામવર્ણના હોય છે. તે ઐરાવત હાથી ઉપર બિરાજે છે. તે વરાહના જેવા મુખવાળા છે. તે દાંત ઉપર જિન ચૈત્ય ધારણ કરે છે. તે છ ભુજાવાળા છે. તેમના જમણા હાથોમાં ઢાલ, ત્રિશૂલ, માળા હોય છે. અને ડાબા હાથોમાં પાશ, અંકુશ અને શક્તિ કે તલવાર ધારણ કરે છે. આ મણિભદ્ર બધી જાતની કામના પૂર્ણ કરવાવાળા છે."

**૭. ઘંટાકર્ણ મહાવીર :** જૈન ક્રિયાવિધિમાં દેવી પૂજનના બાવનવીરમાં ઘંટાકર્ણનું નામ આવે છે તેમજ અષ્ટોત્તરી સ્તોત્રમાં પણ આગલે દિવસે રાત્રિએ ઘંટાકર્ણ એકસો એક વાર ગણવાનું વિધાન છે. પંચકલ્યાણ અષ્ટભદ્રી જિન પ્રાસાદમાં તેનું સ્વરૂપ કરવાનું કહેલું છે. તેથી ઘંટાકર્ણ તદ્દન અર્વાચીન જણાતા નથી.

ઘંટાકર્ણનું સ્વરૂપ અઢાર હાથોનું છે. હમણાં ઘંટાકર્ણની સ્થાપના કેટલેક સ્થળે થતી જોવા–સાંભળવામાં આવે છે. ઉત્તર ગુજરાતમાં વિજાપુર પાસે મહુડી ગામે આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી મહારાજે તેની પહેલવહેલી સ્થાપના આશરે પંચાવન વર્ષ પૂર્વે કરી હતી તે તરફ શ્રદ્ધાને કારણે બીજા સ્થળોમાં પણ ઘંટા-કર્ણની પટ રૂપે અથવા આકૃતિની મૂર્તિનું પણ સ્થાપન થાય છે. સામાન્ય રીતે ઘંટાકર્ણ મહાવીરને બે હાથ હોય છે અને આકૃતિ ઊભેલી હોય છે. ઊભી ધનુષ્ય ચડાવેલ, પાછળ તીર–ભાથાનો સંગ્રહ અને કેડે તલવાર લટકાવેલી અને પગ આગળ વજ્ર અને ગદા નીચે પડેલાં દેખાડવામાં આવે છે. તે પટ આકૃતિની મૂર્તિના ફરતા નિશા આદિમંત્રો કોતરવામાં આવે છે. કોઈક સ્થળે તેના કાને અને હાથે ઘંટિકાઓ લટકાવેલી હોય છે.

અગ્નિપુરાણ અ. ૪૬માં ઘંટાકર્ણનું સ્વરૂપ વર્ણવેલું છે. તે વર્ણન પ્રમાણે ઘંટાકર્ણદેવ પાપ અને રોગના નાશ કરનારા છે. તેમને અઢાર ભુજાઓ છે તેમાં તે વજ્ર, તલવાર, દંડ, ચક્ર, મુશળ,અંકુશ, મુદ્દગર, બાણ, તર્જની, ઢાલ, શક્તિ, મસ્તક, નાગપાશ, ધનુષ, ઘંટા, કુઠાર અને બે ત્રિશૂલ ધારણ કરે છે.

કેટલાક વિદ્વાનોની માન્યતા છે કે ઘંટાકર્ણ બાવન વીરમાંના એક છે. કેટલાંક તેને મહાદેવનો ગણ માને છે, તો કોઈ તેને કાર્તિક સ્વામીનું રૂપ માને છે. કેટલાંકના મતે ઘંટાકર્ણ દેવની પ્રતિમા વિશે પ્રાચીન સાહિત્ય નથી તેમજ તેની કલ્પના પણ નથી અથવા તેની આકૃતિ કેવી બનાવવી તેનો પણ ક્યાંય જૂનો પાઠ મળતો નથી. તેઓ એમ માને છે કે આ ઘંટાકર્ણ દેવ મહાદેવનો ગણ કહેવાય છે તેનું સ્વરૂપ ઉપર જોયું તેમ અગ્નિપુરાણ અધ્યાય ૪૬માં સવિસ્તર આપેલું છે. બે હાથવાળી

ધનુષ્ય અને બાણ ચડાવેલી આકૃતિ અર્જુન વીરની છે તે વિશે પ્રાચીન સમયમાં એવી માન્યતા હતી કે રામાયણ કે મહાભારતાદિની યુદ્ધની કથાઓ વંચાય ત્યારે સભામાં કોઈ વિઘ્ન ન થાય તેથી દરવાજાના મથાળે તેવી મૂર્તિનું ચિહ્ન મૂકાતું, અને તેની ચારે તરફ ઘંટાકર્ણ મંત્રો લખાતા. તેને આધુનિક લોકો ઘંટાકર્ણ માનવા લાગ્યા એવી લૌકિક માન્યતા છે. ઘંટાકર્ણના મંત્ર જૈન વિધિમાં નીચે પ્રમાણે છે.

> "હે ઘંટાકર્ણ મહાવીર, સર્વભૂત પ્રાણી હિતની રક્ષા કરો,
> ઉપસર્ગ, ભય અને દુઃખ સામે મહાબળવાન એવા તમો અમારું
> રક્ષણ કરો. હે ઘંટાકર્ણ મહાવીર, સર્વવ્યાધિનો નાશ કરો.
> વિસ્ફોટક ભય આદિ સામે હે મહાબળ અમારું રક્ષણ કરો."

સ્કંદપુરાણના કાશીખંડમાં બાવનવીરના નામો આપેલાં છે. ચોસઠ ક્ષેત્રપાલ પણ બતાવેલા છે. ક્ષેત્રપાલ અને ભૈરવાદિ રૂપોમાં કેટલીક સમાનતા છે. આ ક્ષેત્રપાલોનું સ્વરૂપ, આયુધ, વર્ણ, વાહન હજુ જોવાં મળતાં નથી. આચારદિનકરમાં બાવનવીરના માત્ર નામો આપેલાં છે. તેના આયુધાદિ તેમાં પણ બતાવેલાં નથી. બાવનવીરના અન્ય લૌકિક નામો પાઠ વગરના જોવામાં આવેલા છે. તેમાં કાતરિયોવીર, પારવિયાવીર, અગાશિયાવીર, કુલણિયાવીર જેવાં લૌકિક નામો છે. તેને કોઈ શાસ્ત્ર પ્રમાણ હોય તેમ દેખાતું નથી. તેથી તે કોઈ ગ્રામીણ તાંત્રિકોની તે રચના લાગે છે. ઉત્તર ગુજરાતમાં ઊંઝા પાસે એક નાનકડા ગામડામાં બાવન વીરમાંના એકનું નાનું મંદિર છે. પાટણ નજીક અનાવાડા પાસે વીરનું સ્થાનક છે.

જૈનદર્શનમાં તાંત્રિક વિદ્યા કદાચ પાછલા યુગમાં પ્રવેશ પામી હોય એ સંભવિત છે, કારણ જૈનદર્શનમાં માત્ર સાત્ત્વિક વૃત્તિ જણાય છે. તેથી તેના પ્રારંભકાળમાં તાંત્રિક વિદ્યાનો પ્રવેશ થયો હોય એમ માનવા મન સંકોચ પામે છે. બૌદ્ધદર્શનમાં પણ આવી જ સ્થિતિ હતી. ગૌતમબુદ્ધે પોતાની હયાતીમાં જ પોતાની જાતની પ્રતિમાનો વિરોધ કર્યો હતો. તેથી દેવદેવીઓનું સ્થાન ત્યાં સંભવી શકતું નથી. પરંતુ બૌદ્ધસંપ્રદાયમાં પાછળથી તાંત્રિક વિદ્યાનો પ્રચાર એટલો બધો વધી ગયો કે દેશના અન્ય સંપ્રદાયના મુખ્ય દેવદેવીઓને ગૌણ ગણી તેમના દેહ પર પોતાના સંપ્રદાયના દેવદેવીઓની, નૃત્યના ભાવવાળી કલ્પના મૂર્તિઓ રચવામાં આવી હતી. બ્રાહ્મણધર્મના પ્રધાનદેવ બ્રહ્માની ચત્તી કે ઊંધી સૂતેલી મૂર્તિ પર બૌદ્ધની તારાદેવી કે અન્યદેવીઓની નૃત્ય કરતા ભાવવાળી મૂર્તિઓની રચના તાંત્રિકોએ કરી હતી. આવી અયોગ્ય અને અન્ય સંપ્રદાયને આઘાત પહોં-

ચાડનારી પ્રવૃત્તિ સામે પ્રબળ વિરોધ ઊઠ્યો હતો જેના પરિણામે શ્રીમદ્ શંકરાચાર્ય જેવા અવતારી પુરુષોએ બૌદ્ધ સંપ્રદાયનું ખંડન કરવાની પ્રવૃત્તિ હાથ ધરેલી. આથી બૌદ્ધ સંપ્રદાયનું પ્રાબલ્ય સમયે સમયે ઘટતું ગયું. આખરે બૌદ્ધધર્મને ભારતમાંથી દેશવટો લેવો પડ્યો.

બીજી બાજુ જૈન ધર્મના પૂર્વાચાર્યોએ પોતાના સમકાલીન અન્ય સંપ્રદાયોની આવા પ્રકારની લાગણી ન દુઃખાવવાનું ડહાપણ વાપર્યું. જેને કારણે ભારતમાં આ સંપ્રદાય ફાલ્યો અને ખૂબ વિસ્તર્યો અને તેથી તે આજે પણ સુસ્થિતિમાં ટકી રહેલો છે.

જૈનધર્મમાં તાંત્રિક વિદ્યાના ગ્રંથો હશે એવું તેમના દેવદેવીઓના સ્વરૂપો તથા તેમની ધ્યાનસ્તુતિ ઉપરથી લાગે છે અને તેવી મૂર્તિઓ પણ થવા લાગી. પદ્માવતી દેવી અને તેનાં સ્વરૂપો, ચોસઠ યોગિણીઓ, બાવનવીર, ક્ષેત્રપાલ, ભૈરવાદિ સ્વરૂપો અને ઘંટાકર્ણ પણ એ જ દર્શાવે છે.

**પદ્માવતી :**

"પદ્માવતી કલ્પમાં ચાર ભુજાયુક્ત પદ્માવતીની સ્તુતિ નીચે પ્રમાણે આપેલી છે. પાર્શ્વનાથ પ્રભુની શાસનદેવી પદ્માવતીના ચાર હાથમાં કમળ, પાશ, અંકુશ અને ફળ ધારણ કરેલાં છે તેને કુકડો અને સર્પનું વાહન છે, માથે ત્રણ કે પાંચ ફણા છે. તે ત્રણ નેત્રવાળી છે. રાતા પુષ્પના વર્ણવાળી એવી પદ્માવતી અમારું રક્ષણ કરો."

ઉપર વર્ણવેલી પદ્માવતીના વર્ણનથી તદ્દન જુદી 'પદ્માવતી દંડક' (पद्मावती दंडक)માંથી ધ્યાન ખેંચે તેવુ પદ્માવતીનું વર્ણન નીચે આપેલું છે :

"શ્રી પાર્શ્વનાથ પ્રભુની પાદ સેવિકા પદ્માવતી દેવી મનુષ્યના ભવના ભય હરનારી છે. જમણી તરફ દક્ષિણે નાગદેવ ભવજલનું તારણ કરનાર અને ભયરહિત કરનાર છે. ડાબી તરફ ગણ રક્ષા કરનારા અને દૈત્ય દાનવનો ભય નાશ કરનારા છે. હંસ પર બેઠેલી આ દેવી ત્રણ લોકને મોહિત કરનારી છે.

તેણે ચોવીશ હાથોમાં જુદા જુદા આયુધો ધારણ કરેલા છે. જમણા હાથમાં વજ્ર અને ડાબા હાથમાં અંકુશ શોભે છે. ઉપરાંત ડાબા હાથમાં કમલ, ચક્ર, છત્ર, ડમરૂ, ઢાલ, ખપ્પર, ખડ્ગ, ધનુષ, બાણ, મુસલ, હળ અને જમણા હાથમાં મસ્તક, તલવાર, અગ્નિજવાલા, મુંડમાળા, વરદ, ત્રિશૂળ, પરશુ, નાગ, મુદ્ગર અને દંડ વગેરે છે. નાગપાશ દુર્જનોની દુષ્ટાનો નાશ કરવા માટે ધારણ કરે છે. આવી દેવીના પૂજનથી કામની ઇચ્છાવાળા મનનું અભિષ્ટ ફળ મળે છે. તેનું શરીર સોળે

શણગારથી સજેલું છે. તેમનાં નેત્રો કમળના જેવાં શોભી રહ્યા છે. મૂળ ચંદ્રમાના શીતળ તેજથી શોભે છે તેણે રાતાં વસ્ત્રો પહેરેલાં છે. એવી પદ્માવતીના ચરણો અષ્ટવિધ પ્રકારે સુવર્ણપાત્રમાં પૂજવા. જે નરનારી, ભાવસહિત તેની પૂજા કરે છે તેને પશુ, અનાજ અને સંપત્તિ વધે છે."

ભૈરવ પદ્માવતી કલ્પમાં પદ્માવતીના છ પર્યાય નામો આપેલાં છે :

૧. તોતલા, ૨. ત્વરિતા, ૩. નિત્યા, ૪. ત્રિપુરા, ૫. કામસાધિની અને ૬. ત્રિપુરભૈરવી. આ છ પર્યાયદેવીઓના સ્વરૂપો આ પ્રમાણે છે :

૧. તોતલા–પાશ, વજ્ર, ફળ અને કમળ ચાર હાથમાં ધારણ કરેલા છે,

૨. ત્વરિતા–શંખ, કમળ, અભય અને વરદ ચાર હાથમાં ધારણ કરેલાં છે સૂર્યના જેવો વર્ણ છે.

૩. નિત્યા–પાશ, અંકુશ, કમળ અને અક્ષમાલ ચારે હાથમાં ધારણ કરેલાં છે. હંસનું વાહન છે. સૂર્ય જેવો વર્ણ છે. જટામાં બીજનો ચંદ્ર ધારણ કરેલો છે

૪. ત્રિપુરા–શૂલ, ચક્ર, કળશ (?), કમળ, ધનુષ, બાણ, ફળ અને અંકુશ એમ આઠ હાથોમાં ધારણ કરેલાં છે. કંકુ વર્ણના દેવી છે.

૫. કામસાધિની–શંખ, કમળ, ફળ અને કમળ ચારે હાથમાં ધારણ કરેલાં છે. બંધુકના પુષ્પ જેવો વર્ણ છે. કુર્કુટ–સર્પનું વાહન છે.

૬. ત્રિપુરભૈરવી–પાશ, ચક્ર, ધનુષ, બાણ, ઢાલ, તલવાર, ફળ અને કમળ એ આઠ ભુજાઓમાં ધારણ કરેલા છે. ઇંદ્રગોપ જેવો વર્ણ છે. ત્રણ નેત્ર છે.

માથા ઉપર સર્પની ફેણોવાળી, કુર્કુટ સર્પના વાહનવાળી, વિસ્તીર્ણ રાતા કમળોના જેવા આસનવાળી, રાતા વર્ણવાળી, કમળ સરખા મુખવાળી, ત્રણ નેત્રવાળી, વરદ, અંકુશ, પાશ અને દિવ્ય ફળ જેના હાથમાં છે એવી પદ્માવતી દેવીનું જપ કરનારા સત્પુરુષોએ આ ફળ દેનારી દેવીનું ધ્યાન ધરવાનું આ ગ્રંથમાં જણાવેલું છે

છ કાર્યસિદ્ધિમાં તે દેવીના આસન અને વર્ણ પૃથક્ પૃથક્ કહેલાં છે.

(૧) આકર્ષણ સિદ્ધિમાં દંડાસન અને અરુણવર્ણ

(૨) વશ્યકર્મમાં સ્વસ્તિકાસન અને રક્તકુસુમવર્ણ

(૩) શાંતિ પૌષ્ટિકર્મમાં પદ્માસન અને ચંદ્રકાંતવર્ણ.

(૪) વિદ્વેશોચ્ચાન કર્મમાં કુર્કુટાસન અને ધૂમ્રવર્ણ

(૫) સ્તંભન કર્મમાં પીતવર્ણ અને વજ્રાસન

(૬) નિષેધકર્મમાં કૃષ્ણવર્ણ અને ઉચ્ચભદ્રપીઠ

આ રીતના છ પ્રયોગોમાં સાધકના આસન અને દેવીના વર્ણ ભિન્ન ભિન્ન જણાવેલાં છે.

# પરિશિષ્ટ ૧

**સિદ્ધચક્ર કે નવદેવતા :**

જૈનધર્મના દરેક મંદિરમાં સિદ્ધચક્ર પૂજા માટે રાખવામાં આવે છે તે ઘણું જ માનીતું, તાંત્રિક યંત્ર છે. તેમાં પંચ પરમેષ્ઠિન્ અને ચાર મોક્ષ માટે જરૂરી તત્ત્વો મળીને કુલ 'નવપદ' હોય છે. ચાંદીની કે પિત્તળની તાસકમાં પાંચ નાની આકૃતિઓ કોરેલી હોય છે. આ પાંચ પરમેષ્ઠીમાં અર્હત્, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ હોય છે, અને ચાર તત્ત્વોમાં ત્રિરત્નો અને તપ અર્થાત્, સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ ચરિત્ર, સમ્યગ્ દર્શન અને સમ્યગ્ તપ. શ્વેતામ્બર સંપ્રદાયમાં સિદ્ધચક્રની આકૃતિ ઘણી પ્રિય હોય છે તે સમગ્ર જૈન ધર્મના મુખ્ય પ્રાણ છે. દિગમ્બર સંપ્રદાયમાં તેની પૂજા નવદેવતા તરીકે થાય છે. આ બંને સંપ્રદાયમાં નવપદની માન્યતા છે પરંતુ પંચ પરમેષ્ઠી સિવાયના ચાર પદ દિગમ્બરના મતે જિનમૂર્તિ અથવા ચૈત્ય, જિન-મંદિર એટલે ચૈત્યાલય, ધર્મચક્ર અને શ્રુત એટલે તીર્થંકરની વાણી છે.

શ્વેતામ્બર પ્રમાણે સિદ્ધચક્રની આકૃતિ પૂજા માટે આઠ કમલદલની કરવામાં આવે છે. તેમાં મધ્યમાં અર્હત્નું સ્થાન હોય છે. તેના ઉપર સિદ્ધ, તેની નીચે ઉપાધ્યાય, જમણીબાજુએ આચાર્ય અને ડાબી બાજુએ સાધુનું સ્થાન હોય છે. સિદ્ધ અને આચાર્યની વચમાં સમ્યક્ દર્શન મૂકવામાં આવે છે. આચાર્ય અને ઉપાધ્યાયની વચમાં સમ્યક્ જ્ઞાનનો મંત્ર, ઉપાધ્યાય અને સાધુની વચમાં સમ્યક્ ચરિત્રનો મંત્ર અને છેલ્લે સાધુ અને સિદ્ધની વચમાં સમ્યક્ તપનો નમસ્કાર મંત્ર મૂકવામાં આવે છે. પૂજા માટેના આ મંત્રોનું માનવાકાર સ્વરૂપ હોતું નથી. અર્હત્ અને સિદ્ધની આકૃતિ પદ્માસનમાં ધ્યાનમુદ્રામાં હોય છે. બાકીના ત્રણ પરમેષ્ઠીન્ માત્ર પદ્માસનમાં હોય છે, પરંતુ તેમનો ડાબો હાથ ખોળામાં અને જમણા હાથમાં વ્યાખ્યાન મુદ્રા હોય છે અને મુખ ઉપર મુહપત્તિ (મુખપટ્ટિકા) ધારણ કરે છે.

તાંત્રિકપૂજા માટે પાંચ પરમેષ્ઠિનના વર્ણમાં ફરક હોય છે જેમકે અર્હત્, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ અનુક્રમે શ્વેત, રક્ત, પીત, નીલ અને શ્યામ વર્ણના હોય છે. નવપદમાંના બાકીના ચારનો વર્ણ ધ્યાન ધરવા માટે સફેદ કહેલો છે. દિગમ્બર તંત્રમાં બે પ્રકારના સિદ્ધચક્ર હોય છે તે લઘુસિદ્ધચક્ર અને બૃહત્ સિદ્ધચક્ર તરીકે જાણીતાં છે.

ટૂંકમાં, સિદ્ધચક્રમાં જૈનધર્મના મહત્ત્વનાં સૂત્રો કોરેલાં હોય છે તેથી તેનું મહત્ત્વ એટલું બધું છે કે કોઈ પણ શ્વેતામ્બરનું મંદિર સિદ્ધચક્ર વગર પૂર્ણ ગણી શકાય નહીં. વર્ષમાં બે વખત–પાનખર અને વસંત ઋતુમાં તેની આઠ પ્રકારે આઠ દિવસ સુધી પૂજા કરવામાં આવે છે. આ આઠ દિવસ દરમ્યાન એકાદ દિવસ જળયાત્રા કરવામાં આવે છે. આ દિવસે સિદ્ધચક્રને શહેરની પાસેના તળાવમાં લઈ જઈને વિધિપૂર્વક સ્નાન કરાવવામાં આવે છે. ખરું જોતાં આ પ્રકારના સ્નાન કરાવ્યા પછી આઠ પ્રકારની પૂજા કરાય છે.

# પરિશિષ્ટ ૨

**માણવક સ્તંભ-માનસ્તંભ :**

જૈનમંદિરોની પાસે માનસ્તંભ મૂકવાનો રિવાજ હોય છે. આ માનસ્તંભનું પ્રયોજન તેના દર્શનમાત્રથી દર્શકોનો મદ દૂર થાય છે અને તેના મનમાં ધાર્મિક શ્રદ્ધા ઉત્પન્ન થાય છે.

ચિતોડમાં ઈ. સ. ૧૧૦૦ માં સુંદર કીર્તિસ્તંભ ઉભો કરવામાં આવ્યો છે જે ૮૦ ફૂટ ઊંચો છે અને તેને આઠ માળ છે. આ સ્તંભ દિગમ્બર સંપ્રદાયનો છે. સ્તંભના છેક ઉપરના મજલા ઉપર મંડપ છે જેમાં ચૌમુખા મૂર્તિ મૂકેલી છે. જૈનશાસ્ત્રમાં આવા સ્તંભને માણવકસ્તંભ કે માનસ્તંભ કહેવામાં આવે છે, સ્તંભના છેક નીચેના ભાગે અને છેક ઉપરના ભાગે મૂર્તિઓ મૂકવામાં આવે છે.

સમવાયાંગ સૂત્રમાં માણવકસ્તંભને જિનના અસ્થિ અવશેષને સાચવવા માટેનો સ્તંભ કહે છે. રત્નજડિત મંજૂષામાં અસ્થિ અવશેષ મૂકીને તેને લટકાવવામાં આવે છે આવા સ્તંભો જુદા જુદા ઇંદ્રોની સુધર્મા સભામાં હોય છે. ઇંદ્રએ આ ધ્વજ રોપેલો હોવાથી તેને ઇન્દ્રધ્વજ તરીકે પણ ઓળખવામાં આવે છે.

આદિપુરાણ આવા સ્તંભનું વર્ણન આપે છે. આ સ્તંભ સમવસરણના પહેલા પ્રકારમાં કરવામાં આવે છે સ્તંભના નીચેના ભાગે ચારે બાજુઓમાં જિનની સોનાની ચાર મૂર્તિઓ મૂકવામાં આવે છે. સ્તંભ ઘણો ઊંચો હોય છે અને તે ઘંટા અને ચામર વગેરેથી શોભે છે, તે ત્રણ ગોળાકાર પીઠ ઉપર હોય છે, તેની ટોચ ઉપર ત્રિછત્રો હોય છે આવા સ્તંભ કે ધ્વજ રોપવાની પદ્ધતિ ઘણી જૂની છે. વેદના સમયમાં લાકડાના સ્થૂણા કે વૈદિક યજ્ઞ વખતના યૂપની યાદ આપે છે. બેસનગરમાં જેમ વાસુદેવમંદિરની સામે ગરુડધ્વજ ઊભો કરવામાં આવ્યો હતો. દેવગઢમાંથી પણ આવા પ્રકારના સ્તંભ મળી આવ્યા છે, પરંતુ તેમાં કેટલોક ફેરફાર નોંધપાત્ર છે. જેમકે ટોચ ઉપર ચાર પ્રતિમાઓ ઉપરાંત ચાર ગૌણદેવતાઓ–યક્ષિણી અને ક્ષેત્રપાલ નીચેના ભાગે મૂકવામાં આવે છે. સ્તંભની ટોચ ઉપર કેટલીકવાર ગણધર અથવા મુખ્ય આચાર્ય–જે જિનોના સમૂહમાં હોય છે તેને મૂકવામાં આવે છે. દિગમ્બર સંપ્રદાયમાં પણ આવા સ્તંભ ઘણાં જ લોકપ્રિય છે. હેમચંદ્રાચાર્ય અભિધાન ચિન્તામણિ (૧–૪૭–૪૮)માં સ્તંભને માટે ધ્વજ શબ્દ વાપરે છે. તે તીર્થંકરના લાંછન તરીકે ગણવામાં આવે છે. જ્યારે પ્રતિષ્ઠાસારોદ્ધારમાં તેને જિનના કુટુંબના અગ્રદૂત તરીકે ગણાવે છે.

માનસ્તંભનું વિસ્તૃત વર્ણન આવશ્યકનિર્યુક્તિ આપે છે તે આ પ્રમાણે છે:

વીથીઓની વચ્ચોવચ એક માનસ્તંભ હોય છે તે આકારમાં ગોળ અને તેને ચાર ગોપુરદ્વાર તથા ધ્વજ પતાકાઓ હોય છે, તેની ચારે બાજુ સુંદરવન ખંડ હોય છે તેમાં પૂર્વ દિશાના ક્રમ પ્રમાણે સોમ, યમ, વરુણ અને કુબેર લોકપાલ હોય છે. તેઓને માટે રમણીય ક્રીડાનગર હોય છે, માનસ્તંભ ધીરે ધીરે ઉપર જતાં નાનો (સાંકડો) થતો જતો હોય છે અને તે ત્રણ ગોળાકાર પીઠ ઉપર હોય છે. માનસ્તંભની ઊંચાઈ તીર્થંકરની શરીરાકૃતિથી બાર ગણી બતલાવેલી છે માનસ્તંભ ત્રણ ખંડોમાં વિભાજિત થાય છે તેનો મૂળ ભાગ વજ્રદ્વારોથી યુક્ત, મધ્ય ભાગ સ્ફટિક મણિમય વૃત્તાકાર તથા ઉપરનો ભાગ વૈદૂર્યમણિમય હોય છે અને તેની ચારે બાજુ ચામર, ઘંટા, કિંકિણી, રત્નહાર વગેરે ધ્વજાઓથી શોભે છે. માનસ્તંભની ટોચ ઉપર (શિખર ઉપર) ચારે દિશાઓમાં આઠ આઠ પ્રતિહાર્યો સાથે એક એક જિનેન્દ્રની પ્રતિમા બિરાજે છે પ્રતિહાર્યોના નામ અશોકવૃક્ષ, દિવ્ય પુષ્પવૃષ્ટિ, દિવ્યધ્વનિ, ચામર, આસન, ભામંડલ, દુંદુભી અને છત્ર. દરેક માનસ્તંભની પૂર્વ વગેરે ચારે દિશામાં એક એક વાપિકા હોય છે. પૂર્વથી શરૂ થયેલી વાપિકાઓના નામ આ પ્રમાણે છે: નંદોત્તરા, નંદા, નંદીમતી અને નંદીઘોષા. દક્ષિણ માનસ્તંભની વાપિકાઓ છે વિજયા, વૈજયન્તા, જયન્તા અને અપરાજિતા. પશ્ચિમ માનસ્તંભની વાપિકાઓ છે અશોકા, સુપ્રતિયુદ્ધા, કુમુદા અને પુંડરિકા. ઉત્તર માનસ્તંભની વાપિકાઓના નામ છે હ્રદયાનંદા, મહાનંદા, સુપ્રતિબુદ્ધા અને પ્રભંકરા. આ વાપિકાઓ ચારે તરફ વેદિકાઓ અને તોરણોથી યુક્ત તથા જલક્રીડાને યોગ્ય દિવ્ય દ્રવ્યો અને સોપાનોથી યુક્ત હોય છે.

## પરિશિષ્ટ ૩

**જૈનતીર્થંકરોના ભૂત, વર્તમાન, અને ભાવિ ચોવીશીઓનાં ક્રમ, નામ અને લાંછન :**

### વર્તમાન ચોવીશી

| ક્રમ | તીર્થંકર | લાંછન |
|---|---|---|
| ૧. | ઋષભદેવ | પોઠિયો |
| ૨. | અજિતનાથ | હાથી |
| ૩. | સંભવનાથ | ઘોડો |
| ૪. | અભિનંદન | વાંદરો |
| ૫. | સુમતિનાથ | ક્રૌંચપક્ષી |
| ૬. | પદ્મપ્રભુ | કમળ |
| ૭. | સુપાર્શ્વનાથ | સ્વસ્તિક |
| ૮. | ચંદ્રપ્રભુ | ચંદ્રમા |
| ૯. | સુવિધિનાથ | મગર |
| ૧૦. | શીતલનાથ | શ્રીવત્સ |
| ૧૧. | શ્રેયાંસનાથ | ગેંડો |
| ૧૨. | વાસુપૂજ્ય | પાડો |
| ૧૩. | વિમલનાથ | વરાહ |
| ૧૪. | અનંતનાથ | સીંચાણોપક્ષી |
| ૧૫. | ધર્મનાથ | વજ્ર |
| ૧૬. | શાંતિનાથ | હરણ |
| ૧૭. | કુંથુનાથ | બકરો |
| ૧૮. | અરનાથ | નંદ્યાવર્ત |
| ૧૯. | મલ્લિનાથ | કળશ |
| ૨૦. | મુનિસુવ્રત | કાચબો |
| ૨૧. | નમિનાથ | નીલકમલ |
| ૨૨. | નેમિનાથ | શંખ |
| ૨૩. | પાર્શ્વનાથ | સર્પ |
| ૨૪. | મહાવીરપ્રભુ | સિંહ |

# અતિત : ભૂત : ચોવીશી

| ક્રમ | તીર્થંકર | લાંછન |
|---|---|---|
| ૧. | શ્રી કેવલજ્ઞાન | સિંહ |
| ૨. | નિર્વાણી | સર્પ |
| ૩. | સાગર | શંખ |
| ૪. | મહાયશ | નીલકમલ |
| ૫. | વિમલ | કાચબો |
| ૬. | સર્વાનુભૂતિ | કળશ |
| ૭. | શ્રીધર | નંદ્યાવર્ત |
| ૮. | શ્રીદત્ત | બકરો |
| ૯. | દામોદર | હરણ |
| ૧૦. | સુતેજા | વજ્ર |
| ૧૧. | સ્વામીનાથ | બાજપક્ષી |
| ૧૨. | મુનિસુવ્રત | વરાહ |
| ૧૩. | શ્રીસુમતિ | પાડો |
| ૧૪. | શિવગતિ | ગેંડો |
| ૧૫. | અસ્ત્રાગ | શ્રીવત્સ |
| ૧૬. | નમિશ્રૃંગ | મગર |
| ૧૭. | અનિલ | ચંદ્રમા |
| ૧૮. | યશોધર | સ્વસ્તિક |
| ૧૯. | કૃતાર્થ | કમળ |
| ૨૦. | જિનેશ્વર | ક્રૌંચપક્ષી |
| ૨૧. | શુદ્ધમતિ | વાંદરો |
| ૨૨. | શિવંકર | ઘોડો |
| ૨૩. | સ્યાનંદર | હાથી |
| ૨૪. | સંપ્રતિ | પોઠિયો |

## અનાગત : ભાવિ : ચોવીશી

| ક્રમ | તીર્થંકર | લાંછન |
|---|---|---|
| ૧. | પદ્મનાભ | સિંહ |
| ૨. | સુરદેવ | સર્પ |
| ૩. | સુપાર્શ્વ | શંખ |
| ૪. | સ્વયંપ્રભ | નીલકમલ |
| ૫. | સર્વાનુભૂતિ | કાચબો |
| ૬. | દેવશ્રુત | કળશ |
| ૭. | ઉદય | નંદ્યાવર્ત |
| ૮. | પેઢાલ | બકરો |
| ૯. | પોટ્ટીલ | હરણ |
| ૧૦. | શતકીર્તિ | વજ્ર |
| ૧૧. | સુવ્રત | બાજપક્ષી |
| ૧૨. | અમમ | વરાહ |
| ૧૩. | નિષ્કાય | પાડો |
| ૧૪. | નિષ્પુલાક | ગેંડો |
| ૧૫. | નિર્મમ | શ્રીવત્સ |
| ૧૬. | ચિત્રગુપ્ત | મગર |
| ૧૭. | સમાધિ | ચંદ્રમા |
| ૧૮. | સંવર | સ્વસ્તિક |
| ૧૯. | યશોધર | કમળ |
| ૨૦. | વિજય | ક્રૌંચપક્ષી |
| ૨૧. | મલ્લિ | વાંદરો |
| ૨૨. | શ્રીદેવ | ઘોડો |
| ૨૩. | અનંતવીર્ય | હાથી |
| ૨૪. | ભદ્રકૃત | પોઠિયો |

## ચિત્રસૂચિ



ઋષભદેવ (પૃ. ૪૯)



સમોવસરણ (પૃ. ૩૫)

ચિ. ૯



સહસ્રફણા પાર્શ્વનાથ (પૃ. ૬૬)



જીવંતસ્વામી (પૃ. ૬૮)



ચક્રેશ્વરી (પૃ. ૮૩)



ગોમુખ (પૃ. ૭૨)

# સંદર્ભગ્રંથ સૂચિ


अग्निपुराण
अमिलषितार्थ चिंतामणि
अंशुमद् भेदागम
आचार दिनकर
आवश्यक चूर्णि
ज्ञानार्णवतंत्र
त्रिषष्टिशलाकापुरुषचरित्र
दीपार्णव वास्तुविद्या सं. प्र. ओ. सोमपुरा
शिल्परत्नाकर
क्षीरार्णव (श्री विश्वकर्माप्रणित) सं. प्र. ओ. सोमपुरा
શ્રી ગિરિરાજ સ્પર્શના – મુનિરાજ નિત્યાનંદ વિજયજી
ગુજરાતનું મૂર્તિવિધાન – ક. ભા. દવે
મંદિરોનું નગર શત્રુંજય – ફુ. હ. દોશી
જૈનતીર્થોનું વર્ણન – પ્ર. મુનિરાજ શ્રી કનકવિજયજી
રાણકપુર (પંચતીર્થી) – પં. અંબાલાલ પ્રેમચંદ શાહ
રાણકપુરનાં મંદિર – પ્ર. આણંદજી કલ્યાણજી
શ્રી શત્રુંજય સૌરભ યાને શ્રી જિનતીર્થ દર્શન – પ્ર. જયંતિલાલ પ્રભુદાસ તથા વરજીવનદાસ રેવાલાલ
શંખેશ્વર મહાતીર્થ – શ્રી જયંતવિજયજી
खण्डहरों का वैभव – मुनि कान्तिसागर
प्राचीन भारतीय मूर्तिविज्ञान – डॉ. वासुदेव उपाध्याय
मूर्तिविज्ञान (मराठी) – ग. ह. खरे
श्री महावीर जैन विद्यालय सुवर्ण महोत्सव ग्रंथ
भारतीय संस्कृतिमें जैन धर्मका योगदान – डॉ. हीरालाल जैन
Aspects of Jain Art and Architecture editors U.P. Shah M.A. Dhaky
The Heart of Jainism by Sinclair Stevenson
The Jain Iconography – B. C. Bhattacharya
Jain Tirthas in India and their Architecture–Sarabhai Nawab
Mahavira–His times and his philosophy of life by Dr. H. Jain
Religion and culture of the jains by Dr. Jyotiprasad Jain
Studies in Jaina Art – U. P. Shah
Vastushastra Vol. II by D. N. Shukla

# લેખક પરિચય

ડૉ. પ્રિયબાળાબહેન જે. શાહ ભારતીય સંસ્કૃતિ વિષય સાથે એમ. એ. થયા છે ત્યારબાદ પીએચ. ડી. ની ઉપાધિ માટે લલિતકલાવિષયક મહાનિબંધ લખ્યો. તેમની આ બંને ડિગ્રીઓ મુંબઈ યુનિવર્સિટીની છે. ત્યારબાદ મ્યુઝિયમ અને લલિતકલાઓના વધુ અભ્યાસ માટે પેરિસની સોરબોન યુનિવર્સિટીની ડી. લિટ્.ની ઉપાધિ પ્રથમ વર્ગમાં પ્રાપ્ત કરી. ૧૯૫૫પથી તેઓએ અમદાવાદની એચ. કે. આર્ટ્સ કોલેજમાં ભારતીય સંસ્કૃતિના વડા તથા પ્રાધ્યાપક તરીકે સેવાઓ આપ્યા બાદ ૧૯૬૩માં રાજકોટની માતુશ્રી વીરબાઈમા મહિલા કોલેજનાં આચાર્ય-પદે નિમાયાં. રાજકોટમાં અનેક શિક્ષણસંસ્થાઓ અને સામાજિક સંસ્થાઓમાં પણ પોતાની સેવાઓ એમણે આપી છે. લેખકનાં સત્તરેક જેટલાં સંપાદનો–પ્રકાશનો છે તે નીચે પ્રમાણે છે.

૧. વિષ્ણુધર્મોત્તર પુરાણ ભા. ૧ (સં.)
૨. વિષ્ણુધર્મોત્તર પુરાણ ભા. ૨ (અં.)
૩. કૃષ્ણગીતિ (સં.)
૪. શૃંગારહારાવલી (સં.)
૫. વસ્તુરત્નકોશ (સં.)
૬. નૃત્તસંગ્રહ (સં.)
૭–૮. નૃત્યરત્નકોશ (સં.) (ભા. ૧ અને ૨)
૯. મુદ્રાવિધિવિચાર પ્રકરણ (અં.)
૧૦. પ્રમાણમંજરી (સં.)
૧૧. નૃત્યાધ્યાય (સં.)
૧૨. ભારતીય પુરાતત્ત્વવિદ્યા (અનુવાદ)
૧૩. પ્રાચીન ભારતીય શિલ્પકળા અને સ્થાપત્ય (ગુજરાતી)
૧૪. હિંદુમૂર્તિવિધાન (ગુજરાતી)
૧૫. તિબેટ (ગુજરાતી)
**16-17.** Descriptive Catalogue of Sanskrit manuscripts Part I & II

## પુસ્તક પરિચય

જૈનમૂર્તિવિધાનના પુસ્તકમાં જૈન મૂર્તિઓની ઓળખ આપવામાં આવી છે. જૈનમૂર્તિઓ અને તેમનાં લક્ષણોનો સાચા અર્થમાં અભ્યાસ થઈ શકે તે માટે જૈનધર્મનો પરિચય પણ આપેલો છે. ઉપરાંત જૈનમૂર્તિઓમાં વિશિષ્ટ લક્ષણ લાંછનોની પણ માહિતી આપેલી છે. જે જૈનમૂર્તિઓના પરિચય માટે પાયારૂપ છે. આ ગ્રંથમાં તીર્થંકરની મૂર્તિઓ ઉપરાંત યક્ષો કે શાસનદેવતાઓની મૂર્તિઓ, યક્ષિણીઓ, અષ્ટદિક્પાલો, નવગ્રહો, શ્રુતદેવીઓ અને વિદ્યાદેવીઓ તેમજ અન્ય જૈનદેવતાઓનાં લક્ષણોનો ખ્યાલ આપવામાં આવ્યો છે. જેમાં હરિણેગમેષી અથવા નૈગમેષ, ક્ષેત્રપાલ, ગણેશ, શ્રી અથવા લક્ષ્મી, શાન્તિદેવી, યોગિણીઓ, મણિભદ્ર, ઘંટાકર્ણ મહાવીર વગેરેનું લક્ષણો સહિત વર્ણન આપવામાં આવ્યું છે. પરિશિષ્ટમાં સિદ્ધચક્ર, તીર્થંકરોની ચોવીસીઓનાં ક્રમ, નામ અને લાંછન જણાવવામાં આવ્યાં છે. આ પુસ્તકમાં જરૂરી એવાં કેટલાંક ચિત્રો મૂકીને પુસ્તકની ઉપયોગિતામાં વધારો કર્યો છે. જૈનધર્મ અને તેમાં પણ મુખ્યત્વે મૂર્તિશાસ્ત્રનો અભ્યાસ કરવા ઇચ્છતા જિજ્ઞાસુઓને તેમજ એમ. એ. ના ભારતીય સંસ્કૃતિના વિદ્યાર્થીઓને આ પુસ્તક લાભદાયી થશે તે નિઃશંક છે. તેથી જ આ પુસ્તકની ઉપયોગિતા વિશેષ જણાય છે.

## પરામર્શકશ્રીના અભિપ્રાયમાંથી

આ વિષય એમ.એ. ના ભારતીય સંસ્કૃતિ વિષયમાં આવે છે. તે વિશે ગુજરાતમાં હજુ કોઈ ગ્રંથ પ્રકાશિત થયો નથી. આ ગ્રંથ એના અભ્યાસક્રમને ઘણે અંશે આવરી લે છે. આથી એ વહેલી તકે પ્રકાશિત થાય, તો વિદ્યાર્થીઓની જરૂરિયાત સંતોષાશે.

---

**જૈનમૂર્તિવિધાન** **રૂ. ૧૧=૦૦**